# યૌવનચક્ર

અથવા

## મોહમરીચિકા

એક ઐતિહાસિક અને આદર્શ નવલકથા

દ્વિતીય ખણ્ડ-સંન્યાસ

પ્રયોજક
ઠક્કુર નારાયણ વિસનજી
ત્રાગાળાવાડ-અમદાવાદ

ચંચલ કરે જે ચિત્તને, જેનું ભ્રમણ અતિ વક્ર છે;
રમણીય, પણ ભ્રામક ભયંકર, ચંડ યૌવનચક્ર છે !

પ્રકાશક
ગોવિંદ મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે
ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક
ત્રણ દરવાજા-અમદાવાદ

મૂલ્ય રૂ. ૩-૮-૦.

વિક્રમાબ્દ ૧૯૭૯ ] [ ખ્રિ. સં. ૧૯૨૩

પ્રથમ આવૃત્તિ પ્રત ૨૦૦૦





" ધિ ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ–અમદાવાદ

# ઉપોદ્ઘાત

ઇ. સ. ૧૯૨૧ ના સપ્ટેમ્બર માસમાં જે વેળાયે પ્રસ્તુત "યૌવનચક્ર અથવા મોહમરીચિકા" નામક ઐતિહાસિક નવલકથાનો પ્રથમ ખણ્ડ પ્રકાશિત થયો હતો તે વેળાયે ઉપોદ્ઘાતમાં લખવામાં આવ્યું હતું કે: " પ્રસ્તુત ગ્રંથ ઉપર દર્શાવ્યા પ્રમાણે ડચ ભાષામાં લખાયલા 'જહાંગીર' નામક ગ્રંથના અંગ્રેજી અનુવાદનો ગુર્જર અનુવાદ તો છે જ; પરંતુ એટલું અવશ્ય લક્ષમાં રાખવાનું છે કે તે ગ્રંથનો આ અક્ષરશઃ અનુવાદ નથી; એટલે કે મૂળ ગ્રંથમાં ઇતિહાસ વિષયક તથા અન્યાન્ય વિષયોની જે કેટલીક ત્રુટિઓ હતી તે ત્રુટિઓને આ અનુવાદમાં યથાપ્રસંગ યોગ્ય વિષયોનો સમાવેશ કરીને પૂરી નાખવામાં આવી છે અને તેથી આ ગુર્જર અનુવાદ મૂળ ગ્રંથ કરતાં લગભગ બમણો મોટો થઈ ગયો છે અને એ કારણથી જ પ્રસ્તુત ગુર્જર અનુવાદને બે ભાગમાં વિભક્ત કરી નાખવો પડયો છે. દ્વિતીય ખણ્ડ પણ લખાય છે અને તે અલ્પ સમયમાં જ પ્રકાશિત થશે." (જુઓ પ્રથમ ખણ્ડનો ઉપોદ્ઘાત પૃષ્ઠ ૯ મું). અર્થાત્ પ્રથમ ખણ્ડના ઉપોદ્ઘાતમાં દર્શાવ્યા પ્રમાણે દ્વિતીય ખણ્ડના લેખનકાર્યનો મેં તે સમયમાં જ આરંભ કરી દીધો હતો અને દ્વિતીય ખણ્ડમાં જ પ્રસ્તુત વાર્તાને સમાપ્ત કરી નાખવાનો મારો વિચાર હતો; પરંતુ દ્વિતીય ખણ્ડના ત્રણેક પ્રકરણ લખાયા પછી મૂળ ગ્રંથમાંના કેટલાક સંક્ષિપ્ત સ્વરૂપમાં લખાયલા પ્રસંગો જો તેમને વિસ્તારથી વર્ણવવામાં આવે, તો અત્યંત રસદાયક તથા આકર્ષક થવાનો સંભવ છે એમ દેખાતાં તે સંક્ષિપ્ત પ્રસંગોને વિસ્તારથી

વર્ણવવાના નિશ્ચયપર હું આવ્યો અને તેથી મારી પૂર્વ ધારણા અનુસાર દ્વિતીય ખણ્ડમાં પ્રસ્તુત નવલકથાની સમાપ્તિ ન થઈ શકે એ સ્વાભાવિક હોવાથી આ નવલકથા હવે ચાર ખણ્ડોમાં સમાપ્ત થવાની છે. પરમાત્માની કૃપાથી દ્વિતીય ખણ્ડ આજે પ્રકાશિત થાય છે; તૃતીય ખણ્ડ લખાઇ ગયો છે અને છાપખાનામાં છાપવામાટે આપી દેવામાં આવ્યો છે એટલે ત્રણ માસમાં તૃતીય ખણ્ડ પણ પ્રકાશિત થઈ જશે અને પ્રભુકૃપાથી જો કોઇ વિઘ્ન ન આવે, તો ચતુર્થ ખણ્ડ ચાલતા ઈ. સ. ૧૯૨૩ ના ડિસેમ્બર માસમાં પ્રકાશિત થઇ જાય એવી સર્વ વ્યવસ્થા અત્યારથી જ કરી રાખવામાં આવી છે કે જેથી પાઠકો તથા પાઠિકાઓને અવશિષ્ટ ખણ્ડોમાટે દીર્ઘ સમય પર્યન્ત તિષ્ઠન્તુ કરીને બેસી રહેવું ન પડે.

પ્રસ્તુત નવલકથાનો આ દ્વિતીય ખણ્ડ લખતાં જે કેટલાક ઐતિહાસિક ગ્રંથોની સહાયતા લેવામાં આવી છે તે ગ્રંથો આ છે:—

૧ રા. બાબૂ નગેન્દ્રનાથ વસુકૃત "The Social History of Kamarupa, Vol. I. Calcutta. (અંગ્રેજી)

૨ Gait's History of Assam (1906) (અંગ્રેજી)

૩ Dalton's Ethnology of Bengal. (અંગ્રેજી)

૪ ભારતીય ચરિતામ્બુધિ (હિન્દી)

૫ ભારતશાસનપદ્ધતિ (હિન્દી)

૬ ભરતસ્થલાદર્શ (મરાઠી)

એ ઉપરાંત બંગાળાની 'રૉયલ એશિયાટિક સોસાયટી'ના જર્નલમાં આસામ વિષયક લખાયલા કેટલાક પ્રકીર્ણ લેખોનો પણ કોઈ કોઇ સ્થળે ઉપયોગ કરવામાં આવ્યો છે અને તેથી એ

સર્વ ગ્રંથકારો તથા લેખકો પ્રતિ કૃતજ્ઞતા દર્શાવવી એ મારૂં કર્તવ્ય હોવાથી હું એ સર્વ ગ્રંથકારો તથા લેખકોનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

પ્રસ્તુત નવલકથાનો પ્રથમ ખણ્ડ પાઠકો તથા પાઠિકાઓના સંપૂર્ણ આદરને પાત્ર થઈ ચૂકયો છે અને તેનું પ્રત્યક્ષ પ્રમાણ એ જ છે કે પ્રથમ ખણ્ડની પ્રથમ આવૃત્તિ ૧૦૦૦ પ્રતની છપાવવામાં આવી હતી ત્યારે દ્વિતીય ખણ્ડની આ પ્રથમ આવૃત્તિ ૨૦૦૦ પ્રતની છપાવવામાં આવી છે અને પ્રથમ ખણ્ડના દ્વિતીય આવૃત્તિને પ્રકાશિત કરવાનો પ્રસંગ પ્રકાશકને અલ્પ સમયમાં જ પ્રાપ્ત થવાનો છે. અર્થાત્ જે રસિકહૃદય, યથાર્થપરીક્ષક તથા નિષ્પક્ષપાતબુદ્ધિ ગુર્જર પાઠકો તથા પાઠિકાઓએ મારા '**ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे**' એવા પ્રકારના તથા પરોત્કર્ષાસહિષ્ણુ વિરોધીઓની લેખિની દ્વારા મારી નવલકથાઓપર વારંવાર કરાતા અસત્ય આક્ષેપો પ્રતિ લેશમાત્ર પણ લક્ષ ન આપીને મારી નવલકથાઓને નિરંતર પ્રેમ તથા આદરથી વધાવી લીધી છે અને મારા ઉત્સાહને પોતાની એ પ્રીતિ તથા આદરભાવનાથી જે પાઠકો તથા પાઠિકાઓ નિરંતર વૃદ્ધિંગત કરતાં રહ્યાં છે તે પાઠકો તથા પાઠિકાઓનો આ લેખક આજન્મ ઋણી રહેવાનો છે એ સર્વથા નિર્વિવાદ છે.

પ્રસ્તુત નવલકથાનો આ દ્વિતીયખંડ કેવળ દોઢ માસ જેટલા અત્યન્ત અલ્પ સમયમાં અને અત્યંત લક્ષ પૂર્વક છાપી આપવામાટે "**ધિ ડાયમંડ જ્યુબિલી**" પ્રિન્ટિંગ્ પ્રેસના માલિક રા. **દેવીદાસ છગનલાલ પરીખ** તથા વ્યવસ્થાપક રા. **પોપટલાલ દેવીદાસ પરીખનો** હું તથા પ્રકાશક કૃતજ્ઞતા પૂર્વક ઉપકાર માનીએ છીએ.

જેવી રીતે પરમાત્માની કૃપાદૃષ્ટિથી પ્રસ્તુત ખણ્ડ નિર્વિઘ્ન પ્રકાશિત થયો છે તેવી જ રીતે મારી હવે પછીની અન્ય સાહિત્ય-કૃતિઓ પણ પરમાત્માની કૃપાથી નિર્વિઘ્ન સમાપ્ત તથા પ્રકાશિત થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે એવી પરમાત્માનાં શ્રીચરણોમાં નમ્ર પ્રાર્થના કરીને મારા આ ઉપોદ્ઘાતને હું અહીં જ સમાપ્ત કરવાની અને લેખિનીને વિરામ આપવાની આજ્ઞા ઇચ્છું છું. ઇત્યલમ્.

અહમ્મદાબાદ (અમદાવાદ)
તા. ૪ થી જૂન ૧૯૨૩
અધિક જ્યેષ્ઠ, શુક્લ ષષ્ઠી,
વિક્રમાબ્દ ૧૯૭૯, સોમવાર

ઠક્કુર નારાયણ વિસનજી,
ગ્રંથકાર.



# અનુક્રમણિકા

## દ્વિતીય ખણ્ડ-સંન્યાસ

નવલકથાની સૃષ્ટિમાં એક અપૂર્વ યુગાન્તર

# સંસારસમસ્યા

## અથવા

# કલ્પલતા કે વિષવલ્લરી ?

પ્રયોજક

## પ્રખ્યાત નવલકથાકાર ઠક્કુર નારાયણ વિસનજી

આ નવીન નવલકથાના વાંચનથી કોઇ વાર પાઠકો તથા પાઠિકાઓને આ સંસાર નન્દનવન સમાન અત્યંત રમણીય દેખાય છે તો કોઈ વાર આ સંસાર કુંભિપાક નરક સમાન અત્યંત ભયંકર ભાસવા માંડે છે; ભારતવર્ષની એક વારાંગનાના સતીત્વ તથા સાધુત્વના સાક્ષાત્કારથી નારીજાતિ પવિત્ર તથા પૂજ્ય જણાય છે અને એક રાજકુલોત્પન્ના અભિજાતા રાજમહિષીનાં વ્યભિચાર તથા પતિઘાત આદિ જઘન્ય કર્મોના નિરીક્ષણથી નારીજાતિ એક અત્યંત તિરસ્કરણીય તથા ત્યાજ્ય નારકીય વસ્તુ તરીકે દૃષ્ટિગોચર થાય છે; વર્તમાન વિશ્વમાં પિશાચની મોટર કેવી અને કેટલી ભીષણ તથા સર્વવિનાશક ગતિથી દોડી રહી છે અને પિશાચપૂજકોની પિશાચપૂજાના પરિણામે અંતે કેવી અધોગતિ થાય છે એ દૃશ્યને જોતાં જેમ રોમાંચ ખડાં થઇ જાય છે તેમ જ પ્રણયાર્થીઓના પ્રણયવેદીમાં અપાતા પ્રાણબલિદાનના અવલોકનથી સખેદ તથા સાશ્ચર્ય સ્તંભિત થઇ જવાય છે.

ઉત્તમ કાગળ, પૃષ્ઠ ( ૨૦×૩૨૦ ) ૩૪૦; કથાપ્રસંગનાં પાંચ સુંદર ચિત્રો અને જેઓ શ્રીમાનને આ પુસ્તક સમર્પાયલું છે તે રાજસ્થાન પોરબંદરના ધર્મધુરંધર મહારાજા રાણા સાહેબ શ્રીનટવરસિંહજી બહાદુરનું ચિત્ર મળીને એકંદર છ ચિત્રો; અત્યંત સુંદર સોનેરી નામયુક્ત કપડાનું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૩-૪-૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

મળવાનું સ્થળ:—

સોલ એજન્ટ,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

**બુકસેલર અને પબ્લિશર;**

ત્રાગુ દરવાજા—અમદાવાદ.

ॐ

# યૌવનચક્ર

અથવા

# મોહમરીચિકા

## દ્વિતીય ખણ્ડ–સંન્યાસ

### પ્રકરણ ૧ લું

### સંન્યાસી નારાયણ

કેવળ કાષાયવસ્ત્ર પરિધાન કરવાથી જ સંન્યાસી થઇ શકાતું નથી; કારણ કે, કાષાયવસ્ત્રવડે શરીરને આચ્છાદિત કરવાથી અંતઃકરણ કિંવા હૃદયમાં પ્રજ્વલિત થયેલો અગ્નિ નિર્વાપિત કિંવા શાંત થઇ શકતો નથી. આ નિયમ આપણી પ્રસ્તુત નવલકથાના નાયક નારાયણના સંબંધમાં પણ અક્ષરશઃ સત્ય સિદ્ધ થયેલો દેખાતો હતો; કારણ કે, તેણે માધવીના સુખમાટે અને માધવીના નામ તથા ચારિત્ર્યને સર્વથા નિષ્કલંક રાખવામાટે પોતાની જન્મભૂમિને ત્યાગી દીધી હતી, કાષાયવસ્ત્રો પરિધાન કરી લીધાં હતાં, અખંડ બ્રહ્મ-

ચર્યને સ્વીકારી લીધું હતું તેમ જ સંન્યાસીના સમસ્ત કઠોર નિયમોના પાલનનો આરંભ કરી દીધો હતો; તથાપિ એથી તેના હૃદયને સત્ય શાંતિનો સાક્ષાત્કાર થઈ શક્યો નહિ અને તેના પ્રાણોમાં વ્યાપેલી જ્વાલાનું શમન થઇ શક્યું નહિ; સારાંશ કે, માધવીને ભૂલી જવામાટેની સહસ્રાવધિ ચેષ્ટાઓ કરવા છતાં પણ તેનું સ્નેહપ્રાણ હૃદય માધવીને ક્ષણમાત્રને માટે ભૂલી જવાની ક્ષમતાને પણ મેળવી શક્યું નહિ અને તેનું પરિણામ એ થયું કે કાષાયવસ્ત્રોને ધારવા છતાં અને સંન્યાસના માર્ગમાં અગ્રેસર થવા છતાં પણ 'માધવી અત્યારે કેવી અવસ્થામાં હશે? માધવી અત્યારે શું કરતી હશે? અને માધવી મને સર્વથા વિસારી શકશે ખરી?' આવા પ્રકારના સહસ્રાવધિ પ્રશ્નો દિવારાત્રિ તેના હૃદયમાં ઉત્પન્ન થઈને તેની શાંતિનો ભંગ કરવા લાગ્યા અને તેથી પરમાત્માના નામસ્મરણમાં તથા યોગાભ્યાસમાં તેના ચિત્તની એકાગ્રતા ન થવાથી તે કોઇ એક પાગલ કિંવા ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે ભિન્નભિન્ન દેશોમાં ભ્રમણ કરવા લાગ્યો; તથાપિ તે ક્યાંય પણ પોતાની ઇષ્ટ શાંતિને ન મેળવી શક્યો તે ન જ મેળવી શક્યો. નાનાવિધ દેશોમાં ભ્રમણ કરતાં તેને ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ટ પ્રકારના અનેક દંડી, યોગી તથા સંન્યાસીઓ મળ્યા, પરંતુ તેમનામાંના કોઇ પણ દંડી, યોગી કિંવા સંન્યાસીમાં તેનો શ્રદ્ધાયુક્ત ભક્તિભાવ ન બંધાયો; માત્ર એટલું જ નહિ, પણ તેમનામાંના બહુસંખ્ય દંડી, યોગી તથા સંન્યાસીઓ કેવળ ઉદરંભર તથા દંભી જ દેખાવા લાગ્યા. અપવાદરૂપ બેચાર ત્યાગી પુરુષો તેને સત્ય સાધુ કિંવા સંન્યાસી પ્રતીત થયા હતા, પરંતુ તેઓ તેની કથાને લક્ષમાં ન લેતાં ગ્રીવાને ડોલાવીને ચાલ્યા જવાથી નારાયણને બે વર્ષ પર્યન્ત સંન્યસ્તદીક્ષાનો

લાભ મળી શક્યો નહિ કિંવા અન્ય શબ્દોમાં કહેવામાં આવે તો તે યથાવિધિ દીક્ષિત સંન્યાસી થઇ શક્યો નહિ.

નારાયણ ભારતવર્ષના ભિન્ન ભિન્ન દેશોમાં બે વર્ષ પર્યન્ત એવી રીતે ભ્રમણ કર્યા પછી અંતે હતાશ થઇને જે પર્વત અત્યંત પ્રાચીન કિંવા ઇતિહાસપૂર્વ કાળથી 'નગાધિરાજ'ની પદવીથી વિભૂષિત થયેલો છે; જે શૈલરાજ ભારતવર્ષની ઉત્તર સીમામાં એક સ્વાભાવિક અભેદ્ય દુર્ગના રૂપમાં સ્થિર રહીને ભારતવર્ષના સંરક્ષકની આવશ્યકતાને પૂર્ણ કરી રહ્યો છે; જે પર્વત સિંધુ તથા ગંગા આદિ અનેક નદ તથા નદીઓને પોતાના ગર્ભમાંથી બહિર્ગત કરીને તે નદ તથા નદીઓના જળવડે ભારતવર્ષને નિરંતર ધાન્ય તથા ધનવડે સમૃદ્ધ રાખવાનો અવિશ્રાંત પરિશ્રમ કરી રહ્યા છે; જે પર્વત અસંખ્ય રોગહારક વનસ્પતિઓને ઉત્પન્ન કરીને ભારતવર્ષનિવાસિજનોના આરોગ્યને અખંડ રાખનાર ધન્વંતરિ તરીકે પોતાનો પરિચય કરાવી રહ્યો છે; જે ગિરિરાજ પોતાની વિશાળ ગુહાઓમાં અનેક પ્રચંડ યોગીશ્વરો, તપસ્વીઓ, ઋષિઓ તથા મુનિવરોને આશ્રય આપીને પોતાની પરમાત્મપ્રિયતા, આદરાતિથ્યપરાયણતા તથા પરોપકારિતાનો સંસારને સાક્ષાત્કાર કરાવી રહ્યો છે અને જે પર્વત બદરિકાશ્રમ જેવા મોક્ષદાયક ધામને પોતાના વક્ષઃસ્થળપર ધારણ કરીને ભારતીય જનોને, જો સંક્ષેપમાં કહીએ તો, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે વસ્તુઓની અધિકાર અનુસાર પ્રાપ્તિ કરાવી રહ્યો છે; એટલું જ નહિ, પણ વિદેશીય ધર્મના અનુયાયી ભારતવાસી મુસલ્માન કવિઓના મુખથી પણ

'પર્વત વો સબસે ઊંચા હમ્સાયા આસમાંકા;
વો સંતરી હમારા, વો પાસબાં હમારા!'

આ પ્રમાણેની પ્રશંસાને પ્રાપ્ત કરી રહ્યો છે, તે વિશ્વવિખ્યાત હિમાલય પર્વતની ભૂમિમાં આવી લાગ્યો અને ત્યાં ગંગોત્રીના માર્ગમાં વિખ્યાત જગદ્‌ગુરુ યોગાનન્દ સ્વામીનો તેને સાક્ષાત્કાર થયો.

યોગીશ્વર યોગાનન્દ સ્વામી પોતાના શિષ્યોના વિશાળ સમુદાય સહિત હિમાલય પર્વતના એ મહા રમણીય સ્થાનમાં વસતા હતા. કેટલાક દિવસ પર્યન્ત નારાયણને યોગાનન્દ સ્વામી સાથે એકાંતમાં શાંતિથી વાર્તાલાપ કરવાનો અને પોતાની ઈચ્છાને તેમના સમક્ષ પ્રદર્શિત કરવાનો જો કે અવસર ન મળી શક્યો; તથાપિ યોગાનન્દ સ્વામીના એક વારના સાક્ષાત્કારથી જ તેમનામાં નારાયણનો પ્રગાઢ ભક્તિભાવ બંધાઈ જવાથી તેણે પોતાના મનમાં એવો દૃઢતમ નિશ્ચય કરી લીધો કેઃ “દીર્ઘ કાળ પશ્ચાદ્ આવા અપૂર્વ યોગીશ્વરના સમાગમનો યોગ મને આવી મળ્યો છે એટલે હવે હું આ યોગીશ્વર વિના અન્ય કોઈનો શિષ્ય કદાપિ થવાનો નથી અને એમના શિષ્યત્વને સ્વીકારીને મારે જો આજીવન એમના સહવાસમાં જ રહેવું પડશે, તો પણ હું આનન્દથી એમની સેવામાં મારા જીવનને વીતાડી દેવાને તત્પર છું.” હૃદયમાં આવી અપૂર્વ શ્રદ્ધાનો ઉદય થવાથી નારાયણ નિત્ય હસ્તદ્વય જોડીને યોગાનન્દ સ્વામી સમક્ષ આવીને ઊભો રહેતો હતો; પરંતુ સર્વ સમયમાં સ્વામીજીની આસપાસ એટલા બધા મનુષ્યોનો ઘેરો રહ્યા કરતો હતો કે તેના યોગે નારાયણને સ્વામીજી સાથે બે ચાર શબ્દો બોલવા જેટલો અવસર પણ મળી શકતો ન હોતો, તો પછી દીર્ઘ વાર્તાલાપનો અવસર તો ક્યાંથી જ મળી શકે વારુ ? આવી રીતે એક એક કરીને દિવસો વીતવા લાગ્યા; પરંતુ નારાયણની દીક્ષા વિષયક આશાની પૂર્ણતાનો યોગ ન આવ્યો તે ન જ આવ્યો.

આવી રીતે એક માસ જેટલો દીર્ઘ સમય વીતી ગયો અને નારાયણના હૃદયમાં પુનઃ નિરાશાનો ઉદ્દ્ભવ થવા લાગ્યો; પરંતુ એટલામાં અચાનક એક દિવસ તેના સદ્દભાગ્યવશાત્ તેનાપર સ્વામીજી કિંવા યોગીશ્વરની કૃપાદષ્ટિનો પાત થયો અને તેમણે નારાયણને પોતાપાસે આવવાનો સંકેત કર્યો. નારાયણ સ્પન્દિત હૃદયથી દિવ્ય તથા ભવ્ય મહાયોગી સમક્ષ આવીને વિનીત ભાવથી ઊભો રહ્યો એટલે યોગીશ્વરે વાત્સલ્યદર્શક ભાવથી તેને પૂછ્યું કે: "વત્સ! તું શી ઇચ્છાને પોતાના હૃદયમાં ધારણ કરીને મારી પાસે આવ્યો છે વારુ ?"

"આપ યોગિરાજના વરદ હસ્તથી સંન્યસ્તદીક્ષા લઇને આપ યોગીશ્વરનો એક શિષ્ય તથા દીક્ષિત સંન્યાસી થવાની પ્રબળ આકાંક્ષાને અંતઃકરણમાં ધારીને જ આ આપનો દાસાનુદાસ નારાયણ આપની ચરણધૂલિના સંમેલનથી પવિત્ર થયેલી ભૂમિમાં આવી લાગ્યો છે; તો હવે આ દાસની એ આકાંક્ષાને પૂર્ણ કરો, કૃપાનિધાન !" નારાયણે અતિશય વિનીત ભાવથી પોતાની ઇચ્છા કિંવા આકાંક્ષાનો યોગ્ય શબ્દોમાં પરિચય કરાવ્યો.

"ત્યારે તારી એવી માન્યતા છે ખરી કે તારાથી સંન્યાસનું યથાર્થ સ્વરૂપમાં અન્ત પર્યન્ત અખંડ પાલન કરી શકાશે ?" યોગાનન્દ સ્વામીએ ગંભીરતાથી પૂછ્યું.

"અવશ્ય કરી શકાશે,–નહિ કેમ કરી શકાય, પ્રભો ?" નારાયણે દઢતાદર્શક ઉત્તર આપ્યું.

"જો તારી એવી જ દઢ માન્યતા હોય, તો સંન્યાસના માર્ગમાં અગ્રેસર થવાનો ઉદ્યોગ કરી જો." મૃદુહાસ્યમંડિત મુખથી આ વાક્ય ઉચ્ચારીને યોગાનન્દ સ્વામીએ પોતાના પાર્શ્વમાં ઊભેલા

એક શિષ્યને સંબોધીને કહ્યું કે: “ અખંડાનન્દ, આ યુવકના મસ્તકનું મુંડન કરીને એને યથાવિહિત સંન્યાસધર્મની દીક્ષા આપી દો. ”

“ જેવી ગુરુદેવની આજ્ઞા. ” આ શબ્દોથી ગુરુદેવની આજ્ઞાને શિરોધાર્ય કરીને અખંડાનન્દ નારાયણને પોતાના સાથે લઇને ચાલતો થયો; પરંતુ એટલામાં યોગાનન્દ સ્વામીએ નારાયણને પાછો બોલાવીને કહ્યું કે: “ આજે મધ્યરાત્રિના સમયમાં તું મારી પાસે આવજે એટલે હું તને યોગશિક્ષા આપીશ. ”

“ આ તો વળી મારા સદ્દભાગ્યની સીમા થયેલી જ કહી શકાય.” નારાયણ આ શબ્દોથી પોતાના આનન્દને દર્શાવીને અખંડાનન્દ સાથે ત્યાંથી દીક્ષિત થવામાટે અન્યત્ર ચાલ્યો ગયો.

બે વર્ષ પછી નારાયણ સંન્યાસધર્મમાં દીક્ષિત થયો કિંવા પ્રકૃત દીક્ષિત સંન્યાસી થઇ શક્યો; પરંતુ તેના પ્રાણોમાં વાસ્તવિક શાંતિનો આવિર્ભાવ થયો કે કેમ ? એ તો એક પ્રશ્ન જ હતો. આજે મધ્યરાત્રિના સમયમાં ગુરુદેવ તેને જે યોગશિક્ષા આપવાના હતા તેની ચિન્તામાં જ તે લીન થઇ ગયો અને તેથી સમસ્ત દિવસ ચિત્તની અસ્વસ્થતા તથા અશાંતિમાં વીતાડીને મધ્યરાત્રિના સમયની તે અત્યંત વ્યાકુલ હૃદયથી પ્રતીક્ષા કરવા લાગ્યો.

પર્વતની એક અત્યંત સુંદર તથા રમણીય ઉપત્યકાભૂમિમાં જગદ્દગુરુ યોગાનન્દ સ્વામીએ પોતાના તથા પોતાના શિષ્યોના નિવાસમાટે એક વિશાળ શિબિરની સ્થાપના કરેલી હતી. રાજશિબિર અને આ યોગિરાજના શિબિરમાં જે ભેદ હતો તે એટલોજ કે રાજશિબિરમાં સુંદર વસ્ત્રગૃહો કિંવા તંબૂઓનો અધિકાર જોવામાં આવે છે અને આ યોગિરાજશિબિરમાં વૃક્ષોની શાખા તથા પર્ણ-

રાશિ આદિ સાધનોવડે નિર્માયલી પર્ણકુટીઓનો અધિકાર જોવામાં આવતો હતો; રાજાના શિબિરમાં સ્વાર્થના કારણથી સૈનિકો તથા રાજકર્મચારીઓ પોતાના રાજાનો જ જયઘોષ કરતા હોય છે અને આ યોગિરાજના શિબિરમાં વારંવાર નિર્ગુણ નિરાકાર પરબ્રહ્મનો જ જયઘોષ થયા કરતો હતો; અને રાજાના શિબિરમાં હિંસાવૃત્તિ, વિષયલોલુપતા તથા અસંતુષ્ટતાની સત્તા વ્યાપેલી હોય છે અને આ યોગિરાજશિબિરમાં અહિંસાવૃત્તિ, વિષયનિવૃત્તિ તથા પરમસંતોષાત્મક વૈરાગ્યની જ વ્યાપકતા અખંડ રહ્યા કરતી હતી. અર્થાત્ જેમનાં હસ્તરૂપ પાત્રો અખંડ હતાં, જેમને ભિક્ષા માગવાથી અક્ષય્ય અન્નની પ્રાપ્તિ થતી હતી, જેઓ કાષાયવસ્ત્રને ધારવા છતાં દશદિશાઓને જ પોતાનાં વાસ્તવિક વસ્ત્ર માનતા હતા, પૃથ્વીને જ જેઓ પોતાની વિશાળ તથા સુનિર્મળ શય્યા ધારતા હતા, જેમણે અખંડ નિઃસંગતાને જ અંગીકારેલી હતી અને જેમણે નિરંતર આત્મસંતુષ્ટ રહીને દીનતાના સમુદાયો કિંવા દુઃખોનો—એટલે કે દુઃખજનક ભાવનાઓનો સર્વથા બહિષ્કાર કરી દીધો હતો એવા બ્રહ્મપરાયણ ધન્ય પુરુષોનો આ યોગિરાજના શિબિરમાં નિવાસ હોવાથી ત્યાં જો અષ્ટૌપ્રહર બ્રહ્માનન્દ કિંવા પૂર્ણ આનન્દનો અધિકાર વ્યાપેલો રહે, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું, અને હતું પણ તેમ જ. અસ્તુઃ જેમ જેમ રાત્રિ અધિકાધિક વીતવા લાગી તેમ તેમ યથાનુક્રમ એ શિબિરવાસી સંન્યાસીઓ નિદ્રાધીન થવા લાગ્યા, તેમના અગ્નિકુંડમાંનો અગ્નિ નિર્વાપિત થઇ ગયો અને અંતે ચતુર્દિશામાં ઘોર નિસ્તબ્ધતાનો અધિકાર વ્યાપી ગયો. આવા સમયમાં અભિનવ સંન્યાસી નારાયણ અત્યંત વ્યાકુળ થઇને મનોગત કહેવા લાગ્યો કેઃ—

"સ્વામીજી અત્યારે ક્યાં હશે વારૂ? કારણ કે, સંધ્યાકાલથી તેઓ ક્યાંય જોવામાં આવતા નથી અને તેમની જે સમયમાં તેમના સમક્ષ ઉપસ્થિત થવાની મને આજ્ઞા મળી હતી તે મધ્યરાત્રિનો સમય થઇ ચૂક્યો છે એટલે હવે મારાથી નિશ્ચિન્ત થઇને બેસી શકાય તેમ ન હોવાથી મારે ગમે ત્યાંથી પણ તેમને શોધી કાઢવા જોઇએ."

આવા પ્રકારના નિશ્ચયથી નારાયણ ત્યાંથી અન્યત્ર જવામાટે આગળ વધવા જતો હતો; પરંતુ એ ક્ષણે જ પશ્ચાદ્‌ભાગમાંથી કોઈ પુરુષે તેના સ્કંધભાગમાં પોતાના હસ્તને અચાનક સ્થાપી દીધો અને તેથી ચમકીને નારાયણે પશ્ચાદ્દષ્ટિ કરતાં યોગીશ્વર યોગાનન્દ સ્વામી પોતે જ તેના જોવામાં આવ્યા. નારાયણને સંબોધીને યોગીશ્વર શાંતભાવથી કહેવા લાગ્યા કે:—

"વત્સ, તારા અંતઃકરણમાં જે મૂર્તિ અંકિતા થયેલી છે તે મૂર્તિને જ્યાં સુધી તું સંપૂર્ણ ભાવથી ભૂંસી નાખી નહિ શકે, ત્યાં સુધી મારાથી તને યોગશિક્ષા આપી શકાય તેમ નથી; કારણ કે, પોતાની ઇષ્ટ મૂર્તિને હૃદયમાં અંકિત રહેવા દઇને તેના સ્મરણમાં નિરંતર લીન રહેવું એ પણ એક પ્રકારનો સંગ છે, એ સંગથી કામનો ઉદ્‌ભવ થાય છે, કામના યોગે ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધના પરિણામે સંમોહનો આવિર્ભાવ થાય છે, સંમોહવડે સ્મૃતિવિભ્રમ થઈ જાય છે અને સ્મૃતિના ભ્રંશથી બુદ્ધિનો નાશ થતાં મનુષ્યનો પોતાનો પણ નાશ થઇ જાય છે. આ કારણથી પ્રથમ અંતઃકરણને કોઈ પણ વિષયના ધ્યાનથી સર્વથા મુક્ત કરવાની યોગમાર્ગના પ્રવાસીમાટે સર્વથી પ્રથમ અને અનિવાર્ય આવશ્યકતા છે અને તેથી, હે વત્સ, મારી તને એવી આજ્ઞા છે કે તુ એક વર્ષ પર્યન્ત

તીર્થક્ષેત્રોમાં ભ્રમણ કરીને પોતાના હૃદયમાં અંકાયલી મૂર્તિને ભૂંસી નાખવાની ચેષ્ટા કરતો રહે. એક વર્ષ પછી પાછો તું મને આવી મળજે એટલે પછી હું તને યોગશિક્ષા તથા યોગદીક્ષા આપવાનો યોગ્ય વિચાર કરીશ.”

નારાયણને કાંઈ પણ બોલવાનો અવસર મળી શકે એટલામાં તો એ આજ્ઞા આપીને જગદ્ગુરુ યોગાનન્દ સ્વામી અંધકારમાં અન્તર્હિત કિંવા અદૃશ્ય થઇ ગયા અને તેથી આશ્ચર્યચકિત થતાં નારાયણ કેટલાક સમય પર્યન્ત ત્યાંનો ત્યાં જ નિષ્પંદભાવથી ઊભો રહી ગયો. ત્યારપછી એક અત્યંત ગંભીર દીર્ઘ નિઃશ્વાસ નાખીને અન્યત્ર જવામાટે તે સ્થાનને ત્યાગીને મંદગતિથી નારાયણ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં તે ગંભીરતાપૂર્વક આત્મગત કહેવા લાગ્યો કે:—

“ જે માધવીની અપૂર્વ રમણીય તથા મહામનોહારિણી મૂર્તિને અત્યાર સુધી એક મુહૂર્તમાત્રને માટે પણ હું મારા હૃદયમાંથી દૂર કરી શક્યો નથી તે માધવીની મૂર્તિને મારાથી મારા હૃદયમાંથી સદાને માટે બહિષ્કૃત કરી શકાશે ખરી કે? નહિ, કદાપિ નહિ. પરંતુ યોગાભ્યાસમાટે મારી એ ઇષ્ટ મૂર્તિને આટલી સીમા પર્યન્ત ભૂલી જવાનું કારણ શું છે વારુ? હા, કારણ છે અને તે એ કે જ્યાં સુધી કોઇ એક વિશિષ્ટ વ્યક્તિ સમસ્ત હૃદયમાં પોતાના સ્વતંત્ર અધિકારને સ્થાપીને વિરાજેલી હોય છે ત્યાં સુધી પરમાત્માને વિરાજવામાટેનું સ્થાન તે હૃદયમાં ભાગ્યે જ મળી શકે છે. યોગ-સિદ્ધિમાટે માધવીને ભૂલી જવાની જ્યારે આટલી સીમા પર્યન્ત આવશ્યક્તા છે તો પછી મારે માધવીને શામાટે ન ભૂલી જવી જોઇએ વારુ? ભૂલી જવી જ જોઇએ; કારણ કે, મારી જન્મ-

ભૂમિને કિંવા મારા દેશને ત્યાગીને એક કંગાલ તરીકે અત્યારે હું આ અરણ્ય તથા પર્વતમાં ભ્રમણ કરી રહ્યો છું અને સદ્‌ગુરુના આશ્રયને મેળવવામાટે મથી રહ્યો છું તે કેવળ માધવીને ભૂલી જવામાટે જ! અને તેમ છતાં પણ જો મારાથી માધવીને ભૂલી ન શકાય તો પછી મારા સંન્યાસની સાર્થકતા શી વારૂ? માધવી મને તો આટલા દીર્ઘકાલિક વિયોગ પછી અવસ્ય ભૂલી જ ગઇ હશે; માત્ર એટલું જ નહિ, પણ તે અત્યારની ઘટિકા પર્યન્ત જીવિત હશે કે કેમ, એ પણ નિશ્ચયપૂર્વક કોનાથી કહી શકાય તેમ છે વારૂ? તેમ જ માધવી એક પરમસુંદરી નવયૌવના નારી હોવાથી જો જીવિત હોય તો પણ પોતાના ધર્મની રક્ષા કરી શકી હશે કે કેમ એ પણ સર્વથા શંકાસ્પદ વિષય છે. અર્થાત્ મને માધવીનો આ જન્મમાં પુનઃ સાક્ષાત્કાર થશે એવી મારા મનમાં લેશમાત્ર પણ આશા ન હોવાથી હવે તો તેને સર્વથા ભૂલી જવામાં જ મારૂં કલ્યાણ છે. શું હું પુરુષ નથી તેમ જ શું મારામાં મનુષ્યત્વનો અભાવ છે? શું હું એટલી સીમા પર્યન્ત અપદાર્થ તથા હૃદયબલથી હીન છું કે મારાથી માધવીનું વિસ્મરણ નહિ જ કરી શકાય? નહિ; મારાથી માધવીનું વિસ્મરણ અવશ્ય કરી શકાશે અને ગુરુદેવની આજ્ઞાથી તેમ જ ગુરુદેવની કૃપાથી હું માધવીને તે જાણે આ સંસારમાં કદાપિ અવતરી જ ન હોતી અને તેની સાથે મારો કોઇ પણ પ્રકારનો સંબંધ હતો જ નહિ! એટલી સીમા પર્યન્ત ભૂલી જઇશ. હું મારા હૃદયને પાષાણ કિંવા વજ્રના સ્વરૂપમાં પરિણુત કરી નાખીશ; પરંતુ હવે માધવીના સ્મરણને તો મારા હૃદયમાં અવિચળ નહિ જ રહેવા દઉં, એ જ મારો દૃઢ નિશ્ચય!”

પોતાના મનમાં શતાવધિ વાર આવા પ્રકારની દૃઢ પ્રતિજ્ઞા ક-

રીતે નારાયણ એક વર્ષ પર્યન્ત એક પછી એક તીર્થક્ષેત્રોમાં ભ્રમણ કરતો રહ્યો. તે કાળમાં ભારતવર્ષમાં સંન્યાસીઓમાટે ગૃહસ્થોના મનમાં અખંડ પૂજ્ય ભાવ તથા અનન્ય આદરભાવ હોવાથી નારાયણને નિર્વાહનાં આવશ્યકીય સાધનોને મેળવવામાં કદાપિ કષ્ટનો સાક્ષાત્કાર કરવો પડ્યો ન હોતો; કારણ કે, તે જ્યાં પણ કોઈ ગૃહસ્થના ગૃહના દ્વારમાં જઈને ઊભો રહેતો હતો ત્યાં તેને તત્કાળ આવશ્યકીય ખાદ્ય પદાર્થો મળી જતા હતા; માત્ર એટલું જ નહિ, પણ એક માસમાં વીસ દિવસ તો રાજભોગો જ તેના સમક્ષ આવીને ઉપસ્થિત થતા હતા. અન્ય કોઈ કાર્ય કિંવા વ્યવસાય ન હોવાથી નારાયણ કેવળ પોતાના સમયને વીતાડવામાટે નાનાવિધ શાસ્ત્રોનું અધ્યયન કર્યા કરતો હતો તેના યોગે તેમ જ પ્રવાસમાં ભિન્ન ભિન્ન સ્થાનોમાં અનેક મહાપંડિતોના સમાગમનો લાભ તેને મળ્યા કરતો હતો તેથી તે સર્વ શાસ્ત્રપારંગત મહાપંડિત થવા લાગ્યો; કિંબહુના તેની ગ્રાહક શક્તિ મહાવિલક્ષણ હોવાથી તે મહાપંડિત થઈ ગયો એમ જ કહેવું જોઈએ. એ ઉપરાંત અનેક સાધુ તથા સંન્યાસીઓના સમાગમથી તેણે વનસ્પતિશાસ્ત્રનો તીવ્ર અભ્યાસ કરીને એવી તો તાત્કાલિક પરિણામકારિણી અને રોગહારિણી મહૌષધિઓનો સંગ્રહ કરી લીધો હતો કે તે સમયમાં તેના સંગ્રહ જેવો ઔષધિઓનો સંગ્રહ અન્ય કોઈ પણ કરી શક્યો ન હોતો અને એ ઔષધિઓના યોગે તે અનેક મરણોન્મુખ રુગ્ણ મનુષ્યોને જીવનદાન આપીને પોતાના માનવજન્મની તેમ જ પોતાના સંન્યાસધર્મની સાર્થકતા કર્યા કરતો હતો. આ સર્વ તો થયું; પરંતુ જે કાર્યસિદ્ધિની સર્વથી પ્રથમ આવશ્યકતા હતી તે મૂલ કાર્ય તો લેશમાત્ર પણ સિદ્ધ ન થયું; એટલે કે, નારાયણ મહાપંડિત, જ્ઞાની, ધન્વંતરિ

તુલ્ય ભિષગ્રત્ન તથા સંન્યાસી હોવા છતાં પણ માધવીને ન ભૂલી શક્યો-તે ન જ ભૂલી શક્યો ! અર્થાત્ તેનાં જપ, તપ, ધ્યાન, ધારણા તથા જ્ઞાન આદિ સર્વસ્વનો એક માત્ર માધવીમાં જ સમાવેશ થયેલો હતો અને મનોહારિણી તથા મહામોહિની માધવી તેના હૃદયમંદિરની એક-માત્ર અધિષ્ઠાત્રી દેવી હોવાથી માધવીની મૂર્તિનું હૃદયમંદિરમાંથી ઉત્પા-ટન કરવા જતાં તેના હૃપિંડનું જ ઉત્પાટન થઈ જતું હોયની ! એવો જ તેને ભાસ થયા કરતો હતો અને તેથી નારાયણ પોતાના ગુરુ દેવની આજ્ઞાનું અંશમાત્ર પણ પાલન ન કરી શક્યો.

ગુરુદેવની આજ્ઞાનુસાર માધવીનું વિસ્મરણ ન કરી શકવાથી એક વાર નારાયણના વિશુદ્ધ મનમાં પશ્ચાત્તાપ થતાં તે આત્મગત કહેવા લાગ્યો કે: " કાષાયવસ્ત્રો પરિધાન કરવા છતાં અને સંન્યસ્ત-દીક્ષા લેવા છતાં પણ હું સત્ય સંન્યાસી તો ન જ થઇ શક્યો એટલે હવે મારે શું કરવું અને અન્ય કયા માર્ગને સ્વીકારવો વારૂ ? જ્યારે મારૂં હૃદય સર્વસંગપરિત્યાગિ નથી જ થઇ શકતું, તો પછી સં-ન્યાસના આ બાહ્ય આડંબરને ધારણ કરવાની શી આવશ્યકતા છે ? કારણ કે, એક છદ્મવેશી સંન્યાસીના સ્વરૂપમાં રહેવા કરતાં તો પુનઃ મારી જન્મભૂમિમાં જઇને ત્યાં ગૃહસ્થાશ્રમનું અવલંબન કરી લઈ મારા અન્ય જાતિબાંધવો તથા દેશબાંધવો પ્રમાણે ગૃહસ્થ-ધર્મના પાલન પૂર્વક જીવનયાત્રા કરવી એ મારા માટે શતાવધિ વાર વિશેષ શ્રેયસ્કર થઇ પડે તેમ છે. પરંતુ નહિ; મેં મારા ગુરુદેવને સંન્યાસધર્મના પાલનનું વચન આપેલું હોવાથી જ્યાં સુધી આ દેહ-માં પ્રાણ છે ત્યાં સુધી તો હવે મારાથી આ સંન્યાસને ત્યાગીને પુનઃ ગૃહસ્થાશ્રમને સ્વીકારી શકાય તેમ નથી; અતોભ્રષ્ટતા તથા ત-તોભ્રષ્ટતાને અંગીકારી શકાય તેમ નથી." મનમાં આવા પ્રકારના

વિચારોનો ઉદ્ભવ થતાં નારાયણ પોતાના ગુરુદેવના દર્શનમાટે વ્યસ્ત થતો દેખાવા લાગ્યો અને પુનઃ આત્મગત બોલવા લાગ્યો કેઃ "મારા ગુરુદેવ એક મહાયોગી પુરુષ હોવાથી જો હું તેમનાં ચરણોમાં પડીને મારા અશ્રુજળથી તેમનાં શ્રીચરણોને આર્દ્ર કરી દઈશ, તો તેઓ દયા દર્શાવીને અવશ્ય મારા હૃદયમાંના પ્રજ્વલિત પાવકને નિર્વાપિત કરી નાખશે. મને યોગસિદ્ધિની પ્રાપ્તિ થાય કિંવા ન થાય એની મને ચિન્તા નથી; કારણ કે, જો મારી આ પ્રાણજ્વાલા શમી જાય, તો પછી મારા કલ્યાણના માર્ગમાં અન્ય કોઈ પણ બાધા ઉપસ્થિત થવાની નથી એવો મારો દૃઢ નિશ્ચય છે અને એટલામાટે આ પ્રચંડ પ્રાણજ્વાલાના શમનની જ સર્વથી પ્રથમ અને અત્યંત અનિવાર્ય આવશ્યકતા છે એ સર્વથા નિર્વિવાદ છે."

ગુરુદેવનો પુનઃ એક વાર સાક્ષાત્કાર કરવાના નિશ્ચયપર આવીને નારાયણે યોગાનન્દ સ્વામીના અનુસંધાનમાટે પુનઃ ભ્રમણનો આરંભ કરી દીધો અને એ વેળાયે યોગાનંદ સ્વામી પુષ્કર તીર્થમાં વિરાજતા હતા એવા સમાચાર તેના સાંભળવામાં આવતાં ગુરુદેવના દર્શનમાટે પુષ્કર તીર્થમાં આવી લાગ્યો. યોગાનન્દ સ્વામીએ નારાયણને પોતા પાસે આવેલો જોઈને મૃદુહાસ્યપૂર્વક પૂછ્યું કેઃ "કેમ, વત્સ, તે મૂર્તિ તારા હૃદયમંદિરને સર્વથા ત્યાગી ગઈ કે નહિ?"

"પ્રભો, આપ સમક્ષ મારાથી અસત્યવાદ કરી શકાય તેમ નથી અને જો હું અસત્યવાદ કરૂં તો મારો તે અપરાધ આપથી અજ્ઞાત રહી શકે તેમ નથી એટલે મારે નિષ્કપટ ભાવથી જણાવવું જોઈએ કે લક્ષાવધિ પ્રયત્નો કરવા છતાં પણ તે મૂર્તિને અદ્યાપિ હું મારા હૃદયમંદિરમાંથી દૂર કરી શક્યો નથી અને તેથી અદ્યાપિ મારા સંન્યાસની લેશમાત્ર પણ સાર્થકતા થઈ શકી નથી; તો હવે મારે સંન્યાસની સાર્થકતા કેવી રીતે કરવી, ભગવન્?"

યોગાનન્દ સ્વામીએ નિરાશાદર્શક ભાવથી પોતાની ગ્રીવાને ડોલાવીને કહ્યું કે: "વત્સ, અદ્યાપિ તારા સંન્યાસને વિફળ રહેલો જોઇને મારા હૃદયમાં અતિશય શોક થાય છે; પરંતુ જ્યાં સુધી તારાથી પોતાના હૃદયસિંહાસનને સર્વથા શૂન્ય ન કરી શકાય, ત્યાં સુધી તે હૃદયસિંહાસને તારાથી ભગવાનને અધિષ્ઠિત કરી શકાય તેમ નથી; અર્થાત્ હૃદયને અન્ય કોઈ પણ મૂર્તિના સ્મરણ કિંવા ધ્યાનરૂપ સંપર્કથી સર્વથા શૂન્ય કરી દેવું એ વિના સંન્યાસની સફળતા, યોગની સિદ્ધિ તથા પરમાત્માની પ્રાપ્તિનો અન્ય કોઈ ઉપાય છે જ નહિ."

નારાયણ, તેનાં નેત્રો અશ્રુપૂર્ણ થતાં, પોતાના ઉભય હસ્તો-વડે ગુરુદેવનાં ચરણોને બળપૂર્વક પકડી લઇને સદ્ગદિત કિંવા બાષ્પ-રુદ્ધ કંઠથી કહેવા લાગ્યો કે: "દયામૂર્તિ, આ દીન બાળકપર કૃપા કરો; મને ઉદ્ધારી લ્યો. મને યોગાભ્યાસ તથા યોગસિદ્ધિની આવશ્યકતા નથી; કિન્તુ મારા હૃદયમાં જે પાવક દિવારાત્રિ પ્રચંડ સ્વરૂપમાં પ્રજ્વલિત રહ્યા કરે છે તે પાવકને સર્વથા નિર્વાપિત કરી નાખવામાટેનો યોગ્ય ઉપાય મને દર્શાવી દો એટલે થયું; કારણ કે, એ વિના મારા અંતઃકરણમાં અન્ય કોઈ પણ આકાંક્ષાનો નિવાસ છે જ નહિ."

"કઠોર યોગસાધના વિના કોઇ પણ મનુષ્યના હૃદયમાં કદાપિ શાશ્વત શાંતિનો આવિર્ભાવ થતો જ નથી;" યોગાનન્દ સ્વામી આ વાક્ય ઉચ્ચારીને થોડી વાર મૌનનું અવલંબન કરીને બેસી રહ્યા અને ત્યારપછી પુનઃ કહેવા લાગ્યા કે: "પરંતુ અત્યારે તને મારો એ જ ઉપદેશ છે કે તું પાછો પોતાની જન્મભૂમિમાં પોતાને ઘેર જા અને જો તારાથી તે સતી સાધ્વીની અનુમતિ મેળવી શકાય તો

તેની અનુમતિને મેળવીને મારી પાસે આવજે; કારણ કે, તે સતી સાધ્વીની અનુમતિ વિના તારા સંન્યાસની સફળતા સર્વથા અસંવનીય છે. જા, સત્વર તે સતી સાધ્વી સમક્ષ જા અને તેની અનુમતિને મેળવી લેવાનો પ્રયત્ન કર અટલે મારી માન્યતા છે કે તારો તે પ્રયત્ન બહુધા સફળ થશે અને તને તેની અનુમતિ અવશ્ય મળી જશે."

ગુરુદેવની આજ્ઞાને મસ્તકે ચઢાવીને નારાયણે પુષ્કર તીર્થનો પરિત્યાગ કર્યો; પરંતુ હવે શું કરવું અને ક્યાં જવું એ વિષયનો તેનાથી તત્કાળ કશો પણ નિશ્ચય કરી શકાયો નહિ. અર્થાત્ તે કોઇ પણ પ્રકારના ઉદ્દેશ વિના કોઇ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે એક વિશિષ્ટ દિશામાં ચાલવા લાગ્યો. તે ક્યાં જતો હતો અને ક્યાં નહિ. એનું તેને લેશમાત્ર પણ જ્ઞાન કે ભાન હતું જ નહિ. માર્ગમાં જ્યારે કોઈ ગ્રામ આવતું હતું ત્યારે તે ભિક્ષાવૃત્તિ કરીને પોતાના ઉદરની પૂજા કરી લેતો હતો, કોઇ વાર કોઇ ધર્મશાળામાં તો કોઇ વાર અરણ્યમાં વૃક્ષતળે અથવા તો કોઇ નદી, સરોવર કે કૂપના તીરમાં રાત્રિનિવાસ કરતો હતો અને પ્રભાતમાં પુનઃ પોતાના પ્રવાસનો પ્રારંભ કરી દેતો હતો. આવી રીતે કેટલાક દિવસનો સતત પ્રવાસ કરીને તે એક વિશિષ્ટ સ્થાનમાં આવી લાગ્યો અને ત્યાં આવ્યા પછી તેના જાણવામાં આવ્યું કે તે સિન્ધુ દેશની સીમામાં આવી લાગ્યો હતો. આ ચમત્કારને જોઇને તે મનોગત કહેવા લાગ્યો કેઃ–

"ગુરુદેવે મને મારી જન્મભૂમિમાં જવાની સૂચના આપી હતી; પરંતુ મને તેનું ભાન રહ્યું ન હોતું એટલે ગુરુદેવે પોતાના અપૂર્વ યોગબળથી જ સિન્ધુ દેશની દિશામાં અગ્રેસર થવામાટે મારી બુદ્ધિને રેલી હોવી જોઇએ; કારણ કે, જો એમ ન હોય, તો

હું સિન્ધુ દેશની સીમામાં આવી લાગ્યો ત્યાં સૂધી હું ક્યાં જાઉં છું અને કઇ દિશામાં પ્રયાણ કરી રહ્યો છું એનું મને ભાન જ ન રહે, એ કદાપિ સંભવે ખરૂં કે ? અસ્તુઃ હવે જ્યારે હું સિન્ધુ દેશની સીમામાં આવી પહોંચ્યો છું તો હવે મારે એક વાર શિવસ્થાનમાં પણ જવું જ જોઇએ અને જો માધવી ત્યાં હોય તો એક વાર તેનો સાક્ષાત્કાર કરવો જ જોઇએ; કારણ કે, ભવિષ્યમાં પુનઃ મળી શકાય કે ન મળી શકાય એ નિશ્ચિત નથી; પરંતુ તે અદ્યાપિ જીવતિ હશે કે કેમ ? અને જો તે જીવતિ હશે; તો આજન્મ સંન્યાસી રહેવાની અને મારા સંન્યાસને સફળ કરવાની મને તે અનુમતિ આપશે કે કેમ ? કારણ કે, જે વેળાયે મેં આ દેશનો ત્યાગ કર્યો તે વેળાયે તો તેણે મને દેશત્યાગની અને સંન્યાસના સ્વીકારની અનુમતિ અંતપર્યન્ત ન હોતી જ આપી, તો હવે અત્યારે તે એ ઉદારતા દર્શાવશે જ એનો શો નિશ્ચય વારૂ ?"

નારાયણે જે દિવસે સંન્યસ્તદીક્ષા લીધી હતી તે દિવસે જ એક વાર મુંડન કરાવ્યું હતું અને તે સમયથી અત્યાર સૂધીમાં બીજી વાર તેણે મુંડન કરાવેલું ન હોવાથી તેના મસ્તકદેશમાં અત્યારે દીર્ઘ જટા વિરાજી રહી હતી અને તેની દાઢી તેના વક્ષપર્યન્ત લંબાયલી હતી એટલે અત્યારે જો તેને તેની પોતાની જન્મદાત્રી માતા પણ પોતાના પુત્ર નારાયણ તરીકે ન ઓળખે, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ હતું જ નહિ એટલો બધો તેના દેખાવમાં ફેરફાર થઈ ગયો હતો. એક દિવસ સિન્ધુ નદના જલપ્રવાહમાં પોતાના પ્રતિબિંબને નિહાળીને નારાયણ વિષાદજન્ય હાસ્ય કરતો આત્મગત કહેવા લાગ્યો કેઃ—

"મારા મુખમંડળમાં જે આટલી સીમા પર્યન્ત ભયાનક

પરિવર્તન થઈ ગયું છે એ મારા માટે એક રીતે જોતાં શ્રેયસ્કર જ થયું છે; કારણ કે, આ પરિવર્તનના યોગે મારી જન્મભૂમિમાં મને નારાયણ તરીકે કોઇ પણ મનુષ્ય ઓળખી શકે તેમ નથી; અરે, અન્ય જનો મને ન ઓળખી શકે એ તો જાણે સ્વાભાવિક જ છે; કારણ કે, મારી સાથે તેમનો ઘનિષ્ટ સંબંધ ન હોતો; પરંતુ માધવી પોતે પણ મારા આ વિલક્ષણ અવતારમાં મને ઓળખી શકશે કે કેમ, એ પણ સર્વથા શંકાસ્પદ છે; માત્ર એટલુંજ નહિ, પણ કદાચિત્ તે મને આવા ભયાનક અવતારમાં જોઇને જો ભયભીત થઇ જાય, તો તે પણ સર્વથા સંભવનીય છે. હવે જોવાનું છે કે જન્મભૂમિમાંના મારા આ પુનરાગમનનું પરિણામ શું થાય છે."

હવે નારાયણ, એક સમયનો બ્રાહ્મણકુમાર અને અત્યારનો તરુણ સંન્યાસી નારાયણ ઇચ્છાપૂર્વક તથા બુદ્ધિપૂર્વક પોતાની જન્મભૂમિ શિવસ્થાનની દિશામમાં દ્રુત ગતિથી ચાલવા લાગ્યો અને જે સ્થાનમાં તેણે અંતિમ રાત્રિનિવાસ કર્યો હતો તે સ્થાનને ત્યાગ્યા પછી એક દિવસ તથા એક રાત્રિનો અખંડ પ્રવાસ કરીને દ્વિતીય દિવસના રમણીય પ્રભાતમાં તે શિવસ્થાન નગરની સીમામાં આવી પહોંચ્યો. શિવસ્થાનના પુરાતન મૃત્તિકાદુર્ગ તથા આગારોને જોઇને તેના હૃદયમાં એક પ્રકારનું વિચિત્ર સ્પન્દન થવા લાગ્યું અને તેનાં નેત્રોમાંથી અશ્રુના બિન્દુઓ પણ ટપકવા લાગ્યા. તત્કાળ ગ્રામમાં ન જતા સંન્યાસી નારાયણે પ્રવાસજન્ય પરિશ્રમના નિવારણમાટે નગરના બાહ્ય ભાગમાંની એક ધર્મશાળામાં જ નિવાસ કર્યો.



## પ્રકરણ ૨ જું

### વજ્રપાત

---

જે ધર્મશાળામાં સંન્યાસી નારાયણે વિશ્રાંતિમાટે નિવાસ કર્યો હતો તે ધર્મશાળા નગરના બાહ્ય ભાગમાં નગરથી કેટલાક અંતરપર આવેલી હોવાથી અને ત્યાં કેવળ સાધુ સંન્યાસીઓ જ ઊતરતા હોવાથી ચાર પાંચ અન્ય વિદેશી સાધુઓ ત્યાં પથારો નાખીને પડ્યા હતા; અર્થાત્ ધર્મશાળામાં શિવસ્થાનવાસી કોઇ પણ મનુષ્ય ન હોવાથી નારાયણ સ્નાન કરીને થોડી વાર નિદ્રાધીન થઇ ગયો; કારણ કે, કોઇ તેને ઓળખી લેશે એ ચિન્તા તેના મનમાં રહી જ ન હોતી. પ્રભાત પછી એક પ્રહર જેટલો સમય વીતી ગયો તે વેળાયે નારાયણની નિદ્રાનો ભંગ થતાં તે મુખક્ષાલન કરીને નગરમાં ભિક્ષાવૃત્તિમાટે જવાને તૈયાર થયો; કારણ કે, એક દિવસ તથા એક રાત્રિનો અખંડ પ્રવાસ કરવાથી માર્ગમાં ક્યાંય તેને ભિક્ષાવૃત્તિ કરવાનો અવકાશ મળી શક્યો ન હોતો અને અત્યારે તે અત્યંત ક્ષુધાતુર થયેલો હોવાથી ભિક્ષાવૃત્તિમાટે નગરમાં જવા વિના તેનો છૂટકો જ ન હોતો. ' કદાચિત્ નગરના લોકોમાંના કેટલાક મનુષ્યો મને ઓળખી લેશે, તો ?' એવો તેના મનમાં જો કે ભય થયા કરતો હતો, તથાપિ અંતે હૃદયને દૃઢ કરીને તે નગરની દિશામાં અગ્રેસર થવા લાગ્યો. નગરમાં પ્રવેશ કર્યા પછી માર્ગમાં તે પોતે જેમને સારી રીતે ઓળખતો હતો તેમ જ જેઓ તેને પણ એક સમયમાં સારી રીતે ઓળખતા હતા એવા અનેક મનુષ્યો તેના જોવામાં આવ્યા પરંતુ તેમનામાંનો કોઈ પણ મનુષ્ય નારાયણને ઓળખી

શક્યો નહિ; કારણ કે, **નારાયણ** નામનો કોઈ બ્રાહ્મણકુમાર શિવસ્થાનમાં એક સમયમાં હતો એ વાર્તાને તેઓ સર્વથા ભૂલી ગયા હતા; તથાપિ એક જટાજૂટધારી અને ઉજ્જવલમૂર્તિ સંન્યાસીને જોઇને. અનેક જનો ભક્તિભાવપૂર્વક પ્રણામ કરી માર્ગમાંથી ખસી જઇને સંન્યાસીના ગમનમાટે માર્ગ કરી આપવા લાગ્યા અને કેટલાક શ્રદ્ધાલુ પુરુષો તો એવો આગ્રહ પણ કરવા લાગ્યા કે: "પરમહંસ મહારાજ, જો કોઇ પ્રકારની આપત્તિ ન હોય, તો આજે પોતાની ચરણધૂલિથી અમારી પર્ણકુટીને પાવન કરો અને અમારા ભોજનને સ્વીકારી અમારા ગૃહસ્થાશ્રમને સાર્થક કરવાની ઉદારતા દર્શાવો." પરંતુ સંન્યાસી **નારાયણ** કોઇના આતિથ્યને ન સ્વીકારતાં ભિક્ષાવૃત્તિ કરીને પાછો નગરના બાહ્ય ભાગમાં આવી લાગ્યો.

પરંતુ હવે સંન્યાસી **નારાયણ** પુનઃ ધર્મશાળાની દિશામાં આગળ ન વધતાં તેણે સિન્ધુનદના તીર પ્રાન્તસ્થ જે ઘાટે નૌકારોહણ કરી માધવીને ત્યાગીને પોતાના દેશનો પણ ત્યાગ કરી દીધો હતો તે ઘાટના ઉપરિ ભાગમાં આવી લાગ્યો અને એક વિશાળ વૃક્ષની છાયામાં પોતાના વ્યાઘ્રચર્મને વિસ્તારીને આસન જમાવી બેસી ગયો. સિન્ધુઘાટે સ્નાન તથા જલભરણમાટે આવતાં અનેક મનુષ્યો—સ્ત્રીઓ તથા પુરુષો-તેને પ્રણામ કરીને ચાલ્યાં ગયાં; કેટલાંક મનુષ્યો કોઇ ઉત્તમ ઔષધને મેળવવાની આશાથી કાષ્ઠપુત્તલિકા પ્રમાણે તેના સમક્ષ ઊભાં રહી ગયાં અને કેટલાંક ભાવિક ભક્તો તેના આહારમાટે ફલ તથા મિષ્ટાન્ન આદિ પણ લઇ આવ્યાં. અમો અત્યારે જે સમયની કથાના નિરૂપણમાં પ્રવૃત્ત થયા છીએ તે સમયમાં આપણા ભારતવર્ષ નામક દેશનાં નિવાસીઓ સુશીલ સાધુ તથા સંન્યાસીઓમાં પ્રગાઢ ભક્તિભાવ

રાખતાં હતાં અને સાધુ તથા સંન્યાસીઓ કિંવા અતિથિ અભ્યાગતોનો યોગ્ય આદરાતિથ્ય પૂર્વક સત્કાર કરવામાં પોતાના માનવજન્મની સાર્થકતાને પ્રમાણતાં હતાં. અસ્તુઃ અનેક મનુષ્યોના અનેક પ્રશ્નોનિજ સમક્ષ ઉપસ્થિત થવા છતાં સંન્યાસી નારાયણે તે પ્રશ્નોમાંના એક પણ પ્રશ્નનું કોઇને ઉત્તર આપ્યું નહિ. તે તો ગંભીર ધ્યાનમાં જ નિમગ્ન રહ્યો. પરંતુ એ ધ્યાન કોનું હતું વારૂ? અર્થાત્ એ વેળાયે તેના મનની જે વિષમ અવસ્થા થયેલી હતી તેને યથાર્થ સ્વરૂપમાં વર્ણવવાની ક્ષમતા અમારામાં તો નથી જ.

તે એ ધ્યાનમાં જ નિમગ્ન થયેલો હતો કેઃ "માધવીના સમાચાર સાંભળવામાટે મારૂં મન કેવું અને કેટલું ચંચલ તથા વ્યાકુલ થઈ રહ્યું છે તે કેવળ હું અને મારો પરમેશ્વર જ જાણીએ છીએ; પરંતુ માધવીના સમાચાર મારે પૂછવા કોને વારૂ? કારણ કે, જો હું કોઈ પણ મનુષ્યને અત્યારે માધવીના સમાચાર પૂછીશ, તો લોકોના મનમાં મારા સંન્યાસના સંબંધમાં નાનાવિધ શંકાઓ ઉદ્ભવશે, મારા વિશે એમના મનમાં અત્યારે જે ભક્તિભાવ વસી રહ્યો છે તેનો લોપ થશે અને કદાચિત્ કેટલાક તમોગુણી પુરુષો મારા પર કાંઇક અત્યાચાર કરવાને પણ તત્પર થઈ જશે; એટલે આ મનુષ્યોમાંના કોઈ મનુષ્યને તો માધવીના સમાચાર પૂછી શકાય તેમ છે જ નહિ." સંન્યાસી નારાયણ વૃક્ષતળે બેસીને એક ક્ષણે વિચારરૂપ આકાશમાં ઉડ્ડાણ કરવા લાગ્યો તો અન્ય ક્ષણે વિચારના પાતાળમાં પ્રવેશતો દેખાયો; તથાપિ તત્કાળ માધવીના વૃત્તાન્તને જાણવામાટેનો કોઇ પણ ઉપાય તેનાથી સ્થિર કરી શકાયો નહિ. કેટલાક સમય પછી તે એવા નિશ્ચયપર આવ્યો કેઃ "જો આજે આ શિવસ્થાનવાસી મારાં પરિચિત અન્ય જનો

મને નહિ જ ઓળખી શકે, તો પછી માધવીનાં માતાપિતા પણ મને ઓળખી શકવાનાં નથી; માત્ર એટલું જ નહિ, પણ માધવી પોતે પણ મને ઓળખી શકશે નહિ, એ બહુધા નિશ્ચિત હોવાથી આવતી કાલે હું પોતે જ વિપ્રવર્ય મધુસૂદન મહાશયના દ્વારમાં જઇને તેમના આતિથ્યને સ્વીકારીશ એટલે સમસ્ત વૃત્તાન્ત પોતાની મેળે જ મારા જાણવામાં આવી જશે અને તેથી અન્ય કોઇને કાંઈ પણ પૂછવા ગાછવાની આવશ્યકતા અવશિષ્ટ રહેશે જ નહિ."

વિશ્વના નિયમ અનુસાર દિવસના અન્ત સાથે નિશાનો આરંભ થયો અને નિશાના આરંભને અવલોકીને જે નાગરિકો તથા નાગરિકાઓ સંન્યાસી નારાયણ સમક્ષ બેસી રહ્યાં હતાં તેઓ એક એક કરીને ત્યાંથી પ્રયાણ કરવા લાગ્યાં. અંતે સર્વ મનુષ્યો ચાલ્યાં ગયાં અને નારાયણ એકલો જ ત્યાં અવશિષ્ટ રહીને ત્યાં આવેલા ખાદ્ય પદાર્થોમાંના કેટલાક સાત્ત્વિક પદાર્થોને ભિન્ન કરીને ભોજનની તૈયારી કરતો હતો એટલામાં ઘાટના રક્ષણકાર્યમાટે નીમાયલો ચોકીદાર ત્યાં આવી લાગ્યો અને તે સંન્યાસી નારાયણને જોતાં જ "મહારાજ, દંડવત્!" કહીને નારાયણની સામે જ પલાંઠો મારીને બેસી ગયો. નારાયણે સંન્યાસનીતિ અનુસાર પોતાના હસ્તોને ઉત્તોલિત કરીને તેને આશીર્વાદ આપ્યો એટલે ચોકીદાર ચન્દૂએ કહ્યું કે: "મહારાજ, કાંઇ ગાંજો બાંજો રાખો છો ખરા કે?" નારાયણને તંબાકૂનું વ્યસન પણ ન હોતું, તો પછી ભાંગ તથા ગાંજા આદિનું વ્યસન તો ક્યાંથી જ હોઈ શકે વારૂ? અર્થાત્ તે પોતે તો કદાપિ ગાંજાને હસ્તસ્પર્શ પણ કરતો ન હોતો; તથાપિ બહુસંખ્ય દંભી અથવા નામધારી સંન્યાસીઓ તથા સાધુઓ ગાંજાનું નામ સાંભળતાં જ પાગલ થઈ જનારા

હોવાથી અને તેમને જે કોઈ પણ ગાંજાની એક બે ચલમો પાય તેના તેઓ દાસાનુદાસ થઇ જતા હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ કેટલીક વાર તેમના હસ્તથી બહુ કાર્યો સિદ્ધ થઇ જવાનો સંભવ હોવાથી નારાયણ પોતાની ઝોળીમાં હમેશા શેર કે અડધો શેર ગાંજો તૈયાર રાખતો હતો એટલે ચોકીદારના મુખથી ગાંજાનો ઉચ્ચાર થતાં જ તેના મસ્તિષ્કમાં એક નવીન કલ્પનાનો ઉદ્દભવ થયો અને તે એ કે: " આ ચોકીદારને એક કે બે તોલા જેટલો ગાંજો આપવાથી અનાયાસ એના મુખથી માધવીના સર્વ સમાચાર મારા સાંભળવામાં આવી શકશે." અર્થાત્ નારાયણે પોતાની ઝોળીમાંથી આસરે બે તોલા ભાર ગાંજો કાઢીને ચોકીદારના હાથમાં આપ્યો. એકદમ બે ચલમ ભરાય તેટલો ગાંજો પોતાના હાથમાં આવી પડવાથી આનન્દદર્શક હાસ્ય કરીને ચોકીદાર પાણીનો લોટો ભરી લાવ્યો અને ઊતાવળથી ગાંજાને મસળીને તૈયાર કરવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગયો.

ચન્દુ ચોકીદાર એક વયોવૃદ્ધ પુરુષ હોવા છતાં આરોગ્યમંડિત તથા હૃષ્ટપુષ્ટ હોવાથી તેની અવસ્થા સાઠ વર્ષની હોવા છતાં ચાળીસથી પિસ્તાળીસ વર્ષની જ દેખાતી હતી; તેના દાંત હજી પડી ગયા ન હોતા તેમ જ તેના કેશોનો અર્ધ ભાગ પોતાના પૂર્વ કૃષ્ણ વર્ણને અદ્યાપિ જાળવી રહ્યો હતો. એ ચન્દુ ચોકીદાર શિવસ્થાનમાં જ જન્મ્યો હતો અને ચોકીદાર તરીકેની પોતાની ચાળીસ કે બેંતાળીસ વર્ષની નોકરીમાં સંસારનાં અનેક પ્રકારનાં પરિવર્તનોને પોતાની દૃષ્ટિથી જોઈ શક્યો હતો. તે કાળા અક્ષરને કૂટી મારનારો હોવા છતાં વાચાળ હતો અને દરિદ્ર હોવા છતાં ઉદાર હતો. તેણે બે વાર અનુક્રમે લગ્ન તથા પુનર્લગ્ન કરીને ગૃહસંસાર માંડયો

હતો અને તે બે સ્ત્રીઓથી તેને છ કે સાત સંતાનોની પ્રાપ્તિ થઇ હતી; પરંતુ અત્યારે તેની તે ઉભય સ્ત્રીઓ સ્વર્ગવાસિની થયેલી હોવાથી વિધુરાવસ્થાને ભોગવતો હતો અને તેનાં છ કે સાત સંતાનોમાંથી માત્ર એક પુત્રી જ જીવિત રહેલી હોવાથી અને તે પોતાના શ્વસુરાલયમાં વસતી હોવાથી ' જોરૂ ન જાતા અલ્લામિયાંસે નાતા ! ' એ કહેવત ચન્દૂ ચોકીદારના સંબંધમાં સંપૂર્ણ સત્ય સિદ્ધ થયેલી દેખાતી હતી. પોતાની સ્થિતિ આવા પ્રકારની હોવા છતાં ચન્દૂ ચોકીદાર દિવસે ભાંગ ચઢાવીને અને રાત્રિના સમયમાં ગાંજો ફૂંકીને મસ્ત રહ્યા કરતો હતો અને કોઇ પણ પ્રકારની ચિન્તાને હૃદયમાં ઉત્પન્ન થવા દેતો ન હોતો. આપણો કથાનાયક નારાયણ ચન્દૂ ચોકીદારને સારી રીતે ઓળખતો હતો અને ચન્દૂ ચોકીદાર શિવસ્થાનનાં સર્વ સ્ત્રીપુરુષ નિવાસીઓને સારી રીતે ઓળખતો હતો અને ઘણાંકોનાં તો નામો પણ તેના સ્મરણમાં હતાં, એ પણ સારી રીતે જાણતો હતો એટલે તેણે તેને શિવસ્થાનના સંબંધમાં જો કે નાના પ્રકારના પ્રશ્નો પૂછવા માંડયા; તથાપિ માધવીના સંબંધમાં એક પણ પ્રશ્ન તેનાથી પૂછી શકાયો નહિ. નારાયણ શિવસ્થાન તથા ત્યાંનાં કેટલાંક નિવાસિજનોના સંબંધમાં જેમ જેમ એક પછી એક પ્રશ્નો પૂછતો જતો હતો તેમ તેમ તેના હૃદયમાં સ્પન્દનનો અધિકાધિક આવિર્ભાવ થતો હતો અને તેથી જાણે તેના મસ્તિષ્કમાંથી શતાવધિ અગ્નિશિખાઓ બહિર્ગત થઇને ઊર્ધ્વ ગમન કરી રહી હોયની ! એવો જ તેને ક્ષણે ક્ષણે ભાસ થયા કરતો હતો. અંતે પોતાના સમસ્ત બળને હૃદયમાં એકત્ર કરીને તેણે ચન્દૂ ચોકીદારને ગંભીરતાથી પૂછયું કેઃ—

" ચોકીદાર સાહબ, આ શિવસ્થાન નગરમાં સારસ્વત જા-

તિના મધુસૂદન મિશ્ર નામક એક બ્રાહ્મણ વસતા હતા તેઓ, તેમનાં પત્ની યશોધરાદેવી તથા તેમની કન્યા માધવી આદિ સર્વજનો આનન્દમાં તો છે ને?"

એના ઉત્તરમાં ચન્દૂ ચોકીદાર નિઃશ્વાસ નાખીને કહેવા લાગ્યો કે: "મધુસૂદન મિશ્ર શિવસ્થાનના એક મહાભદ્ર પુરુષ હતા; આપના આ દાસને તેઓ ઘણીક વાર ગાંજો લેવામાટે બે ચાર પૈસા આપ્યા કરતા હતા અને મહિનામાં બેચાર વાર યજમાનોને ત્યાંથી આવેલાં લાડવા, શીરો, પૂરી તથા માલપૂઆ પણ જમાડતા હતા; પરંતુ જ્યારથી તેમનો સ્વર્ગવાસ થયો છે ત્યારથી આ અભાગિયાના એ સઘળા આનંદનો અંત આવી ગયો છે; કારણ કે, શિવસ્થાનના બીજા બ્રાહ્મણો એટલા અને એવા ઉદાર નથી કે જેઓ આ ગરીબ ચોકીદાર તરફ એટલી બધી મમતા, પ્રીતિ તથા કૃપા દર્શાવતા રહે એટલે મધુસૂદન મિશ્રનું મને વારંવાર સ્મરણ થયા કરે છે."

"દેવી યશોધરાના ભાગ્યમાં આટલી અવસ્થામાં વૈધવ્યને ભોગવવાનો લેખ લખાયલો હશે એટલે વિધાતાના લેખને કોણ મિથ્યા કરી શકે વારૂ?" નારાયણે દેવી યશોધરાના સંબંધમાં પોતાના શોકને વ્યક્ત કરતાં આ શબ્દો નિઃશ્વાસપૂર્વક ઉચ્ચાર્યા.

"નહિ, દેવ, સતી સ્ત્રીઓ વૈધવ્યની વેદનાને ભોગવતી જ નથી એવો નિયમ હોવાથી પોતાના સૌભાગ્યસૂર્યનો અસ્ત થતાં જ પોતાના જીવનને નિઃસાર માનીને દેવી યશોધરા પણ પોતાના પતિદેવની ચિતામાં આરોહણ કરીને સ્વર્ગવાસિની થયાં છે અને પોતાના કીર્તિકુસુમના સુગંધને સંસારમાં સદાને માટે વિસ્તારી ગયાં છે." ચન્દૂ ચોકીદારે યશોધરાના મૃત્યુના વિશેષ શોકકારક સમાચાર સંભળાવ્યા.

"જો એમ જ થયું હોય, તો વિપ્ર મધુસૂદન તથા દેવી યશોધરાની બાલવિધવા દુહિતા સુશીલા માધવી માતૃપિતૃહીન અવસ્થામાં આવી પડતાં તેના દુઃખનો તો અવધિ થયેલો જ કહી શકાય. હાય, અનાથા અને અસહાયા માધવી, આ તારી કેવી અને કેટલી દુર્દશા !" અત્યંત શોકવિહ્વલ થતાં નારાયણના મુખમાંથી સ્વાભાવિક અને અચાનક આ ઉદ્‌ગારો નીકળી ગયા; માત્ર એટલું જ નહિ, પણ તેના મુખમાંથી એ ઉદ્‌ગારો એવા સ્વરૂપમાં નીકળ્યા કે જો ચન્દૂ ચોકીદારને બદલે ત્યાં અન્ય કોઇ મનુષ્ય વર્તમાન હોત, તો તેના મનમાં સંન્યાસી નારાયણના સંબંધમાં કદાચિત્ ઘોરતર શંકાનો ઉદ્‌ભવ થઇ જાત; પરંતુ ચન્દૂ ચોકીદાર ગાંજાને મસળવાના કામમાં તલ્લીન હોવાથી નારાયણના આ ઉદ્‌ગારોનો વિચાર કરે એટલો તેને અવકાશ જ ન હોતો અને આવા પ્રકારના વિચારમાં પ્રવૃત્ત થવાનો તેનો સ્વભાવ પણ ન હોતો એટલે તે નારાયણના એ ઉદ્‌ગારોને સાધારણ શોકદર્શક ઉદ્‌ગારો માનીને કહેવા લાગ્યો કેઃ—

"સંન્યાસી મહારાજ, આપની માન્યતા સત્ય છે; કારણ કે, સુશીલા માધવીના શિરપર તેનાં માતાપિતાના સ્વર્ગવાસની ઘટના પછી સંકટના મેઘો તૂટી પડયા હતા અને અંતે તે સંકટો અસહ્ય થઈ પડવાથી તે બિચારી નિરુપાય થઇને અહીંથી ક્યાંક પલાયન કરી ગઈ હતી. લોકાપવાદ એવો છે કે તે નવયૌવનમદોન્મત્તા તરુણી વિધવા હોવાથી પોતાના એક મુસલ્માન જાતિના નવયુવક યારને સાથે લઇને જ ક્યાંક પલાયન કરી ગઈ છે; કારણ કે, જે દિવસે માધવી શિવસ્થાનમાંથી અદૃશ્ય થઇ હતી તે જ દિવસે પેલા ગુલામ નબીનો તરુણ પુત્ર ગુલામ અબ્બાસ પણ શિવસ્થાનમાંથી અચાનક અદૃશ્ય થઇ ગયો હતો કે જેના અત્યારસુધી કાંઇ પણ

સમાચાર કોઇને મળી શક્યા નથી.” ચન્દુ ચોકીદારે નારાયણના હૃદયને વિદારી નાખનારી વાર્તા સંભળાવી અને ત્યારપછી પોતાના તાત્ત્વિક વિચારોને દર્શાવતાં કહેવા માંડયું કે: “મધુસૂદન મિશ્ર વશિષ્ઠ ઋષિના અવતાર હતા અને દેવી યશોધરા અરુન્ધતીની પ્રતિમા હતી; છતાં તેમની પુત્રી માધવી વેશ્યા સમાન વ્યભિ-ચારિણી કેમ નીવડી હશે એ રહસ્યની અદ્યાપિ કોઇથી પણ યથાર્થ કલ્પના કરી શકાતી નથી.”

મધુસૂદન તથા યશોધરાને નારાયણ પોતાનાં પિતા તથા માતા તુલ્ય માનતો હોવાથી તેમના મૃત્યુની વાર્તા સાંભળીને તેના હૃદયમાં સ્વાભાવિક જ ભયાનક શોકનો આઘાત થયો હતો; પરંતુ માધવીના પલાયન તથા વ્યભિચારની આ વાર્તા સાંભળીને શોક તથા કોપથી તેના હૃદયમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો; તેના હૃદયમાં ધીમે ધીમે કોપની જ્વાળા વૃદ્ધિંગત થવા લાગી અને તે કોપનું જે પરિણામ થયું તે પરિણામને અનુભવવાની ચન્દુ ચોકી-દારના મનમાં મંદતમ કલ્પના પણ ઉદ્‌ભવી ન હોતી; નહિ તો તે એ વાર્તાને ઉચ્ચારવાનું કુસાહસ કદાપિ કરત જ નહિ. તે પરિ-ણામ એ કે, ચન્દુ ચોકીદાર ગાંજાને મસળી તૈયાર કરી તેમાં તંબા-કૂનું મિશ્રણ કરતો હતો એટલામાં નારાયણે તેનાપર વિક્ષુબ્ધ વ્યાઘ્ર સમાન ભીષણ આક્રમણ કરીને તેને ભૂમિપર ચતોપાટ પાડી દીધો અને તેના મુખમંડળમાં વારંવાર પદાઘાત કિંવા લત્તાપ્રહાર કરીને તે ગર્જના કરતો કહેવા લાગ્યો કે: “નીચ, ચાંડાલ, માધવીના કલંકની જે કથા તેં ઉચ્ચારી છે તે એક મિથ્યા કથા છે અને સર્વથા અસત્યવાદ છે એમ સ્વીકારી લે; નહિ તો અત્યારે અને આ ક્ષણે જ મારા હસ્તથી તારા જીવનદીપનું નિર્વાણ થઇ જશે અને તું કૂતરાના મોતે માર્યો જઇશ!”

નારાયણના શરીરમાં અસીમ બળ હોવાથી દીન ચોકીદાર હતબુદ્ધિ થઇ ગયો અને તેનાથી તત્કાળ કાંઇ પણ ઉત્તર આપી શકાયું નહિ એટલે તે મૌનનું અવલંબન કરીને કેટલાક સમય પર્યન્ત નારાયણના ભીષણ લત્તાપ્રહારને સહન કરતો રહ્યો. અંતે નારાયણનો માર અસહ્ય થવાથી તે દીનતાદર્શક ભાવથી કહેવા લાગ્યો કેઃ "સંન્યાસી મહારાજ, દયા કરો અને આ દીન મનુષ્યને કોઇ પણ પ્રકારના અપરાધ વિના મારી ન નાખો; કારણ કે, માધવીના કલંકની જે કથા મેં આપને સંભળાવી છે તે મારી પોતાની કલ્પનાનું પરિણામ નથી; કિન્તું આવો લોકાપવાદ છે, એમ જ મેં આપને જણાવ્યું છે."

માધવીના વ્યભિચાર તથા પલાયનની વાર્તા સાંભળવાથી જ નારાયણ આટલી સીમા પર્યન્ત ઉન્મત્ત તથા આત્મવિસ્મૃત થઇ ગયો હતો અને તેની વિવેકબુદ્ધિનો સર્વથા લોપ થઇ ગયો હતો; પરંતુ અત્યારે હવે ચોકીદારના આ પ્રસ્તાવના શ્રવણથી તેમ જ તેની કાતરતા તથા દીનતાના નિરીક્ષણથી તેની લુપ્ત વિવેકબુદ્ધિનો તેનામાં પુનઃ આવિર્ભાવ થતાં તે ચોકીદારને લત્તાપ્રહાર કરવાના વ્યાપારને સમાપ્ત કરીને દૂર ઊભો રહી હાંફવા લાગ્યો. અત્યારે નારાયણ પોતાના હૃદય સાથે મહાયુદ્ધ કરી રહ્યો હતો; પોતાની પ્રત્યેક શિરામાં અગ્નિના વહનનો તથા પોતાના મસ્તિષ્કમાં વિદ્યુત્પાતનો તેને ભાસ થયા કરતો હતો. જો કોઇ અન્ય સાધારણ અને હૃદયબલહીન મનુષ્ય હોત, તો આવા પ્રસંગે કદાચિત્ પાગલ થઇ જાત; પરંતુ નારાયણે તેનામાં સંપૂર્ણ હૃદયબળ હોવાથી પોતાના એ ઉન્માદને યત્નપૂર્વક શમાવી દીધો અને પુનઃ પોતાના આસને વિરાજીને કહ્યું કેઃ "માધવી કલંકિની થાય એ કદાપિ સંભવનીય ન હોવાથી આ

કથા સર્વથા અસત્ય છે અને પાગલોના પ્રલાપ સમાન છે!"

ચન્દૂ ચોકીદાર ઊઠીને બેઠો થયો અને પોતાના શરીર તથા વસ્ત્રોમાં વળગેલી ધૂળને ખંખેરવા લાગ્યો. તેને માર પડયો એની વધારે ચિન્તા ન હોતી, પણ તેની હથેળીમાંનો ગાંજો આમ તેમ ઊડી ગયો હતો તેથી તેના પ્રાણ આકુલ વ્યાકુલ થવા લાગ્યા હતા. તેણે પુનઃ દીન સ્વરથી સંન્યાસી નારાયણને પૂછ્યું કે: "સંન્યાસી મહારાજ, મેં આપનો કાંઈ પણ અપરાધ કરેલો ન હોવા છતાં આપે મને આટલો બધો માર શામાટે માર્યો વારુ?"

નારાયણે તેના એ પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર ન આપતાં પોતાની ઝોળીમાંથી લગભગ અડધા કે પોણા શેર જેટલી ગાંજાની પોટલીને બહાર કાઢી અને તેને તેની તરફ નાખીને કહ્યું કે: "લે અને તારાથી પીવાય તેટલો ગાંજો પીધા કર."

ગાંજાની આટલી મોટી પોટલી પોતાના હાથમાં આવતાં ચન્દૂ ચોકીદાર લત્તાપ્રહારની ઘટનાને સર્વથા ભૂલી ગયો અને આનન્દ-પુલકિત હૃદયથી પુનઃ ગાંજાને હથેળીમાં મસળીને તૈયાર કરવાના કાર્યમાં પ્રવૃત્ત થઈ ગયો. તે ગાંજાને મસળતો મનોગત કહેવા લાગ્યો કે: "આ સાલો લંગોટો કોઈ જબરો ગાંજાખોર દેખાય છે. મને ગાંજો મસળીને તૈયાર કરતાં અને ચલમ ભરતાં જરા વિલંબ થયો એટલામાટે જ એણે છેડાઇને મને મારેલો હોવો જોઇએ; નહિ તો માધવી સાથે એને શા લેવા દેવા વારુ? ચાલો ત્યારે હવે જલ્દી ગાંજાને મસળીને એને ચલમ ભરી આપું; નહિ તો વળી પાછો સાલો કયાંક મારવા મંડી જશે, તો આ હાડકાં ખોખરાં થઇ જશે અને ચલમ પણ નહિ પીવાય!"

ચન્દૂ ચોકીદાર ગાંજો મળવાથી હૃદયમાં હસતો હતો અને

નારાયણ પોતાના હૃદયમાં અસહ્ય યંત્રણાને અનુભવી રહ્યો હતો. બિચારો ચન્દ્ર ચોકીદાર હતભાગ્ય નારાયણની પ્રાણયંત્રણાને કેવી રીતે અને કેમ કરીને જાણી શકે વારૂ? કારણ કે, તે સર્વજ્ઞ તો ન હોતો જ; પરંતુ અધિક બુદ્ધિમત્તાનો પણ તેનામાં અભાવ જ હતો. કેટલાક સમય પર્યન્ત નારાયણ પોતાના અંતઃકરણ સાથે વિચારયુદ્ધ ચલાવતો રહ્યો અને ત્યાર પછી કાંઇક સ્વસ્થ થઇને ચન્દ્ર ચોકીદારને અનુલક્ષીને તેણે કહ્યું કેઃ "અચાનક મારા હૃદયમાં કોપનો આવિર્ભાવ થતાં મેં તને માર્યો છે એ મારા અપરાધને ભૂલી જઇને મને સત્ય વાર્તા જણાવી દે કે જે કથા તેં મને હમણાં જ કહી હતી તે યથાર્થ છે કે મિથ્યા છે? કારણ કે, મારો એ કથામાં વિશ્વાસ બંધાતો નથી."

"મેં આપને શી કથા સંભળાવી હતી, મહારાજ?" ચન્દ્ર ચોકીદાર મારના ભયથી બિલ્કુલ અજાણ્યો જ બની ગયો.

"માન્યવર મધુસૂદન મિશ્રના મૃત્યુની અને તેમનાં ધર્મપત્ની યશોધરા દેવીના સહગમનની; અર્થાત્ મધુસૂદન મિશ્ર મૃત્યુ પામ્યા છે અને તેમનાં પતિપરાયણા પત્ની પણ પતિની ચિતામાં આરોહણ કરીને આ સંસારને સદાને માટે ત્યાગી ગયાં છે, એ કથા સત્ય છે કે કેમ?" સંન્યાસી નારાયણે આતુરતાથી પૂછ્યું.

"આ કથા સત્ય નહિ, તો શું મિથ્યા છે? મધુસૂદન મિશ્રની ચિતાને રચવામાટેનાં કાષ્ઠો હું મારા પોતાના આ મસ્તકપર ઉપાડીને સ્મશાનમાં લઇ ગયો હતો; મારા આ બે હસ્તોવડે જ મેં તે ચિતાની રચના કરી હતી અને સતી સાવિત્રીની પ્રતિમા યશોધરા દેવીને તે ચિતામાં આરોહણ કરીને જીવિત અવસ્થામાં ભસ્મીભૂત થતાં મેં મારાં આ બે નેત્રોથી જોયાં હતાં એટલે હવે એ

કથાની વાસ્તવિકતામાટે અન્ય પ્રમાણની આવશ્યકતા હોય એવી મારી માન્યતા તો નથી જ." ચન્દ્ર ચોકીદારે ઉત્તર આપ્યું.

"એ જ પ્રમાણે માધવીના વ્યભિચાર તથા પલાયનની કથા પણ સર્વથા સત્ય જ છે કે કેમ?" નારાયણે દન્તઘર્ષણ કરીને આ પ્રશ્ન પૂછ્યો.

"જો લોકાપવાદ સત્ય હોય, તો એ કથા પણ સર્વથા સત્ય હોવી જ જોઇએ." ચન્દ્ર ચોકીદારે સરલ ભાવથી ઉત્તર આપ્યું.

"જો તારી આ કથા અસત્ય સિદ્ધ થશે, તો નિશ્ચય પૂર્વક જાણી રાખજે કે હું તારી હત્યા કર્યા વિના શાંત થવાનો નથી." અત્યંત કષ્ટ પૂર્વક આત્મસંયમ કરીને નારાયણે આ શબ્દો લોલ લોચનથી ઉચ્ચાર્યા.

નારાયણના આ ઉદ્દગારને સાંભળીને ચન્દ્ર ચોકીદારના મસ્તિષ્કમાં એક પ્રકારની વિશિષ્ટ બુદ્ધિનો આવિર્ભાવ થયો અને તેથી તે તીક્ષ્ણ દૃષ્ટિથી નારાયણના મુખમંડળને જોઇ રહ્યો. નારાયણને તેના અત્યારના સંન્યાસીના અવતારમાં એક સમયના શિવસ્થાનવાસી બ્રાહ્મણકુમાર નારાયણ તરીકે કોઇ પણ ઓળખી શકે એ સર્વથા અસંભવનીય હોવાથી ચન્દ્ર ચોકીદાર ભયયુક્ત તથા કંપાયમાન હૃદયથી કહેવા લાગ્યો કે: "મહારાજ, આપ કોણ છો તે હું જાણતો નથી અને મેં આપને માધવીના વ્યાભિચાર તથા પલાયનની જે કથા સંભળાવી છે તે કથાને શિવસ્થાનનાં સર્વ સ્ત્રીપુરુષો જાણતાં હોવાથી મારી માન્યતા અનુસાર એમાં અસત્ય જેવું કાંઇ છે જ નહિ; છતાં મારા કથનમાં આપનો વિશ્વાસ ન જ બંધાતો હોય, તો આવતી કાલે આપ પોતે નગરમાં પધારીને અન્ય જનોના મુખથી એ કથા સાંભળી લીધા પછી એના સત્યાંશનો તુલના-

ત્મક નિર્ણય કરી શકો તેમ છે એટલે અત્યારે અકારણ વિવાદને વધારવાનું કાંઇ પણ કારણ હોય એવી મારી માન્યતા તો નથી જ. પછી તો જેવી આપ મહાનુભાવની ઇચ્છા."

ચન્દ્ર ચોકીદાર આ વાક્યોને ઉચ્ચારી રહ્યો હતો તે વેળાયે આ વાક્યોના શ્રવણથી નારાયણનાં ઉભય ચક્ષુઓમાંથી અગ્નિના સ્ફુલિંગો બહિર્ગત થતા દેખાતા હતા અને તેથી ચોકીદાર બોલતો બંધ થયો એટલે નારાયણે તેને ગર્જના કરીને કહ્યું કે: "તું અત્યારે અહીંથી ચાલતો થઇ જા; કારણ કે, નહિ તો અત્યારે મારૂં મસ્તિષ્ક સ્થિર ન હોવાથી કદાચિત્ કાંઇક ભયંકર પરિણામ આવી જશે અને મારા હસ્તથી અકારણ માનવહત્યા થઇ જશે!"

ચન્દ્ર ચોકીદારે એક વાર સંન્યાસી નારાયણના લત્તાપ્રહારનો સંપૂર્ણ સ્વાદ ચાખેલો હોવાથી તેને અત્યારે હવે આટલી સૂચનાથી અધિક સૂચનાની આવશ્યકતા હતી જ નહિ; અર્થાત્ તે આ સૂચના મળતાંની સાથે જ ગાંજાની પોટલીને બગલમાં મારીને ઊર્ધ્વશ્વાસથી ત્યાંથી પલાયન કરી ગયો અને તેના પલાયન પછી સંન્યાસી નારાયણ સિંધુ નદના તે જનશૂન્ય તીરપ્રાંતમાં કોઇ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે ઇતસ્તતઃ ભ્રમણ કરવા લાગ્યો. તેના હૃદયમાં અત્યારે જે યંત્રણા થતી હતી તેનું યથાર્થ વર્ણન કરી શકાય તેમ છે જ નહિ. કોઇ વાર તેના મુખમાંથી અચાનક એવા ઉદ્‌ગારો નીકળતા હતા કે: "હાય, એ પાપીયસીના ધ્યાનમાં નિમગ્ન રહીને મેં મારૂં સર્વસ્વ ખોઇ દીધું અને હું અતોભ્રષ્ટ તથા તતોભ્રષ્ટ થઇ ગયો!" પરંતુ અલ્પ સમય પછી વળી તેના મુખમાંથી એવા શબ્દો નીકળતા સંભળાતા હતા કે: "અસંભવનીય, સર્વથા અસંભવનીય! માધવી પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય, વ્યભિચારના માર્ગને સ્વીકારે અને એક

મુસલ્માન યુવક સાથે પલાયન કરી જાય એ ઘટના કદાપિ સંભવનીય ન માની શકાય."

સંન્યાસી નારાયણે સિંધુના તીરપ્રાંતમાં ભ્રમણ કરીને હૃદયની આવી ભયાનક અસ્થિરતામાં જ સમસ્ત નિશા વીતાડી દીધી અને પોતાના મનને સમજાવવાના અનેક પ્રયત્નો કર્યા પછી અંતે તે એવા પ્રકારના નિશ્ચયપર આવી લાગ્યો કે: "કદાચિત્ એમ માની લેવામાં આવે કે માધવી વ્યભિચારિણી થઇ છે અને પોતાના યાર સાથે પલાયન કરી ગઇ છે; તો એ પણ એક રીતે જોતાં યોગ્ય જ થયું છે; કારણ કે, વિધાતાના હસ્તથી ભાગ્યમાં લખાયલા લેખને કોઇ પણ મિથ્યા કરી શકે તેમ નથી. અસ્તુ: હું આજે અને આ ક્ષણે જ માધવીને મારા હૃદયમાંથી ઉત્પાટિત કરીને સિંધુના આ જલપ્રવાહમાં નિમજ્જિતા કરી દઇશ અને ત્યાર પછી પુનઃ ગુરુદેવ સમક્ષ ઉપસ્થિત થઇને મહાયોગમાં નિમગ્ન રહી શાશ્વત શાંતિને મેળવીશ. આહ, મારા આત્માની આ કેવી અને કેટલી દુર્બલતા! મને શતાવધિવાર ધિક્કાર છે કે અદ્યાપિ હું મારા અંતઃકરણમાં માધવીના મોહને ધારણ કરી રહ્યો છું." આ ઉદ્ગારો કાઢીને નારાયણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને ત્યાર પછી તેના દગ્ધ હૃદયને સ્વલ્પ શાંતિનો સ્પર્શ થતો દેખાયો.

જો કે આદ્યાપિ આકાશમંડળમાં અરુણનો ઉદય થયો ન હોતો; તથાપિ પૂર્વ દિશામાં ધીમે ધીમે ઉષાદેવી આવિર્ભૂતા થવા લાગી હતી; ઉષાદેવીના આવિર્ભાવથી કેવળ પૂર્વગગનમાં મંદ પ્રકાશ દૃષ્ટિગોચર થવા લાગ્યો હતો અને અન્ય દિશામાં અદ્યાપિ અંધકારનો જ અધિકાર જોવામાં આવતો હતો. સંન્યાસી નારાયણે ઉપર જણાવ્યા પ્રમાણે બહુ અંશે જો કે પોતાના મનોગત

વિક્ષોભ તથા વિષાદને ન્યૂન કરી નાખ્યો હતો; તથાપિ ચન્દ્ર ચોકી-દારની કથામાં અદ્યાપિ તેનો સંપૂર્ણ વિશ્વાસ બંધાતો ન હોતો અને તેથી જ્યાં સુધી કોઈ અન્ય વિશ્વાસપાત્ર મનુષ્યના મુખથી તેને માધવીના વિશ્વસનીય સમાચાર ન મળી જાય ત્યાં સુધી તેનાથી શિવ-સ્થાનની ભૂમિનો ત્યાગ કરીને અન્યત્ર પ્રયાણ કરી શકાય એ સર્વથા અસંભવનીય હતું.

શિવસ્થાનમાં નયનારામ નામક એક વિપ્રકુમાર વસતો હતો, તે નારાયણનો સમવયસ્ક હતો તથા સહપાઠી હતો; માત્ર એટલું જ નહિ, પણ મિત્ર, સુહૃદ તથા બંધુ આદિ શબ્દોના અર્થની સંપૂર્ણ સાર્થકતા કરી બતાવનારો નારાયણનો વાસ્તવિક મિત્ર પણ હતો અને તેથી જ્યારે નારાયણે શિવસ્થાનનો ત્યાગ કર્યો હતો ત્યારે પોતાના સંન્યાસસ્વીકાર તથા દેશત્યાગનું વાસ્તવિક કારણ કેવળ પોતાના એ મિત્રને જ જણાવ્યું હતું અને તે સાથે એ વાર્તા અન્ય કોઇ પણ મનુષ્યને જણાવવામાટેની તેને ના પાડી દીધી હતી. નય-નારામે નારાયણની ઇચ્છા અનુસાર અદ્યાપિ તેના સંન્યાસ તથા દેશત્યાગની કથા કોઇને પણ કહી ન હોતી. દેશત્યાગના સમયે નારાયણે નયનારામને માધવીની દેખરેખ રાખવાની અને જો આવ-શ્યક્તા હોય તો ઉચિત સહાયતા આપવામાટેની સૂચના પણ આપી દીધી હતી; કારણ કે, 'નયનારામ જો આવશ્યક્તા જણાશે તો પોતાના પ્રાણ સમર્પીને પણ માધવીની રક્ષા કરશે' એવો તેના હૃદયમાં દૃઢ વિશ્વાસ હતો. અર્થાત્ આ સર્વ પરિસ્થિતિનો વિચાર કરતાં નયનારામના મુખથી માધવીની ચર્ચાનો સત્ય તથા વિશ્વ-સનીય સંવાદ મળી શકશે એવી આશાને અંતઃકરણમાં ધારણ કરીને સંન્યાસી નારાયણ ઉષાના મંદ પ્રકાશના સમયમાં જ નયનારા-

મના ગૃહની દિશામાં પ્રયાણ કરવા લાગ્યો. નયનારામના ગૃહ સમક્ષ આવી નારાયણે "નયનારામ, બંધુ નયનારામ !" એવી રીતે બે વાર તેના નામનો ઉચ્ચાર કર્યો અને તે સાંભળીને નયનારામ ઊતાવળથી પોતાની શય્યાને ત્યાગીને ગૃહમાંથી બહાર નીકળી આવ્યો; કારણ કે, તેણે નારાયણના કંઠસ્વરને તત્કાળ ઓળખી લીધો હતો. પરંતુ ગૃહમાંથી બહાર નીકળ્યા પછી એક જટાજૂટધારી સંન્યાસીને પોતા સમક્ષ ઊભેલો જોઇને તે આશ્ચર્યથી સ્તંભિત થઇ ગયો અને તેથી તેણે આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું કે; " પ્રભો, આપ જ મને બોલાવતા હતા કે કેમ ?"

" બંધુ નયનારામ, તું પણ મને નથી ઓળખી શકતો કે શું ?" નારાયણે પણ આશ્ચર્યદર્શક ભાવથી આ પ્રશ્ન પૂછ્યો.

હવે નયનારામે પોતાના બાલ્યસખા નારાયણને ઓળખી લઇને કહ્યું કે: " બંધુ, અત્યારના તારા આ અવતારમાં નારાયણ તરીકે તને કોઇ પણ ઓળખી શકે તેમ નથી. અસ્તુઃ આવ, ગૃહમાં આવ અને મારા આતિથ્યને સ્વીકારીને મને કૃતાર્થ કર. "

નારાયણે વિવેકનો મિથ્યા આડંબર ન કરતાં તત્કાળ પોતાના મિત્રના ગૃહમાં પ્રવેશ કર્યો અને તેને એક આસનપર બેસાડીને નયનારામે કહ્યું કે: "ભ્રાતા, બેસ અને તું આટલા દિવસ ક્યાં હતો કે કથા મને સંભળાવ. "

" એ કથા હું તને પછી સંભળાવીશ; કારણ કે, અત્યારે હું એક અન્ય કારણવશાત્ તારી પાસે આવ્યો છું." નારાયણે મલિન મુખમુદ્રાથી ઉત્તર આપ્યું.

નારાયણના અચાનક આગમનનું કારણ તત્કાળ નયનારામના જાણવામાં આવી ગયું અને તેથી તેના મુખમંડળમાં પણ ગંભીરતા-

મિશ્રિત મલિનતાની છટા વ્યાપી ગઈ. નયનારામને નિર્વાક્ થયેલો જોઇને નારાયણે કહ્યું કેઃ "હું તારા મુખથી માધવીના સમાચાર સાંભળવામાટે જ અત્યારે તારી પાસે આવ્યો છું."

"ત્યારે, બંધુ, તું અદ્યાપિ માધવીને ભૂલી શકયો નથી કે શું? જો એમ જ હોય, તો મારો તને એ જ ઉપદેશ છે કે માધવીને સર્વથા ભૂલી જવામાં જ તારૂં કલ્યાણ છે." નયનારામે વિષણ્ણ સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

પરંતુ નારાયણે તેના એ ઉપદેશને સાંભળ્યો ન સાંભળ્યો કરીને પૂછયું કેઃ "પરંતુ માધવી અત્યારે કયાં છે વારૂ ?"

"માધવી અત્યારે શિવસ્થાનમાં નથી." નયનારામે અત્યંત અનિચ્છા પૂર્વક સંદિગ્ધ ઉત્તર આપ્યું.

"માધવી શિવસ્થાનમાં નથી તો અન્ય કયા સ્થાનમાં છે ?" નારાયણે રુદ્ધ કંઠથી પૂછયું.

નયનારામ નારાયણના અત્યારના ભાવ તથા સ્વરૂપને જોઇને ભયભીત થઇ ગયો અને કહેવા લાગ્યો કેઃ "બંધુ, તારા જેવો વિચારશીલ તથા ગંભીર પુરુષ આટલી સીમા પર્યન્ત અધીરતાને આધીન થઈ જાય એ કોઈ પણ પ્રકારે યોગ્ય ન જ કહી શકાય."

"હું અધીરતાને આધીન નથી થયો; તું સર્વ કથા મને વિસ્તાર પૂર્વક સંભળાવી દે." નારાયણે બળાત્કારે શાંતિ દર્શાવીને કહ્યું.

"એ કથાના શ્રવણથી તને શો લાભ થવાનો છે વારૂ ?" નયનારામે સામો પ્રશ્ન કર્યો.

"લાભાલાભનો વિચાર મારે કરવાનો છે અને જે સત્ય વૃત્તાંત હોય તે કોઇ પણ પ્રકારના પ્રશ્ન વિના સંભળાવી દેવો એ જ તારો ધર્મ છે." નારાયણે આગ્રહ કર્યો.

"જ્યારે એ વૃત્તાન્તને સાંભળવામાટે તું આટલી સીમાપર્યન્ત આતુર તથા અધીર થયેલો છે, તો હવે નિરુપાય થઇને મારે એ વૃત્તાન્ત તને સંભળાવવો જ પડે છે." આમ કહીને નયનારામ માધવીના વૃત્તાન્તને વર્ણવતો કહેવા લાગ્યો કે: "તારા દેશત્યાગની ઘટના પછી એક વર્ષના કાલાવધિમાં જ પૂજ્ય મધુસૂદન મિશ્ર સ્વર્ગવાસી થયા હતા અને તેમનાં ધર્મપત્ની યશોધરાદેવીએ પતિની ચિતામાં આરોહણ કરીને પોતાના સ્ત્રીજન્મ તથા સ્ત્રીધર્મની સંપૂર્ણ સાર્થકતા કરી બતાવી હતી. પોતાના મૃત્યુના સમયમાં મહાત્મા મધુસૂદને માધવીના સંરક્ષણનો ભાર પોતાના એક પિતૃવ્ય એટલે કે દૂરના કાકા હરવિલાસના શિરપર નાખીને માધવીને તેના હસ્તમાં સોંપી દીધી હતી. પરંતુ તેમનો કાકો હરવિલાસ સત્યનિષ્ઠ તથા ભદ્ર પુરુષ ન હોવાથી તેણે માધવીની સમસ્ત પૈતૃક સંપત્તિને સ્વાહા કરી જઇને, સાંભળવા પ્રમાણે, માધવીના ધર્મનાશ પર્યન્તની ચેષ્ટા પણ કરી હતી. તે દુષ્ટાત્માની ચેષ્ટા સફળ થઈ હતી કે કેમ અને તે માધવીને ભ્રષ્ટ કરી શક્યો હતો કે નહિ, એ રહસ્યને તો પરમાત્મા જ જાણે છે એટલે એ વિષયની મારાથી વિશેષ ચર્ચા કરી શકાય તેમ નથી; પરંતુ હરવિલાસે માધવીને અમાનુષિક કષ્ટો આપવામાં, તેની લાંચ્છના કરવામાં અને તેનું અપમાન કરવામાં પોતાની પૈશાચિકતાની પરિસીમા કરી બતાવી હતી, એ તો સર્વથા નિર્વિવાદ છે; કારણ કે, એ ઘટના અનેક મનુષ્યોના જોવામાં આવેલી છે." નયનારામે આટલી કથા વર્ણવતાં નારાયણને પોતાના ઉભય હસ્તની મુષ્ટિઓ વાળીને દંતઘર્ષણ કરતો જોયો એટલે અવશિષ્ટ કથાને વર્ણવવાને બદલે તેણે નારાયણને કહ્યું કે: "માધવીની હવે પછીની જીવનકથા તારા સાંભળવા યોગ્ય નથી અને તેથી તે કથા કહેવાની

મારી ઇચ્છા નથી. ”

“ નહિ; તે કથાને સાંભળવાની મારી દઢ ઇચ્છા છે અને તેથી તે કથા તારે મને કહેવી જ પડશે. ” નારાયણે પુનઃ આગ્રહ કર્યો.

નારાયણના આગ્રહને વશ થઇને નયનારામે કહ્યું કે: “ માધવીની ત્યાર પછીની કથા એટલી જ છે કે એક દિવસ અચાનક તે શિવસ્થાનમાંથી અદૃશ્ય થઇ ગઇ હતી અને તે દિવસથી અત્યારની ઘટિકા પર્યન્ત તે શિવસ્થાનના કોઇ પણ મનુષ્યના જોવામાં આવી નથી તેમ જ તે ક્યાં ગઈ છે, ક્યાં છે, જીવતી છે કે મરી ગઇ છે એ પણ કોઈ જાણી શક્યું નથી. ”

“ નયનારામ, તું મારા સમક્ષ માધવીના કલંકની કથાને ગુપ્ત શામાટે રાખે છે વારૂ ? કારણ કે, મારા સાંભળવામાં આવ્યું છે કે માધવી વ્યભિચારિણી થવાથી પોતાની કામલાલસાને તૃપ્ત કરવામાટે પોતાના કોઇ મુસલ્માન યાર સાથે અહીંથી પલાયન કરી ગઈ છે. તો આ વાર્તા સત્ય છે કે કેમ ? ” નારાયણે અતિશય ગંભીર તથા વિષાદપૂર્ણ મુખમંડળથી પૂછ્યું.

“ હું સત્ય વાર્તાને તારા સમક્ષ બુદ્ધિ પૂર્વક ગુપ્ત નથી રાખતો; કિન્તુ આ કથામાં પ્રથમથી જ મારો વિશ્વાસ બંધાયલો ન હોવાથી મેં આ કથા તને નથી સંભળાવી; કારણ કે, માધવી સમાન વિદુષી તથા ધર્મશીલા રમણી કુલટા થઇ જાય એ કદાપિ સંભવનીય છે ખરૂં કે ? છતાં લોકાપવાદ એવા પ્રકારનો છે એટલું તો મારે સ્વીકારવું જ જોઇએ. ” નયનારામે વિદીર્ણ થતા હૃદયથી આ શબ્દો ઉચ્ચાર્યા.

“ માધવીના સંબંધમાં લોકોની માન્યતા શી છે ? ” નારાયણે પ્રાયઃ ચીત્કાર સમાન સ્વરથી આ પ્રશ્ન પૂછ્યો.

"સ્થિર થા અને અંતઃકરણમાં શાંતિને સ્થાપી દે. લોકોની માન્યતા અને લોકોના અપવાદને જાણવાથી તને કશો પણ લાભ થવાનો નથી એટલે લોકોની એ માન્યતાને જાણવાના હઠને, કૃપા કરીને, ત્યાગી દે." નયનારામે પુનઃ ઉપદેશ આપ્યો.

"તું આ ઉપદેશ આપવાના પોતાના વ્યાપારને આટલેથી જ અટકાવી દે અને માધવીના સંબંધમાં તું જે કાંઇ પણ જાણતો હોય અને જે કાંઈ પણ તારા સાંભળવામાં આવ્યું હોય તે સર્વ મને સંભળાવી દે; કારણ કે, એ સર્વ વૃત્તાન્તને જાણી તથા સાંભળી લેવાની મારામાટે અતિશય આવશ્યકતા છે." નારાયણે પોતાના હઠમાં દૃઢ રહીને કહ્યું.

નયનારામ પુનઃ નિરુપાય થયો અને અત્યંત અનિચ્છા પૂર્વક કહેવા લાગ્યો કેઃ "લોકો માધવીના સંબંધમાં અનેક પ્રકારની વાર્તાઓ કર્યા કરે છે; કારણ કે, આ સંસારમાં જે કલંકિત મનુષ્યો હોય છે તેઓ અન્ય મનુષ્યના સાધારણ દોષને જોઇને તેને અલંકારોવડે વિભૂષિત કરતાં રહે છે; એટલે કે 'આ સંસારમાં અમારા જેવાં કલંકિત મનુષ્યોની અસાધારણ સંખ્યા વિસ્તરેલી છે,' એમ માનીને સંતુષ્ટ રહ્યાં કરે છે અને જેઓ કલંકિત નથી હોતાં તે મનુષ્યો પોતાની મહત્તાને દર્શાવવામાટે અન્ય મનુષ્યોના કલંકની કથાઓને સર્વ જનો સમક્ષ ગાતાં ફરે છે; માત્ર એટલું જ નહિ, પણ કેટલાંક નિન્દાપ્રિય સ્ત્રીપુરુષોનો તો એવો સ્વભાવ જ હોય છે કે જ્યારે કોઈ એક વ્યક્તિમાં તેઓ કોઇ પણ પ્રકારના દોષ કિંવા કલંકને જોઈ શકતાં નથી એટલે પછી તે વ્યક્તિના સંબંધમાં કોઇ એક કાલ્પનિક કલંકની કથા રચીને સમાજમાં તે કથાનો પ્રચાર કરી દે છે અને અન્ય લોકો એવી કથાઓના શ્રવણથી અતિશય પ્રસન્ન

થાય છે; એટલા માટે માધવીના સંબંધમાં જે લોકાપવાદો ચાલી રહ્યા છે તે લોકાપવાદોનો અંશ માત્ર પણ સત્ય હોય એવી મારી પોતાની તો માન્યતા નથી જ અને તેથી જ હું એ લોકાપવાદોને મહત્ત્વ આપવા નથી ઇચ્છતો."

"પરંતુ માધવી ગુલામ નબીના દુરાચારી પુત્ર ગુલામ અબ્બાસ સાથે પલાયન કરી ગઇ છે એ વાર્તા સત્ય છે કે અસત્ય ?" નારાયણે કર્કશતાથી પૂછયું.

નયનારામ મહાવિપત્તિ કિંવા ધર્મસંકટમાં આવી પડયો અને પોતાને સર્વથા નિરુપાય થયેલો જોઇને કહેવા લાગ્યો કે: "લોકો એમ બોલે છે ખરા, પરંતુ મારો લોકોની એ કથામાં રંચમાત્ર પણ વિશ્વાસ નથી."

નારાયણ કેટલાક સમય પર્યન્ત મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો અને ત્યાર પછી તેણે પૂછયું કે: "લોકોની એ કથામાં તારો રંચમાત્ર પણ વિશ્વાસ ન હોવાનું કારણ ?"

"કારણ એ જ કે માધવીનો તેના અદૃશ્ય થઇ જવા પછી મેં શોધ કર્યો હતો અને તેના પરિણામે એ લોકાપવાદના વ્યર્થત્વનો મને સંપૂર્ણ પરિચય થઇ ગયો હતો. અર્થાત્ જે દિવસે માધવી અદૃશ્ય થઇ તે જ દિવસે ગુલામ અબ્બાસ પણ શિવસ્થાનમાંથી અદૃશ્ય થયેલો હોવાથી નિન્દાપ્રિય લોકોએ ઉભયના પલાયનનો પરસ્પર સંબંધ માની લઇને અકારણ માધવીના શિરપર કલંક ચઢાવી દીધો હતો. પરંતુ માધવીનું અનુસંધાન કરતાં મને ગુલામ અબ્બાસનો પત્તો મળ્યો અને હું તેની પાસે ગયો, પણ માધવી ત્યાં મારા જોવામાં ન આવી તેમ જ તે ત્યાં આવી હતી એ વાર્તા પણ મારા સાંભળવામાં આવી શકી નહિ. તે સમયમાં ગુલામ અબ્બાસ જોહી

નામક ગ્રામમાં હતો અને અત્યારે પણ તેનો ત્યાંજ નિવાસ છે, એટલે જો તારી પોતાની તેને મળવાની ઇચ્છા હોય, તો તારી એ ઇચ્છા પણ પૂર્ણ થઇ શકે તેમ છે. મેં તેને માધવીના સમાચાર પૂછ્યા હતા અને અહીં જે લોકાપવાદ ચાલી રહ્યો હતો તે લોકાપવાદની કથા તેને સંભળાવી હતી; પરંતુ તેણે પોતાના પરવરદિગાર તથા પયગંબરના શપથપૂર્વક મને કહ્યું હતું કે, માધવી સાથે તેનો સાધારણ પરિચય પણ ન હોતો અને માધવીના સંબંધમાં તે કાંઈ પણ જાણતો ન હોતો; માત્ર એટલું જ નહિ, પણ તેણે જે એક વિશેષ વાર્તા જણાવી હતી તે એ કે માધવીએ હરવિલાસના સર્વથા પૈશાચિક તથા અસહ્ય અત્યાચારોથી કંટાળીને સિંધુના જલપ્રવાહમાં પડી આત્મહત્યા કરી હતી અને એ વાર્તા સિંધુ નદમાં પોતાની નૌકાને ચલાવનારા એક નાવિકના મુખથી તેના સાંભળવામાં આવી હતી.” નયનારામે લોકાપવાદમાં રંચમાત્ર પણ વિશ્વાસ ન રાખવાનું ઉચિત કારણ વિસ્તારપૂર્વક દર્શાવ્યું.

“ અને ગુલામ અબ્બાસની આ કથાને તું સર્વથા સત્ય તથા વાસ્તવિક માને છે ખરો કે ?” નારાયણે સંશયદર્શક ગંભીર ભાવથી આ પ્રશ્ન પૂછ્યો.

“ ગુલામ અબ્બાસની આ કથાને અસત્ય કિંવા અવાસ્તવિક માનવાનું કાંઇ પણ કારણ ન હોવાથી હું નિશ્ચયપૂર્વક તેની આ કથાને સર્વાંશે સત્ય તથા વાસ્તવિક જ માનું છું; કારણ કે, ધર્મભ્રષ્ટા થવા કરતાં આત્મહત્યા કરીને મરી જવાના માર્ગને સ્વીકારનારી સતી સાધ્વી આર્ય અબળાઓમાંની જ માધવી પણ એક આદર્શ આર્ય અબળા હતી એવો મારો દૃઢ વિશ્વાસ છે. કિન્તુ........” નયનારામ ‘કિન્તુ’ શબ્દ ઉચ્ચારીને શ્વાસ લેવામાટે જરાક અટકી ગયો.

" કિન્તુ કહીને બોલતો અટકી કેમ ગયો ? કિન્તુ શું ? " નારાયણે અત્યંત અધીરતા દર્શાવી.

" કિન્તુ એ જ કે ગુલામ અબ્બાસના કથન અનુસાર માધવીએ આત્મહત્યા કરેલી હોવા છતાં મારી પોતાની માન્યતા એવી છે કે માધવીનું મૃત્યુ નથી થયું. " નયનારામે પોતાની માન્યતાનું દર્શન કરાવ્યું.

" તારી આવી માન્યતા શા કારણથી થઇ છે વારૂ ? " નારાયણે વિસ્ફારિત નયનોથી પૂછ્યું.

" મારી આ માન્યતા થવાનું કારણ એ છે કે, " નયનારામ આ પ્રમાણેનો પ્રસ્તાવ કરીને તે કારણને દર્શાવતો શાંત તથા ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે: " જે સમયમાં માધવી અચાનક અદૃશ્ય થઇ હતી તે સમયમાં આપણા શિવસ્થાનના કેટલાક મનુષ્યો કોઇ કાર્યવશાત્ મિઠ્ઠનકોટ ગયા હતા અને ત્યાં સિંધુના ઘાટપર એક 'બજરો' નાંગરેલો તેમના જોવામાં આવ્યો હતો. તે ' બજરો ' જહાંગીર બાદશાહનો હોવાથી તેના સંબંધમાં પૃચ્છા કરતાં એવી વાર્તા તેમના સાંભળવામાં આવી હતી કે આપણા સિંધુ દેશના સૂબેદાર તથા કેટલાક મોટા મોટા જાગીરદારોએ આગ્રાથી જહાંગીર બાદશાહની વિશ્વવિખ્યાત સંગીતકુશલા ગાયિકા જમીલા ખાતૂન અથવા જમીલા જાનને તેના અપૂર્વ સંગીતના શ્રવણજન્ય આનંદના ઉપભોગમાટે નગરઠઠ્ઠામાં બોલાવી હતી ત્યાં પોતાના કાર્યની સમાપ્તિ કરીને તે વારાંગના પાછી બાદશાહની તે નૌકામાં વિરાજી આગ્રાની દિશામાં પ્રયાણ કરી રહી હતી; માત્ર એટલુંજ નહિ, પણ તેમના કથન અનુસાર તે ' બજરા'માં માધવી સમાન એક નવયૌવના રમણી પણ તેમના જોવામાં આવી હતી; પરંતુ આગ્રાની

એક સર્વથા અપરિચિતા વારાંગનાની નૌકામાં માધવીનો પ્રવેશ કેમ અને કેવી રીતે થયો હશે એના કારણને તેઓ સંતોષદાયક રીતિથી દર્શાવી શક્યા ન હોતા. આ કથાના શ્રવણથી જ મારી એવી માન્યતા થયેલી છે કે માધવીનું મૃત્યું નથી થયું. "

" માધવીના સંબંધમાં એથી વિશેષ અન્ય કાંઈ સમાચાર તારા સાંભળવામાં આવ્યા છે ખરા કે ? " નારાયણે જિજ્ઞાસા દર્શાવી.

" નહિ, બંધુ, માધવીના સંબંધમાં એથી વિશેષ અન્ય કાંઈ પણ સમાચાર અદ્યાપિ મારા સાંભળવામાં આવ્યા નથી; કારણ કે, માધવીના અદૃશ્ય થવાની ઘટના જ્યાં સુધી નવીન હતી ત્યાં સુધી લોકો તેની ચર્ચા કર્યા કરતા હતા; પરંતુ હવે તો કોઇ ભૂલથા પણ માધવીના નામને ઉચ્ચારતું નથી. હવે તો કદાચિત્ કોઇના મુખમાંથી માધવીનું નામ નીકળી જાય છે તો અન્ય મનુષ્ય પોતાની નાસિકાને સંકુચિત કરીને એટલો જ ઉદ્ગાર કાઢે છે કે ' કોઇ એક રૂપવતી યુવતી વિધવાના જીવનનું જે પરિણામ સાધારણતઃ થાય છે તે જ માધવીના જીવનનું પરિણામ થયું છે એટલે કે કાં તો તે વેસ્યા થઈ ગઇ હશે અને કાં તો આત્મહત્યા કરીને મરી ગઈ હશે; કારણ કે, એ બે પરિણામો વિના તેના જીવનનું તૃતીય કોઈ પરિણામ સંભવતું જ નથી.' આનાથી અધિક અન્ય કાંઇ પણ સાંભળવામાં આવતું નથી." નયનારામે વસ્તુસ્થિતિનો પરિચય કરાવ્યો.

" એ બે પરિણામોમાંથી માધવીના જીવનનું કયું પરિણામ થયું છે એ હું સારી રીતે જાણું છું. " નારાયણ બોલ્યો.

નારાયણના આ શબ્દોને સાંભળીને નયનારામ અત્યંત વિસ્મયપૂર્ણ દૃષ્ટિથી તેના મુખમંડળને જોઇ રહ્યો અને ત્યારપછી તેણે પૂછ્યું કેઃ " જો તું જાણતો હોય, તો તેના જીવનનું કયું પરિણામ

થયું છે તે કૃપા કરીને મને જણાવીશ ?"

"માધવી સિંધુના પ્રવાહમાં પડીને મરવામાટે કટિબદ્ધ થયેલી હોવી જોઇએ અને તેનો એ આત્મહત્યા વિષયક પ્રયત્ન જોવામાં આવતાં જમીલા ખાતૂને તેને પોતાની નૌકામાં આશ્રય આપેલો હોવો જોઇએ. મારી માન્યતા અનુસાર જમીલા ખાતૂન વારાંગના હોવા છતાં પણ દયાશીલા તથા પરોપકારિણી પ્રમદા હોવી જોઇએ; નહિ તો માધવીના પ્રાણની રક્ષા કરીને માધવીને તે પોતાની નૌકામાં આશ્રય આપે જ નહિ. આ વિશાળ સંસારમાં માધવીમાટે ક્યાંય ઊભા રહેવાનું પણ સ્થાન ન હોવાથી જમીલા ખાતૂનનો આશ્રય મળતાં જો તે તેની સાથે આગ્રા ચાલી ગઇ હોય, તો એમાં અધિક આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી. મારી કલ્પના આવા પ્રકારની છે અને તે બહુધા સત્ય કલ્પના છે એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે." નારાયણે પોતાની કલ્પનાને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવી.

"જો એમ થયું હોય, તો પણ તેના જીવનનુ પરિણામ તો લોકાપવાદ અનુસાર વિપરીત થયેલું જ કહી શકાય." નયનારામે દીર્ઘ નિઃશ્વાસ નાખીને આ વાક્ય ઉચ્ચાર્યું.

"હા, એક કિંવા અન્ય સંયોગવશાત્ માધવી કુલટા કિંવા વેશ્યા થઇ ગઇ છે એટલે લોકાપવાદ સર્વથા અસત્ય તો સિદ્ધ નથી જ થયો." નારાયણે અન્યમનસ્ક ભાવથી આ ઉદ્‌ગાર કાઢ્યા.

એ પછી ઉભય મિત્રો કેટલાક સમય પર્યન્ત મૌનનું અવલંબન કરીને વિચારમગ્ન થઇ ગયા. અંતે નારાયણ પોતાના આસનપરથી ઊઠ્યો અને તેણે ગંભીરતાથી નયનારામને ઉદ્દેશીને કહ્યું કે: "ભ્રાતા, હવે હું અહીંથી વિદાય થાઉં છું. મેં અત્યારે તને જે

કષ્ટ આપ્યું છે તેની મને ક્ષમા આપજે અને કોઇ વાર પોતાના આ દીન મિત્રને સંભારતો રહેજે."

આવા પ્રસંગે વિશેષ શું બોલવું અને શું નહિ એનો નયનારામથી કશો નિશ્ચય ન કરી શકાયાથી તેણે માત્ર એટલું જ પૂછ્યું કે: "અહીંથી તું ક્યાં જવાનો છે વારુ ?"

"આગ્રા." નારાયણે ઉત્તર આપ્યું.

નયનારામ અવાક્ થઇને નારાયણના મુખમંડળને વિસ્ફારિત નયનોવડે જોઇ રહ્યો. નારાયણ શીઘ્ર ગતિથી નયનારામના ગૃહમાંથી બહાર નીકળી ગયો અને ત્યારપછી એટલી જ શીઘ્રતાથી તેણે શિવસ્થાનનો પણ પરિત્યાગ કરી દીધો. યથાનિયમ સમસ્ત દિવસ વીતી ગયો અને સૂર્યાસ્તનો સમય થવા આવ્યો ત્યાં સુધી એક મુહૂર્ત જેટલો સમય પણ નારાયણે ક્યાંય વિશ્રાંતિ લેવામાં ન વીતાડ્યો. અંતે સૂર્યાસ્તના સમયમાં તે એક ગામડાના પાદરમાં આવી લાગ્યો અને અત્યંત ક્લાન્ત થયેલો હોવાથી એક વૃક્ષની નીચે બેસી ગયો. એ વેળાએ વર્ષાકાલિક જલસ્રોત પ્રમાણે તેના હૃદયમાં માધવીની નાનાવિધ કથાઓનો પ્રવાહ પ્રબળ વેગથી પ્રવાહિત થવા લાગ્યો. તેના હૃદયમાં અત્યારે જે પ્રશ્નપરંપરા ચાલી રહી હતી તે આ પ્રમાણે હતી:—

"માધવી અદ્યાપિ જીવિત હશે કે સિન્ધુના જલપ્રવાહમાં ડૂબીને મરી ગઇ હશે ? તે ગુલામ અબ્બાસની સાથે ગઈ ન હોતી એ નયનારામનું કથન સત્ય હશે કે કેમ ? શિવસ્થાનના લોકોએ મિઠ્ઠનકોટમાં વારાંગના જમીલા ખાતૂનની રાજનૌકામાં માધવીને જોઇ હતી એ વાર્તા સત્ય હશે ખરી કે ?" મનોગત આવા પ્રકારના પ્રશ્નોને ઉપસ્થિત કરીને નારાયણ અંતે એવા પ્રકારના નિશ્ચયપર આવી

લાગ્યો કે: "અહીંથી હું જોહી ગ્રામમાં જઇને ત્યાં ગુલામ અબ્બાસને મળીશ, ત્યાર પછી આગ્રામાં પહોંચીને જમીલા ખાતુન સાથે મુલાકાત કરીશ અને ત્યાં જો માધવી વારાંગના થયેલી મારા જોવામાં આવશે તો અવશ્ય હું તેની હત્યા કરી નાખીશ; માત્ર એટલું જ નહિ, પણ તેની હત્યા કર્યા પછી હું પોતે પણ આત્મહત્યા કરીને મરી જઇશ. માધવીપર અત્યાચાર કરનાર દુષ્ટ હરવિલાસ મારા સાંભળવા પ્રમાણે મરી ગયો છે; નહિ તો હું મારા પોતાના હસ્તથી જ તેને મારી નાખત. આ જ મારી ભીષ્મ પ્રતિજ્ઞા અને આ જ મારો દૃઢતમ નિશ્ચય!"

પોતાના એ નિશ્ચય અનુસાર તે શિવસ્થાનને ત્યાગ્યા પછી તૃતીય દિવસના પ્રભાતકાલમાં જોહી નામક ગ્રામમાં આવી લાગ્યો અને ત્યાં ગુલામ અબ્બાસે તેને સહસ્ર શપથપૂર્વક જણાવ્યું કે: "માધવીને હરવિલાસે રાત્રિના સમયમાં લત્તાપ્રહાર કરીને પોતાના ગૃહમાંથી બાહાર કાઢી મૂકેલી હોવાથી તે અવશ્ય સિંધુના જલપ્રવાહમાં પડીને ડૂબી મુએલી હોવી જોઇએ એવી મારી માન્યતા છે; કારણ કે, માધવી સામાન સતી સાવિત્રી કિંવા લક્ષ્મી તુલ્ય લલના કુલટા થાય એ કદાપિ સંભવનીય છે જ નહિ. માધવીના સંબંધમાં આનાથી અધિક હું કાંઇ પણ જાણતો નથી."

નારાયણે ગુલામ અબ્બાસના કથનને નિઃસંશય સત્ય માની લીધું અને ગુલામ અબ્બાસના એ કથનથી તેના એક સંશયનું તો સર્વથા નિવારણ થઇ ગયું. એ પછી તેણે આગ્રા પહોંચવામાટેના પોતાના દીર્ઘ પ્રવાસનો પ્રારંભ કરી દીધો. પગે ચાલીને બે ચાર દિવસમાં આગ્રા પહોંચી શકાય તેમ ન હોવાથી જો કે એ પ્રવાસ યથાક્રમ કરવો પડે તેમ હતું; તથાપિ ત્યાં પહોંચવામાં આવશ્યકતા

કરતાં અધિકતર વિલંબ ન થાય એટલામાટે માર્ગમાં તે ક્યાંય આવશ્યક હોય તેટલા સમયથી વધારે રોકાતો ન હોતો અને દિવસના સમયમાં કે રાત્રિના સમયમાં પોતાથી જેટલો અધિક કાપી શકાય તેટલો અધિક પંથ કાપવાની ચેષ્ટા કર્યા કરતો હતો. આવી અને આટલી શીઘ્ર ગતિથી પ્રવાસ કરવા છતાં પણ શિવસ્થાનને ત્યાગ્યા પછી આગ્રા નગરની સીમામાં આવી પહોંચતાં સુધીમાં તેનો લગભગ ચાર માસ જેટલો સમય વીતી ગયો; પરંતુ ચાર માસ પછી તે એક વાર આગ્રા નગરમાં અથવા દિલ્લીશ્વરની રાજધાનીમાં તો અવશ્ય આવી લાગ્યો.



## પ્રકરણ ૩ જું

## સંન્યાસીની સમાજસેવા



સંન્યાસી નારાયણ જે સમયમાં મુગલ સમ્રાટની રાજધાની આગ્રા નગરીમાં આવી લાગ્યો તે સમય ઈ. સ. ૧૬૧૬નો અંતિમ સમય હતો એટલે કે ઈ. સ. ૧૬૧૬ના સપ્ટેમ્બર માસમાં તેનું આગ્રામાં આગમન થયું હતું; પરંતુ આગ્રાનગરની જાહોજલાલી, વિલાસપ્રિયતા અને કોલાહલમયતા આદિની જે કથાઓ નારાયણના સાંભળવામાં આવી હતી તે કથાઓ અનુસાર અત્યારે આગ્રા નગરની રમણીયતા તથા આકર્ષકતા તેના જોવામાં ન આવી; માત્ર એટલું જ નહિ, પણ તેના સાંભળવામાં આવેલી કથાઓથી સર્વથા વિપરીત અવસ્થાને દર્શાવનારી જનશૂન્યતા, નિસ્તબ્ધતા તથા ભયંકર દુર્દશાદર્શક એક મહાભીષણ દૃશ્ય આગ્રામાં પ્રવેશ કરતાંજ તેને

દૃષ્ટિગોચર થવા લાગ્યું; કારણ કે, ઇ.સ. ૧૬૧૬ ના આરંભમાં પંજાબમાં ગ્રંથિક જ્વર નામક જે એક મહાવિઘાતક તથા સંસર્ગજન્ય રોગનો ઉદ્ભવ થયો હતો તે રોગ પંજાબમાંથી પ્રવાસ કરતો ઇ.સ. ૧૬૧૬ના જુલાઇ માસમાં આગ્રા નગરમાં આવી લાગ્યો હતો અને તેણે સર્વભક્ષક કાળનું સ્વરૂપ ધારણ કરીને આગ્રામાં માનવભક્ષણના વ્યાપારનો અતિશય ભયંકર સ્વરૂપમાં આરંભ કરી દીધો હતો. ઇતિહાસલેખકોના ઉલ્લેખ અનુસાર મુંબઇમાં ઇ.સ. ૧૮૯૬માં જે ગ્રંથિક જ્વર અથવા બ્યુબોનિક પ્લેગ–Bubonic Plague–નું પુનર્દર્શન થયું હતું તે બ્યુબોનિક પ્લેગનું ભારતવર્ષમાં એ પ્રથમ દર્શન હતું; કારણ કે, તેથી પૂર્વે ભારતવર્ષમાં એ રોગના ઉદ્ભવનો ક્યાંય ઉલ્લેખ કરાયલો મળી આવતો નથી. એ રોગનું પ્રથમ મૂષકો–ઉંદરો–ના શરીરમાંજ પરિણામ થતું હતું અને મૂષકોના સંસર્ગથી મનુષ્યોના શરીરમાં એ રોગનો પ્રવેશ થતાં તેના પરિણામે સહસ્રાવધિ મનુષ્યો મૃત્યુના મુખમાં જઇ પડતાં હતાં. નારાયણ જે વેળાયે આગ્રા નગરમાં આવ્યો તે વેળાયે આગ્રા નગરમાં એ રોગના પ્રવેશ તથા પ્રચારને લગભગ બે માસ જેટલો કાલાવધિ થવા આવ્યો હતો અને તેટલા સમયમાં આગ્રા નગરમાં ત્રણથી ચાર હજાર મનુષ્યો એ રોગના આઘાતથી અકાળ મૃત્યુને આધીન થઇ ગયાં હતાં. એ રોગના આવા ભયાનક સ્વરૂપને જોઇને બાદશાહ જહાંગીરે પોતાના સમસ્ત પરિવાર તથા પરિચારકવર્ગ સહિત ફતેહપુર સિક્રીમાંના પોતાના પિતાના બંધાવેલા શાહી મહલમાં નિવાસ કર્યો હતો અને તેથી અનેક મોટા મોટા રાજકર્મચારીઓ તથા અમીરો પણ પોતપોતાના પરિવાર સહિત ફતેહપુર સિક્રીમાં નિવાસ કરી રહ્યા હતા. અન્ય સાધનસંપન્ન મનુષ્યો જ્યાં એ

રોગની બાધા ન હોય તેવાં લઘુ ગ્રામોમાં, ઉદ્યાનોમાં તથા વાટિકા-ઓમાં; માત્ર એટલું જ નહિ, પણ ક્ષેત્રોમાં સુદ્ધાં કુટીરો બંધાવીને કિંવા તંબૂઓ ઊભા કરાવીને તેમાં જઇ વસ્યાં હતાં એટલે આગ્રા નગરમાં જનશૂન્યતા તથા ભયાનકતાનો ભાસ થાય એ સર્વથા સ્વાભાવિક જ હતું. જમીલા ખાતૂન પણ આ કારણથી શહનશાહ જહાંગીર સાથે ફતેહપુર સિક્રીમાં વસતી હોવાથી અત્યારે આગ્રામાં વર્તમાન ન હોતી. આવી પરિસ્થિતિમાં જે મનુષ્યો સર્વથા સાધનહીન હતાં કિંવા કેટલાંક અનિવાર્ય કારણોથી જેમનાથી સ્થાનાન્તર કરી શકાય તેમ ન હોતું તેવાં મનુષ્યો મરણિયા થઇને આગ્રામાં બેસી રહ્યાં હતાં તેમ જ જે અલ્પસંખ્ય મનુષ્યોનો 'જો ભાગ્યમાં મૃત્યુનો લેખ લખાયલો જ હશે તો તે કાંઈ સ્થાનાન્તર કરવાથી મિથ્યા થવાનો નથી; કારણ કે, લાભ, હાનિ, જીવન અને મરણ એ વિધા-તાની ઇચ્છાને આધીન છે!' એવો દૃઢ વિશ્વાસ હતો તેઓ પણ ઇશ્વરપર આધાર રાખીને શાંત ચિત્તથી પોતાનાં ગૃહોમાં જ બેસી રહ્યાં હતાં. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે આગ્રામાં એક તૃતીયાંશ વસતી અવશિષ્ટ રહેલી હોવા છતાં પણ મૃત્યુનું પ્રમાણ એવું તો ભયંકર હતું કે સ્મશાનભૂમિમાં હિન્દુઓનાં શબોને અગ્નિદાહ આપવામાટેનું સ્થાન તત્કાળ તો ભાગ્યે જ મળી શકતું હતું અને તેથી શબોને યમુનાના તીરપ્રાંતમાં જ્યાં સ્થાન મળે ત્યાં અગ્નિદાહ આપવામાં આવતો હતો; જેમનાં શબોને ઉપાડીને સ્મશાનમાં પહોં-ચાડનારા મનુષ્યો મળી શકતા ન હોતા તેમનાં શબોને તેમના બે ચાર સંબંધીઓ મળીને ઘરના આંગણાંમાં અથવા તો રાજમાર્ગમાં જ ચિતા ખડકીને બાળી નાખતા હતા; કબ્રસ્તાનોમાં પણ મુસલમાનોનાં નવીન શબોને દફનાવવાની જગ્યા ન હોવાથી મુસલમાનો પોતાનાં

મૃત સંબંધીઓની લાશોને ગમે ત્યાં દફનાવતા હતા અને જો કોઇ વારસ ન હોય તો મરી ગયેલાં હિન્દુ તથા મુસલ્માનોની લાશો ઘરમાં પડી પડી જ સડયા કરતી હતી અને તે સડેલી લાશો રોગની ભયંકરતાને વધારતી હતી. આ કારણથી આગ્રા નગરના જે માર્ગોમાં સામાન્યતઃ નાનાવિધ વાદ્યો તથા ગાયિકા અને ગાયકોના સંગીત-ધ્વનિઓ તથા લોકોના આનંદકોલાહલો નિરંતર શ્રવણગોચર થતા હતા તે માર્ગોમાં રોદનધ્વનિ, આર્તનાદ તથા કરુણારવ વિના અન્ય કોઇ પણ પ્રકારનો ધ્વનિ અત્યારે કર્ણગોચર થતો ન હોતો.

આગ્રા નગરમાં એ રોગના ભયથી કોઇ પ્રવાસીનું આગમન તો થતું જ ન હોતું; પરંતુ નારાયણ સંન્યાસી હોવાથી અને સંન્યાસી મૃત્યુના નામથી ભયભીત થાય એ સર્વથા અસંભવનીય હોવાથી નારાયણે એ રોગની ભયંકરતાને પોતાનાં ચક્ષુથી જોવા છતાં પણ નિર્ભય હૃદયથી આગ્રા નગરમાં પ્રવેશ કર્યો અને તે જમીલા ખાતૂનના ગૃહની પૃચ્છા કરવા લાગ્યો. જમીલા ખાતૂનને આગ્રા નગરના સર્વ નિવાસીઓ સારી રીતે ઓળખતા હોવાથી નારાયણને તેના ગૃહનો તરત પત્તો મળી ગયો અને તે સાથે જમીલા ખાતૂન શાહનશાહ જહાંગીરશાહ સાથે ફતેહપુર સિક્રીમાં જઇને વસેલી હોવાના સમાચાર પણ મળી ગયા. આ સમાચાર સાંભળીને માધવીના અનુસંધાનમાં ફતેહપુર સિક્રી જવામાટે તે આગ્રા નગરને ત્યાગવાની તૈયારીમાં હતો એટલામાં અચાનક તેના મનમાં એવો વિચાર આવ્યો કેઃ—

"અત્યારે આ રાજધાની યમધાનીના સ્વરૂપમાં પરિણત થયેલી દેખાય છે અને અસંખ્ય મનુષ્યો યોગ્ય ઔષધ તથા શુશ્રૂષાના અભાવે મૃત્યુના ભક્ષ થતાં જાય છે. મારા ગુરુદેવે આવો

ભયાનક રોગોને અલ્પ સમયમાં નિવારી દેનારાં કેટલાંક મહાષધો મને બતાવેલાં હોવાથી તેમ જ અન્ય સંન્યાસીઓ પાસેથી પણ મને યોગ્ય વનસ્પતિવિજ્ઞાન પ્રાપ્ત થયેલું હોવાથી જો અત્યારે મારી ઇચ્છા થાય, તો હું સહસ્રાવધિ મનુષ્યોના પ્રાણોને રક્ષવાની ક્ષમતા ધરાવું છું એટલે મારે મારી એ ક્ષમતાનો અત્યારે સદુપયોગ કરવો જ જોઇએ; કારણ કે, હું સંન્યાસી છું અને સંન્યાસીની વિભૂતિયો કેવળ પરોપકારમાટે જ હોય છે. વળી ગુરુદેવની પણ મને એવી જ આજ્ઞા છે કે 'કોઇ પણ રોગગ્રસ્ત વ્યક્તિને દૃષ્ટિથી જોવા પછી તેને ઔષધ આપ્યા વિના અને તેના રોગનિવારણનો યથાશક્ય પ્રયત્ન કર્યા વિના જો તું પ્રસ્થાન કરીશ, તો મહાપાતકનો ભાગી થઇશ' એટલામાટે અસંખ્ય રોગગ્રસ્તોને મારાં નેત્રોથી જોવા છતાં અને એમના રોગનો ઉપચાર કરનાર વૈદ્યો તથા હકીમો પણ અહીંથી પલાયન કરી ગયેલા છે એ વસ્તુસ્થિતિને જાણવા છતાં પણ મારી વિદ્યાનો આ પીડિત જનોને લાભ આપ્યા વિના જો હું અહીંથી પ્રસ્થાન કરી જાઉં, તો પછી મારા જેવો પાતકી અન્ય કોણ હોઈ શકે વારૂ ? અર્થાત્ મારા સંન્યાસની સાર્થકતા તથા ગુરુદેવની આજ્ઞાના પાલનમાટે મારે અહીં રહેવું જ જોઇએ અને આ ભયાનક રોગને નિવારવાનો યથાસાધ્ય પ્રયત્ન મારે કરવો જ જોઇએ. સિદ્ધિદાતા પરમકૃપામય પરમાત્મા છે. જ્યાં આટલા દિવસ વીતી ગયા છે ત્યાં થોડા વધારે દિવસ પણ વીતી જશે અને ફતેહપુર સિક્રી અહીંથી નિકટમાં હોવાથી અલ્પ પરિશ્રમથી જ માધવીનો પત્તો મેળવી શકાશે; કારણ કે, મને મળેલા સમાચાર અનુસાર તે જમીલા ખાતૂનના આશ્રયમાં જ હોવી જોઈએ એટલે વિશેષ ચિંતા જેવું કાંઈ પણ નથી. જો માધવી અદ્યાપિ સર્વથા

પવિત્ર રહી હશે, તો હું અવશ્ય તે હતભાગિની યુવતીના ધર્મની રક્ષા કરીશ અને જો તેની પવિત્રતાનો નાશ થયો હશે તો હું તેના અપવિત્ર જીવનનો પણ નાશ જ કરી નાખીશ એટલે વાંસ રહેશે નહિ અને વાંસળી વાગશે નહિ !"

આવા પ્રકારના નિશ્ચયપર આવીને સંન્યાસી નારાયણ જ્યાં એ વેળાયે ઊભેલો હતો ત્યાંથી ચાલવાની તૈયારી કરતો હતો એટલામાં પાસેની એક પ્રાસાદ તુલ્ય અટ્ટાલિકામાંથી લગભગ પચાસ વર્ષની અવસ્થાનો એક હિન્દુ સમાન દેખાતો પુરુષ બહાર નીકળ્યો અને તેણે સંન્યાસી નારાયણને માર્ગમાં ઊભેલો જોઇને. હસ્તદ્વય જોડી નમસ્કાર કર્યા. તે ગૃહસ્થે નમસ્કાર તો કર્યા, પરંતુ તેના મુખમંડળમાં શોક, વિષાદ તથા ભયની છાયા વિસ્તરેલી સ્પષ્ટ દેખાતી હતી અને તે ઊતાવળથી ક્યાંક જવામાટે ગૃહમાંથી બહાર નીકળેલો હોવો જોઈએ એવી કલ્પના પણ કરી શકાતી હતી. નારાયણને નમસ્કાર કરીને તે ગૃહસ્થ આત્મગત બોલ્યો કે: " ગાડીવાન હજી ગાડી લઈને ન આવ્યો ? કેવો આળસુ, કેવો બેદરકાર !"

" મહાશય, આપના મુખમંડળમાં શોક તથા વિષાદની છાયા સ્પષ્ટ દેખાય છે અને અત્યારે આગ્રામાં ભયંકર પ્રસંગ વર્તી રહ્યો છે એટલે મારે પૂછવું પડે છે કે આપ સાધનસંપન્ન દેખાતા હોવા છતાં અદ્યાપિ પ્રાણરક્ષામાટે આગ્રાને ત્યાગી ગયા નથી તેનું શું કારણ છે અને અત્યારે આપ આમ ગભરાયલા કેમ દેખાઓ છો, તે કૃપા કરીને જણાવશો ?" નારાયણે એક વિશિષ્ટ ઉદ્દેશથી તે ગૃહસ્થને સંબોધીને પૂછ્યું.

" સંન્યાસી મહારાજ, મારી અદ્યાપિ એવી જ માન્યતા હતી કે જેમનો ઈશ્વરમાં વિશ્વાસ નથી હોતો તેઓ જ આવા સમયમાં

સ્થાનાન્તર કરીને મૃત્યુના પંજામાંથી છટકી જવાના મૂર્ખતાયુક્ત પ્રયત્નો કરે છે; કારણ કે, મૃત્યુ જો આવવાનું હોય છે તો ગમે ત્યાં આવી લાગે છે અને જેમનો ઇશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ હોય છે તેમનો ઈશ્વર પોતે રક્ષક હોવાથી તેમનાપર મૃત્યુ પોતાના હસ્તને કદાપિ પ્રસારી શકતો નથી. આ માન્યતાના કારણથી હું સાધનસંપન્ન હોવા છતાં પણ ઇશ્વરમાં શ્રદ્ધા રાખીને આગ્રામાં જ બેસી રહ્યા હતો; પરંતુ મારા દુર્ભાગ્યવશાત્ આજે મારી એ માન્યતા અસત્ય સિદ્ધ થવાનો દુઃખદ પ્રસંગ આવી લાગ્યો છે અને તેથી જ મારા હૃદયમાં થતા શોકની છાયા મારા મુખમંડળમાં વ્યાપેલી આપ જોઈ રહ્યા છો." તે ગૃહસ્થે આ ઉત્તર આપીને એક નિઃશ્વાસ નાખ્યો.

"એવો દુઃખદ પ્રસંગ શો આવી લાગ્યો છે?" નારાયણે પૂછ્યું.

"મારી મારા પ્રાણથી પણ અધિક પ્રિય અને મારી સમસ્ત સંપત્તિની એકમાત્ર ઉત્તરાધિકારિણી પુત્રતુલ્ય કુમારી કન્યકા ગઈ કાલથી અત્યારે આગ્રામાં ચાલી રહેલા ભયાનક રોગના આઘાતથી પટકાઈ પડી છે અને સમસ્ત નગરમાં વૈદ્ય તથા હકીમ ન હોવાથી તેનો અદ્યાપિ મારાથી યોગ્ય ઉપચાર પણ કરી શકાયો નથી. અત્યારે એક વૈદ્યને બોલાવી લાવવામાટે મારો ફતેહપુર સિક્રી જવાનો વિચાર છે અને તેટલામાટે જ મેં મારી ગાડી મંગાવી છે; પણ ગાડીબાન હજી ગાડી લઇને આવી પહોંચ્યો નથી." તે ગૃહસ્થે પોતાના શિરપર આવી પડેલી વિપત્તિનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

"આપનું નામાભિધાન અને આપની જાતિ શી છે તે કૃપા કરીને જણાવશો?" નારાયણે ગંભીરતાથી પૂછ્યું.

"મારો જે દ્વિજ જાતિમાં ઉદ્ભવ થયેલો છે તે જાતિ આ

સંસારમાં સારસ્વત બ્રાહ્મણ જાતિના નામથી ઓળખાય છે અને મારૂં પોતાનું નામ ગોવિન્દનારાયણ હોવા છતાં લોકો મને ગોવિન્દ શર્મા અથવા શર્માજી નામથી જ સંબોધે છે." નારાયણના પ્રશ્નનું આવી રીતે ઉત્તર આપીને ગોવિન્દ શર્માએ નારાયણને અનુલક્ષીને કહેવા માંડયું કે: " સંન્યાસી મહારાજ, આગ્રામાં આપ નવીન આગંતુક હો એમ જણાય છે અને અત્યારની પરિસ્થિતિમાં આ નગરમાં આપને યથાનિયમ ભિક્ષા પણ મળી શકશે કે કેમ એ અનિશ્ચિત છે એટલામાટે જો આપની ઇચ્છા હોય, તો આ દાસ આપના ખાનપાન તથા નિવાસ આદિનો યોગ્ય પ્રબંધ કરી આપવાને તૈયાર છે; કારણ કે, સંન્યાસીનો સત્કાર કરવો એ ગૃહસ્થ દ્વિજોનો પરમધર્મ છે."

" ગોવિન્દ શર્મા, જેમનો ઇશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ હોય છે તેમનો ઇશ્વર પોતે રક્ષક હોવાથી તેમના પર મૃત્યુ પોતાના હસ્તને કદાપિ પ્રસારી શકતો નથી એ આપની માન્યતા કિંવા શ્રદ્ધા સર્વથા સત્ય છે અને આપની એ માન્યતાને સત્ય સિદ્ધ કરી બતાવવામાટે ઇશ્વરની પ્રેરણાથી જ જાણે મારૂં આ સ્થાનમાં આગમન થયું હોયની! એવો જ આ ક્ષણે મને ભાસ થયા કરે છે. જો મારા વચનમાં અને મારામાં આપનો વિશ્વાસ બંધાતો હોય, તો હવે કોઇ પણ વૈદ્ય અથવા હકીમને લાવવામાટે ક્યાંય પણ જવાના વિચારને મનમાંથી દૂર કરો; હું આપને જે વનસ્પતિઓનાં નામો લખી આપું છું તે ત્રણ કે ચાર વનસ્પતિઓ જેટલી શીઘ્રતાથી મંગાવી શકાય તેટલી શીઘ્રતાથી મંગાવી લ્યો અને તે વનસ્પતિઓ આવી લાગે ત્યાં સુધી મને એક ખરલ આપો એટલે મારી પાસે જે ઔષધો છે તેમને વાટીને હું તૈયાર કરી રાખું. પરમાત્માની કૃપાથી અને મારા

પૂર્ણયોગીશ્વર ગુરુદેવના આશીર્વાદથી આપની પુત્રીના પ્રાણની તો રક્ષા થઇ જ જશે અને તે સાથે મારા ઔષધોપચારથી અન્ય મનુષ્યો પણ આ ભયાનક રોગના મુખમાંથી મુક્ત થશે એવો મારો દૃઢ વિશ્વાસ છે. હું સર્વસંગપરિત્યાગી સંન્યાસી હોવાથી કોઇની પાસેથી કાંઇ પણ લેવાનો મારો અભિલાષ છે જ નહિ અને તેથી ધનાઢ્ય તથા દીન સર્વ જનોની સમભાવથી સેવા કરવાને હું કટિબદ્ધ છું."

"મારો આપની શક્તિમાં તથા આપના વચનમાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી આપની આજ્ઞા અનુસાર વર્તવાને હું તૈયાર છું." ગોવિન્દ શર્માએ સંન્યાસી નારાયણનો તેના હૃદયમાં પૂર્ણ પ્રભાવ પડી જવાથી આ શબ્દો ઉચ્ચારીને તત્કાળ પોતાની આધીનતાને દર્શાવી દીધી અને ત્યાર પછી વિનયપૂર્વક કહ્યું કે: "જ્યારે આપ અમારા ઉદ્ધારકના રૂપમાં જ આગ્રામાં પધાર્યા છો, તો હવે આ સેવકની પર્ણકુટીમાં પધારો અને મારા આદરાતિથ્યને સ્વીકારી મને કૃતાર્થ કરો."

"ચાલો." નારાયણે આ શબ્દના ઉચ્ચારથી ગોવિન્દ શર્માની પ્રાર્થનાને સ્વીકારી લીધી.

ગોવિન્દનારાયણ શર્મા સાથે સંન્યાસી નારાયણે તે પ્રાસાદ-તુલ્ય અટ્ટાલિકામાં પ્રવેશ કર્યો અને એક વિશાળ આંગણાને તેમ જ ચાર કે પાંચ વિશાળ ઓરડાને ઓળંગ્યા પછી પ્રાસાદના પશ્ચાદ્-ભાગમાંના એક પ્રકાશપૂર્ણ તથા વિશાળ ઓરડામાં તેઓ આવી લાગ્યા. એ ઓરડામાં એક પર્યંકશય્યામાં ગોવિન્દ શર્માની રુગ્ણ પુત્રી સંજ્ઞાશૂન્ય અવસ્થામાં પડી હતી, તેની માતા નેત્રોમાંથી અશ્રુ વર્ષાવતી અને વારંવાર તેના શરીરપર પોતાનો હાથ ફેરવતી પલંગના

અગ્રભાગમાં જ બેઠી હતી તેમ જ એક સેવક તથા એક સેવિકા તેની સેવાશુશ્રૂષામાટે પાસે જ ઉભેલાં હતાં. ગોવિન્દ શર્માને જોતાં જ તેની પત્નીએ આતુરતાથી પૂછ્યું કે: " કેમ, વૈદ્યરાજ અથવા કોઇ હકીમ સાહબ આપને મળ્યા અને તેમને આપ લઇ આવ્યા ? "

" આ સંન્યાસી મહારાજ એક મહાનિપુણ તથા પરોપકાર-પરાયણ વૈદ્યરાજ હોવાથી અને અચાનક આપણા ગૃહના દ્વારના બાહ્ય ભાગમાં જ આમનો ભેટો થઇ જવાથી વિશેષ સમય ન ચાલ્યો જાય અને આપણી નારાયણીની સ્થિતિ અધિક ભયાવહ ન થઇ જાય એટલામાટે વૈદ્યને બોલાવવાનું માંડી વાળીને હું આ સંન્યાસી મહારાજને જ નારાયણીના ઉપચારમાટે લઇ આવ્યો છું." પોતાની પત્નીને આવું ઉત્તર આપીને ગોવિન્દ શર્માએ સંન્યાસી નારાયણને સંબોધીને કહ્યું કે: " મહારાજ, મારી રુગ્ણા પુત્રી આ છે. ઉષઃકાલ પર્યન્ત તો એના શરીરમાં સન્નિપાતનું પૂર્ણ પ્રાબલ્ય હતું; પરંતુ ત્યારપછી અચાનક એની સંજ્ઞાનો લોપ થઇ ગયો છે."

નારાયણ પર્યંકશય્યાપાસે આવીને ઊભો રહ્યો અને ત્યાં તે સંજ્ઞાશૂન્ય અવસ્થામાં પડેલી હોવા છતાં પોતાના શારીરિક સૌન્દર્યની પ્રભાને વિસ્તારી રહેલી બાળા નારાયણીના મુખચંદ્રને જોઇને ક્ષણેક મુગ્ધ તથા સ્તંભિત થઈ ગયો; પરંતુ તત્કાળ પોતાની એ મુગ્ધતાને સંયમના બળથી દૂર કરીને તેણે તે બાળાના હસ્તને પોતાના હસ્તમાં ધારી નાડીપરીક્ષા કરી લીધી અને ત્યાર પછી લેખનનાં સાધનો મંગાવીને એક કાગળપર કેટલીક વનસ્પતિઓનાં નામો લખવામાં તે પ્રવૃત્ત થયો. તે વનસ્પતિઓનાં નામો લખતો હતો એટલામાં ગાડીબાન ત્યાં આવી લાગ્યો અને તેણે ગોવિન્દ શર્માને સંબોધીને વિનયપૂર્વક કહ્યું કે: " અન્નદાતા, ગાડી તૈયાર છે. "

" હવે ફતેહપુર સિક્રિ જવાની આવશ્યકતા નથી; પણ તું જંગલની જડીબૂટીઓને સારી રીતે ઓળખે છે એટલે સંન્યાસી મહારાજે જે વનસ્પતિઓનાં નામો આ કાગળમાં લખ્યાં છે તે વનસ્પતિઓ જંગલમાં અને નદીના તીરપ્રાંતમાં ગમે ત્યાં તપાસ કરીને જેમ બને તેમ ઊતાવળથી લઈ આવ; કારણ કે, નારાયણીના ઉપચારમાટે એ વનસ્પતિઓની આવશ્યકતા છે. " ગોવિન્દ શર્માએ ગાડીબાનને વનસ્પતિઓ લાવવાનું કામ બતાવ્યું અને એ જ વેળાયે સંન્યાસી નારાયણના હાથમાંથી કાગળ લઇને ગાડીબાનના હાથમાં આપી દીધો.

" હું અત્યારથી લગભગ એક પ્રહર જેટલા સમયમાં પાછો અહીં આવી પહોંચીશ. " ગાડીબાને વનસ્પતિઓનાં નામો વાંચીને આ શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી કાર્યસિદ્ધિમાં અકારણ વિલંબ ન થવા દેવાના ઉદ્દેશને હૃદયમાં ધારણ કરીને તે તત્કાળ ત્યાંથી ચાલતો થયો.

ગોવિન્દ શર્મા તથા તેની સુશીલા પત્ની પુણ્યવતીએ સંન્યાસી નારાયણના ખાનપાન તથા નિવાસ આદિનો તત્કાળ યોગ્ય પ્રબંધ કરી આપ્યો અને ગૃહસ્થના ગૃહમાં નિવાસ કરવાનો સંન્યાસીમાટે નિષેધ હોવા છતાં રુગ્ણ નારાયણીના ઉપચારમાટે અષ્ટોપ્રહર ત્યાં રહેવાની અનિવાર્ય આવશ્યકતા હોવાથી તેમ જ આવા ભયાનક સમયમાં નગરનિવાસ તથા ગૃહસ્થની યોગ્ય સહાયતા વિના અન્ય જનોને પણ લાભ પહોંચાડી શકાય તેમ ન હોવાથી આપદ્ધર્મના નિયમને અનુસરીને નારાયણે કોઇ પણ પ્રકારની અનિચ્છા ન દર્શાવતાં તેમના એ સત્કારનો આનન્દથી સ્વીકાર કરી લીધો.

    

સંન્યાસી નારાયણના ચાર દિવસના સતત તથા અવિશ્રાંત પરિશ્રમ અને યોગ્ય ઔષધોપચારના પરિણામે ગોવિન્દ શર્મા તથા તેની પત્નીએ પોતાની જે દુહિતાના જીવનની આશાને સર્વથા ત્યાગી દીધી હતી અને 'જો આપણી નારાયણીના જીવનનો અંત થઇ જાય તો પછી આપણે પણ આ સંપત્તિનો પરોપકારમાં વ્યય કરીને કાશીનિવાસ કરીશું;' એવો નિશ્ચય કરી લીધો હતો તે દુહિતા નારાયણીના શરીરમાંથી ગ્રંથિક જ્વરનાં સર્વ વિઘાતક ચિન્હો અદૃશ્ય થઇ ગયાં અને તે પોતાને પ્રાપ્ત થયેલી નવીન જીવનજ્યોતિને નિરીક્ષતી આરોગ્યપ્રાપ્તિના માર્ગમાં અગ્રેસર થવા લાગી. સંન્યાસી નારાયણના આવા અપૂર્વ ચિકિત્સાવિજ્ઞાનની વાર્તા અન્ય જનોના સાંભળવામાં આવતાં જેમના ગૃહમાં દુર્ભાગ્યવશાત્ એ રોગનો પ્રવેશ થયેલો હતો તેવા શતાવધિ કિંબહુના સહસ્રાવધિ જનો ગોવિન્દ શર્માના દ્વારમાં આવીને ભિક્ષુકો પ્રમાણે સંન્યાસી નારાયણની સહાયતાની યાચના કરવા લાગ્યા અને સંન્યાસી નારાયણ પણ પોતાને જે અતિશય પરિશ્રમ સહન કરવો પડતો હતો તેનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં સાધનસંપન્ન તેમ જ સાધનહીન અને ઉચ્ચ તેમ જ નીચ જાતિનાં સર્વ મનુષ્યોને પ્રત્યુપકારની લેશમાત્ર પણ આશા ન રાખતાં સમાન ભાવથી ઔષધ આપવા લાગ્યો; માત્ર એટલું જ નહિ, પણ એ રોગ સંસર્ગજન્ય હોવા છતાં જ્યાં પોતાની ઉપસ્થિતિની આવશ્યકતા હોય ત્યાં પોતે ઉપસ્થિત થઇને રોગીઓની પોતાના હસ્તથી જ સેવાશુશ્રૂષા કરવાના વ્યાપારને પણ તેણે આરંભી દીધો. પરમાત્માએ નારાયણના હસ્તને એ વેળાયે અપૂર્વ યશસ્વિતા સમર્પેલી હોવાથી જે રોગીને તેના હસ્તનો સ્પર્શ થતો હતો અને તેના હસ્તથી અપાયલું ઔષધ પ્રાપ્ત થતું હતું તે રોગીના રોગનું

અલ્પ સમયમાં જ એટલે કે બે ચાર દિવસમાં જ નિવારણ થઈ જતું હતું. આ કારણથી કેટલાંક ભાવિક સ્ત્રીપુરુષો તો સંન્યાસી નારાયણને દેવ માનવા લાગ્યાં હતાં અને તેનાં ચરણોને પૂજવાની ઇચ્છા પણ દર્શાવતાં હતાં; પરંતુ નારાયણ પોતાની એ યશસ્વિતાને પરમાત્માની કરુણાનું પરિણામ દર્શાવીને પોતાની પૂજા થવા દેતો ન હોતો અને તે ભાવિક સ્ત્રીપુરુષોને ધર્મનો યોગ્ય ઉપદેશ આપીને પાછાં વાળતો હતો. આ સંસારનો એક એવો નિયમ છે કે જે મનુષ્ય દિવારાત્રિ લક્ષ્મીની લાલસામાં જ લીન રહ્યા કરે છે અને હૃદયમાં સ્પૃહાને આશ્રય આપતો રહે છે તે મનુષ્યથી લક્ષ્મી દૂર અને દૂર જ રહ્યા કરે છે અને જે મનુષ્ય લક્ષ્મીને લત્તાપ્રહાર કરવા-માટે જ નિરંતર તત્પર રહ્યા કરે છે તથા નિસ્પૃહતાને જ પોતાનો એકમાત્ર ધર્મ માની લે છે તે મનુષ્યની પાછળ લક્ષ્મી તથા કીર્તિ એ ઉભય દેવીઓ અહોરાત્ર ભ્રમણ કરતી રહે છે. આ નિયમ નારાયણના સંબંધમાં પણ સત્ય સિદ્ધ થતો દેખાવા લાગ્યો: કારણ કે, જેમ જેમ તે અધિક પરિમાણમાં પોતાની નિસ્પૃહતાનો પરિચય કરાવવા લાગ્યો, તેમ તેમ તેનાં ચરણોમાં લક્ષ્મીને સમર્પવામાટે લોકો અધિક તત્પરતા દર્શાવવા લાગ્યા, તેનામાં લોકોની જે શ્રદ્ધા બંધાયલી હતી તે દિવસાનુદિવસ વૃદ્ધિંગત થવા લાગી અને તેની કીર્તિનો એટલી સીમા પર્યન્ત વિસ્તાર થવા લાગ્યો કે અંતે તેની આ અશ્રુતપૂર્વ નિસ્પૃહા તથા તજ્જન્ય કીર્તિની કથા ફતેહપુર સિક્રીમાં શાહનશાહ જહાંગીર તથા બાદશાહ બેગમ નૂરજહાનનાં શ્રવણો પર્યન્ત પણ પહોંચી ગઈ. આગ્રા નગરમાં નારાયણનું આગમન થયા પછી એક માસના કાલાવધિમાં ગ્રંથિક જ્વર નામક મરણોત્પાદક રોગનું પોતાનું જ મરણ થઇ ગયું અને રાજધાની એ

વિષમ રોગની બાધાથી સર્વથા મુક્ત થઈ ગઈ. આગ્રા નગર રોગ-મુક્ત થવા પછી નારાયણ માધવીના શોધમાટે ફતેહપુર સિક્રી તરફ જવાનો વિચાર કરી રહ્યો હતો એટલામાં 'હવે આગ્રામાં રોગનો ભય ન હોવાથી શાહનશાહ સલામત અને અમીરો ઇત્યાદિ ચાર પાંચ દિવસમાં પાછા આગ્રામાં આવી લાગશે' એવા સમાચાર તેના સાંભળવામાં આવતાં તેણે ફતેહપુર સિક્રી જવાના પોતાના વિચારને હાલ તરત માંડી વાળ્યો અને આગ્રામાં જ પાંચ દિવસ વધારે વીતાડવાનો નિશ્ચય કરી લીધો; કારણ કે, તેના ભાગ્યમાં આગ્રા નગરમાં એક અકલ્પનીય વિલક્ષણ ઘટનાના સાક્ષાત્કારનો લેખ લખાયલો હતો એટલે વિધાતાના તે લેખને મિથ્યા કોણ કરી શકે વારૂ ? હવે પછીના પ્રકરણમાં આપણે એ વિલક્ષણ ઘટનાનું જ નિરીક્ષણ કરવાનું છે.



## પ્રકરણ ૪ થું

## નવયૌવના નારાયણી



ગોવિન્દ શર્મા આગ્રાનો એક ધનાઢ્ય બ્રાહ્મણ હોવા સાથે વિદ્વાન્ તથા શાસ્ત્રવેત્તા વિપ્ર હોવાથી અને તેના ગૃહમાં વેદ, ઉપનિષદ્, વેદાન્ત, સ્મૃતિ, પુરાણ વ્યાકરણ, કોષ તથા જ્યોતિઃશાસ્ત્ર આદિ નાનાવિધ વિષયોના અનેક હસ્તલિખિત ગ્રંથોનો ભંડાર હોવાથી તેણે પોતાના બૃહદ્ આગારના એક એકાંત ભાગમાંના વિશાળ કક્ષમાં એ સર્વ ગ્રંથો વ્યવસ્થા પૂર્વક રાખ્યા હતા અને નારાયણે તે પોતે એવા ગ્રંથોનો ભાવિક ભોક્તા તથા જ્ઞાનપિપાસુ હોવાથી

એ ગ્રંથાલયમાં જ પ્રથમથી નિવાસ કર્યો હતો કે જેથી દિવસે અવકાશ મળે તો દિવસના સમયમાં અને નહિ તો પછી રાત્રિના સમયમાં પોતાની ઇચ્છાનુસાર ઉત્તમ ગ્રંથોનું પઠન કરી શકાય અને પોતાના જ્ઞાનભંડારમાં જ્ઞાનરૂપ નવીન અમૂલ્ય રત્નોને યથાશક્ય પરિમાણમાં ભરી શકાય.

ઑક્ટોબર મહિનાનો અંત નિકટમાં આવતો જતો હતો. વિશ્વમાં વિભાવરીની વેળા વર્તમાના હતી. નિશા જો કે શુક્લપક્ષની હતી અને રાત્રિનો એક પ્રહર જેટલો સમય વીતી ગયો હતો; તથાપિ વર્ષાઋતુના પરિણામે આકાશમંડળ મેઘાચ્છાદિત હોવાથી અને આકાશમાંથી ભૂમિતલપર મંદ મંદ જલધારાનો પાત થતો હોવાથી શુક્લપક્ષની નિશા કૃષ્ણપક્ષની નિશા સમાન જ દેખાતી હતી. લોકોના ગમન આગમનનો વ્યાપાર બંધ થવાથી આગ્રા નગરના માર્ગોમાં જેવી રીતે શાંતિ તથા નિસ્તબ્ધતાનો અધિકાર વ્યાપેલો હતો તેવી જ રીતે સર્વ જનો નિદ્રાધીન થયેલાં હોવાથી ગોવિન્દ શર્માના વિશાળ આગારમાં પણ શાંતિ તથા નીરવતાની સત્તા વ્યાપેલી દેખાતી હતી. માત્ર નારાયણ ગોવિન્દ શર્માના ગ્રંથાલયમાં એક દીપકના પ્રકાશની સહાયતાથી જગદ્‌ગુરુ શંકરાચાર્યકૃત બ્રહ્મસૂત્ર ભાષ્યના વાંચનમાં નિમગ્ન થયેલો હોવાથી અદ્યાપિ નિદ્રાધીન થયો ન હોતો અને તે ક્યારે નિદ્રાધીન થવાનો હતો એ તે પોતે પણ જાણતો નહોતો; કારણ કે, ઘણીક વાર આવી રીતે ગ્રંથોના વાંચન તથા મનનમાં તેની સમસ્ત રાત્રિ પણ વીતી જતી હતી. આગ્રામાં આવ્યા પછી નારાયણે સંન્યાસીના ધર્મને અનુસરીને પુનઃ મુંડન કરાવવા માંડેલું હોવાથી અને અંતિમ મુંડન આજે જ કરાવેલું હોવાથી તેની પ્રભાવશાલિની મુખમુદ્રા અધિક પ્રભાવશાલિની દેખાતી હતી અને કેવળ

કૌપીન વિના અત્યારે તેના શરીરપર અન્ય વસ્ત્ર ન હોવાથી તેનાં સર્વ આકર્ષક અંગપ્રત્યંગ તેમના સ્વાભાવિક સ્વરૂપમાં દૃષ્ટિગોચર થતાં હતાં. બ્રહ્મસૂત્રના વાંચનમાં તે એટલી સીમા પર્યન્ત તલ્લીન થઇ ગયો હતો કે આત્મવિસ્મૃત થવાથી ગ્રંથાલયના દ્વારને વાસવાનું પણ તેને ભાન રહ્યું ન હોતું. આવી રીતે બહુ વાર તે ગ્રંથાલયના દ્વારને વાસ્યા વિનાજ નિદ્રાધીન થઇ જતો હતો અને બહુધા ગૃહનાં અન્ય મનુષ્યો ત્યાં આવતાં ન હોવાથી એમાટેની વિશેષ ચિન્તા રાખવાનું કાંઇ કારણ પણ નહોતું.

અચાનક નારાયણની નાસિકામાં સુગંધયુક્ત પુષ્પોના તીવ્ર-મધુર સુગંધનો પ્રવેશ થયો અને તે સુગંધના યોગે તેના હૃદયમાં એક પ્રકારની વિલક્ષણ પ્રફુલ્લતાનો ઉદ્દ્ભવ થતાં વાંચનમાં એકાગ્ર થયેલા તેના ધ્યાનનો ભંગ થઇ ગયો. અમુક વિશિષ્ટજાતિનાં પુષ્પોના તીવ્રમધુર સુગંધમાં અત્યંત સંયમશીલ સ્ત્રી તથા પુરુષના મનમાં પણ એક પ્રકારના અગમ્ય વિકારને ઉપજાવી દેવાનું અપૂર્વ સામર્થ્ય રહેલું હોય છે એ સત્યનો નારાયણને પોતાની એકાગ્રતાના ભંગથી અલ્પ પરિમાણમાં સાક્ષાત્કાર થવા લાગ્યો અને તેથી એ સુગંધ ક્યાંથી આવવા માંડ્યો હતો તે જાણવામાટે તેણે પોતાના મસ્તકને ઉન્નત કરતાં જે દૃશ્ય તેના જોવામાં આવ્યું તેથી તે સર્વથા સ્તંભિત જ થઇ ગયો; કારણ કે, જેનો કૃષ્ણ કેશકલાપ નિતંબ-દેશ પર્યન્ત વિસ્તરેલો હતો; જેણે કદંબ, નવીન બકુલ તથા કેતકીના પુષ્પોની ગુંથેલી માળાને પોતાના શિરપર ધારેલી હતી; અર્જુન વૃક્ષની કલિકાઓનાં પોતાની ઇચ્છા અનુસાર રચેલાં આભૂષણોને પોતાનાં કર્ણોમાં ધારણ કરેલાં હતાં; ચંપકપુષ્પમિશ્રિત મોગરાનાં પુષ્પોની માળા જેના કંઠ તથા સ્તનદેશને શોભાયમાન

ફરી રહી હતી; જેનાં કેશરરંગી વસ્ત્રોમાંથી કેશર તથા કસ્તૂરીનો સુગંધ આવ્યા કરતો હતો અને જેનાં નેત્રોમાં તથા મુખમંડળમાં રતિમદની છટા પ્રત્યક્ષ દેખાતી હતી તેવી એક ચન્દ્રાનના, મૃગનયના, હંસગામિની અને પદ્મિની આદિ વિશેષણોની સાર્થકતાનો સાક્ષાત્કાર કરાવનારી અને નવયૌવનરૂપ ઉપવનભૂમિમાં પ્રવેશ કરતી નવયુવતી પોતાની દૃષ્ટિ સમક્ષ ઊભેલી તેના જોવામાં આવી. એ નવયુવતીને **નારાયણે** તત્કાળ ઓળખી લીધી; કારણ કે, એ નવયુવતી અન્ય કોઈ નહિ, પણ **નારાયણનાં** ઔષધોપચાર તથા સેવાશુશ્રૂષાના યોગે મૃત્યુના મુખમાંથી જેનો ઉદ્ધાર થયો હતો તે, એટલે કે, ગૃહસ્વામી ગોવિન્દનારાયણ **શર્માની** એકમાત્ર પુત્રતુલ્ય પુત્રી કુમારિકા **નારાયણી** પોતે જ પુષ્પદેવીના સ્વરૂપને ધારણ કરીને તેના નિવાસાલયમાં આવી હતી.

**નારાયણને** બહુ સમય પર્યન્ત અવાક્ રહેલો જોઇને તથા તેની આશ્ચર્યસ્તંભિત અવસ્થાનો સાક્ષાત્કાર કરીને અંતે **નારાયણીએ** પોતે જ મૌનનો ભંગ કર્યો અને પોતાના વીણાવિનિન્દિત સ્વરથી સંન્યાસી **નારાયણને** પૂછ્યું કે: "દેવ મને અત્યારે આવા સ્વરૂપમાં પોતાના કક્ષમાં આવેલી જોઈને આપ આટલી સીમા પર્યન્ત ભયભીત તથા આશ્ચર્યસ્તંભિત કેમ થઈ ગયા છો વારુ ? મારામાં આપને કોઈ પણ પ્રકારની ભયંકરતાનો સાક્ષાત્કાર તો નથી થતો ને ?"

"નહિ; તમારામાં ભયંકરતાનો સાક્ષાત્કાર નહિ, પણ મારાં આ નેત્રોને એક પ્રકારની અશ્રુતપૂર્વ તથા અવર્ણનીય મનોહારિતા તથા સ્વર્ગીય રમણીયતાનો જ સાક્ષાત્કાર થાય છે; પરંતુ સંસારવાસી સાધારણ પુરુષોના ધર્મથી અમારો સંન્યાસીઓનો ધર્મ સર્વથા

ભિન્ન હોવાથી આ મનોહારિતા તથા રમણીયતા સંન્યાસીમાટે એક મહાભયંકર વસ્તુ છે એ તમો જાણો છો ખરાં કે નહિ ? કારણ કે, સ્ત્રીઓ સાથે સંભાષણ કરવું, સ્ત્રીના શરીરને સ્પર્શ કરવો, સ્ત્રીઓનું નિરીક્ષણ કરવું, નૃત્ય જોવું, ગાન સાંભળવું, સભામાં જવું, સ્વાર્થયુક્ત સેવામાં નિયુક્ત થવું અને નિન્દા કરવી એ સર્વ વસ્તુઓ સંન્યાસીમાટે સર્વથા વર્જ્ય છે; માત્ર એટલું જ નહિ, પણ વાનપ્રસ્થ તથા ગૃહસ્થની પ્રીતિને પણ યત્ન પૂર્વક ત્યાગી દેવાની સંન્યાસીને શાસ્ત્રોમાં સ્પષ્ટ આજ્ઞા અપાયલી છે. અર્થાત્ સાધારણતઃ સ્ત્રીને જોવાનો તથા સ્ત્રી સાથે સંભાષણ કરવાનો પણ સંન્યાસી-માટે નિષેધ છે અને અત્યારે રાત્રિના સમયમાં તમો આવા વિલક્ષણ વેષમાં મારા એકાંતવાસમાં પધાર્યાં છો એટલે જો મારૂં હૃદય ભયભીત તથા આશ્ચર્યચકિત થઇ જાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. તમો એક સુશિક્ષિતા તથા વિચારશીલા નવયુવતી અને વિપ્રદુહિતા હોવા છતાં તમોએ પોતે પણ પાપભાગિની થવાનું અને મને પણ પાપભાગી કરવાનું આ કુસાહસ શા કારણથી કર્યું હશે, એની મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી.” સંન્યાસી નારાયણે સભ્યતા તથા વિનય પૂર્વક નારાયણીને પોતાના સંન્યાસધર્મની કઠોરતાનો પરિચય કરાવ્યો.

“ આપ કદાચિત્ પોતાને સંન્યાસી માનતા હશો; પરંતુ આવી રીતે પોતાને સંન્યાસી માની લેવાથી કોઈ પણ મનુષ્ય સત્ય સંન્યાસી થઇ શકતો નથી. અર્થાત્ હું આપને સત્ય સંન્યાસી માનતી જ નથી અને તેથી મેં અત્યારે આપના એકાંતવાસમાં આવવાથી કાંઇ પાપ કર્યું હોય તેમ જ આપને પણ પાપલિપ્ત કર્યા હોય એવી મારી માન્યતા છે જ નહિ.” નારાયણીએ નારાય-

ણને સંન્યાસી તરીકે ન સ્વીકારીને એક પ્રકારના રહસ્યમય વાદને ઉપસ્થિત કરી દીધો.

"તમો મને સત્ય સંન્યાસી નથી માનતાં તેનું કાંઈ કારણ? શું મારા ચારિત્ર્યમાં કોઈ એવા કલંકનો તમોને સાક્ષાત્કાર થયો છે કે જેથી મને સત્ય સંન્યાસી તરીકે સ્વીકારતાં તમારૂં હૃદય સંકોચાય છે?" નારાયણે આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું.

"નહિ; આપના ચારિત્ર્યમાં મને કિંવા આ ગૃહ તથા નગરના અન્ય કોઇ પણ મનુષ્યને એવા કોઇ કલંકનો સાક્ષાત્કાર થયો નથી; અર્થાત્ આપનું ચારિત્ર્ય તપ્ત સુવર્ણ સમાન શુદ્ધ હોવાથી સંન્યાસીઓના ચારિત્ર્યથી પણ ઉત્તમછે અને આપ એક અપૂર્વ વિદ્વાન્, પ્રચંડ પંડિત, અદ્વિતીય પરોપકારી તથા સર્વથા આદર્શચરિત્ર પુરુષ છો એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ; પરંતુ એ સર્વ હોવા છતાં આપ સત્ય સંન્યાસી નથી એ પણ સર્વથા નિઃસંશય તથા નિર્વિવાદ છે." નારાયણીએ નારાયણના ચારિત્ર્યની પ્રશંસા કરીને પુનઃ તેના સંન્યાસિત્વનો સ્પષ્ટ શબ્દોમાં અસ્વીકાર કર્યો.

"તમારા ઉદ્દેશને હું સમજી શકતો નથી; કારણ કે, મને તો તમારો આ વાદ સ્ત્રીજાતિના સ્વાભાવિક હઠવાદ સમાન જ દેખાય છે." નારાયણે કહ્યું:

"મારો આ વાદ સ્ત્રીજાતિનો સ્વાભાવિક હઠવાદ નથી કિન્તુ સર્વથા સત્યવાદ છે અને મારા એ વાદને હું પ્રમાણ પૂર્વક સિદ્ધ કરી બતાવવાને તૈયાર છું; પરંતુ તે એક શર્તથી." નારાયણીએ પોતાના વાદને સત્ય સિદ્ધ કરી બતાવવાની તત્પરતા દર્શાવી.

"તે શી શર્ત છે?" નારાયણે અધીરતાથી પૂછ્યું.

"તે શર્ત એ છે કે જો આ વાદમાં મારો પરાજય થાય, તો મારે આજન્મ બ્રહ્મચારિણી રહીને ઇશ્વરની ભક્તિમાં મારા આયુષ્યને વીતાડી દેવું અને જો આપનો પરાજય થાય, તો આપે પોતાના આ અસત્ય સંન્યાસને ત્યાગીને પુનઃ પોતાના પૂર્વવેશને ધારી ગૃહસ્થાશ્રમને સ્વીકારવો." નારાયણીએ પોતાની શર્ત કહી સંભળાવી.

"તમારી આ શર્તને મારાથી મારા તરફની એ શર્ત સાથે સ્વીકારી શકાય તેમ છે કે જો આ વાદમાં મારો પરાજય થશે, તો હું ગૃહસ્થાશ્રમને સ્વીકારીશ; પરંતુ જો મારા ગુરુદેવની મને અનુમતિ મળશે, તો." નારાયણે પોતાની શર્ત રજૂ કરી બતાવી.

"આપની આ શર્ત મને કબૂલ છે; કારણ કે, આપના ગુરુદેવ આપને માનવધર્મ અનુસાર વર્તવાની અનુમતિ ન આપે એ સર્વથા અસંભવનીય છે એવો મારો દૃઢ વિશ્વાસ છે." નારાયણીએ આ શબ્દોથી નારાયણની શર્તને આનન્દ પૂર્વક સ્વીકારી લઇને પછી ગંભીરતાથી પૂછ્યું કેઃ "ત્યારે હવે આપ કૃપા કરીને જણાવશો કે યથાનુક્રમ બ્રહ્મચર્ય, ગૃહસ્થ તથા વાનપ્રસ્થ આશ્રમમાં આયુષ્યના ત્રણ ભાગ વીતાડીને આયુષ્યના ચતુર્થ ભાગમાં સંન્યાસ આશ્રમને સ્વીકારવાની શાસ્ત્રની આજ્ઞા છે ખરી કે નહિ? અર્થાત્ શાસ્ત્રોમાં એવું સ્પષ્ટ વિધાન કરાયલું છે કે ઋષિઋણ, પિતૃઋણ તથા દેવઋણના ભારને શિરપરથી ઉતાર્યા વિના જે મનુષ્ય સંન્યાસને સ્વીકારે છે તે નરકવાસી થાય છે, એનો આપથી અસ્વીકાર કરી શકાય તેમ છે ખરૂં કે? સારાંશકે, વિધિ પૂર્વક વેદાધ્યયન કરીને, ધર્મ પૂર્વક પુત્રને ઉત્પન્ન કરીને અને પોતાના સામર્થ્ય અનુસાર યજ્ઞ કરીને એ ઋણોથી મુક્ત થવું અને ત્યાર પછી સંન્યાસ નામક ચતુર્થ આશ્રમમાં જવું એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે અને તેથી જે દ્વિજ વેદોનું અધ્યયન

કર્યા વિના, પુત્રને ઉત્પન્ન કર્યા વિના તથા યજ્ઞ કર્યા વિના જ સંન્યાસી થાય છે તે મોક્ષનો અધિકારી થવાને બદલે અધઃપાતનો જ અધિકારી થાય છે, આ મારું કથન અસત્ય તો નથી ?"

"નહિ; તમારું આ કથન અસત્ય નથી; કારણ કે, ધર્મશાસ્ત્રની આવી જ આજ્ઞા છે." નારાયણે નારાયણીના કથનને નિર્વિવાદ સત્ય દર્શાવ્યું.

"જો મારું આ કથન અસત્ય ન હોય, તો આપનો જે અલ્પસ્વલ્પ વૃત્તાન્ત મારા પૂજ્ય પિતાશ્રીના મુખથી મારા સાંભળવામાં આવ્યો છે અને જો તે વૃત્તાન્ત સત્ય હોય, તો આપે અત્યાર સુધી કેવળ બ્રહ્મચર્ય નામક પ્રથમ આશ્રમનું જ પાલન કરેલું હોવાથી વસ્તુતઃ આપ બ્રહ્મચારી છો અને જ્યાં સુધી આપ ગૃહસ્થાશ્રમ તથા વાનપ્રસ્થાશ્રમનું યથાનિયમ પાલન ન કરો અને ત્રણ ઋણોથી મુક્ત ન થાઓ ત્યાં સુધી સંન્યાસ આશ્રમને સ્વીકારવાનો અને પોતાને સંન્યાસી નામથી ઓળખાવવાનો આપનો લેશમાત્ર પણ અધિકાર નથી." નારાયણીએ આ શબ્દો એટલી તો ઓજસ્વિતાથી ઉચ્ચાર્યા કે તેના એ શબ્દોના શ્રવણથી થોડી વારને માટે નારાયણ પોતે પંડિત હોવા છતાં પણ હતપ્રભ તથા નિસ્તબ્ધ થઇ ગયો અને અવાક્ થઇને નારાયણીના પ્રભાવપૂર્ણ મુખમંડળને સ્થિર દૃષ્ટિથી જોઇ રહ્યો.

કેટલીક વાર પછી હૃદયની સ્વસ્થતાને પાછી મેળવીને નારાયણ પોતાના પક્ષનું સમર્થન કરતો કહેવા લાગ્યો કેઃ "દેવી નારાયણી, તમારું આ કથન સર્વથા સત્ય હોવા છતાં શાસ્ત્રોમાં એક એવું વિધાન પણ દૃષ્ટિગોચર થાય છે કે જે વેળાયે અંતઃકરણમાં સંપૂર્ણ વૈરાગ્યનો ઉદ્ભવ થઇ જાય તે વેળાયે સંન્યાસને સ્વીકારી લેવો અને અન્ય કોઈપણ વિધિનિષેધનો વિચાર ન કરવો; અર્થાત્ જો આવું વિધાન

શાસ્ત્રોમાં ન હોત, તો જે શુકદેવ જનનીના ગર્ભમાંથી બહિર્ગત થતાંની સાથે જ નાળ સહિત વનમાં પલાયન કરી ગયા હતા તેઓ ભારતવર્ષમાં જન્મયોગી તરીકે કદાપિ પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરી શકત નહિ."

" આપ શાસ્ત્રોમાં જે આવું વિધાન હોવાનું જણાવો છો તે વિધાન નિયમને નહિ, કિન્તુ અપવાદને જ દર્શાવનારૂં છે અને અપવાદથી નિયમનું ખંડન કદાપિ નથી થતું એ તો આપ જાણો જ છો. છતાં વાદાર્થે આપણે એમ પણ માની લઇએ કે અપવાદને જો તે યથાર્થ હોય તો સ્વીકારી લેવો જોઇએ એ પણ 'એક નિયમ છે; તો પણ એ નિયમ આપના સંબંધમાં યોજી શકાય તેમ નથી; કારણ કે, જનનીના ગર્ભમાંથી જ જ્ઞાનપૂર્ણ અવતરેલા શુકદેવજીના અપૂર્વ વૈરાગ્યની વાર્તા તો દૂર રહી, પણ સંન્યાસીના હૃદયમાં જે સાધારણ વૈરાગ્ય હોવું જોઇએ તે સાધારણ વૈરાગ્યનો પણ આપના અંતઃકરણમાં સર્વથા અભાવ છે; માત્ર એટલું જ નહિ, પણ હું મારા એક વિશિષ્ટ અનુભવથી દૃઢતા પૂર્વક કહી શકું છું કે એક સંન્યાસીના નિર્વિકાર હૃદયમાં કદાપિ ન હોવો જોઇએ તેવો એક મહાપ્રબળ પ્રણયવિકાર આપના અંતઃકરણમાં અષ્ટૌપ્રહર વસી રહ્યો છે અને આપનો તે પ્રણયવિકાર પોકાર કરીને એમ દર્શાવી રહ્યો છે કે આપ સંન્યાસી નથી!" નારાયણીએ મહાપ્રભાવશાલિની વાણીથી નારાયણના મસ્તિષ્કમાં જેની કલ્પનામાત્ર પણ ન હોતી તેવા પ્રકારનો તેના શિરપર આક્ષેપ કર્યો અને તેનો એ આક્ષેપ સર્વથા સત્ય હોવાથી નારાયણ પાષાણપ્રતિમા સમાન સર્વથા નિશ્ચલ તથા અવાક્ થઇ ગયો.

" મારા હૃદયનું આ રહસ્ય તમારા જાણવામાં કેમ અને કેવી રીતે આવ્યું વારૂ ? તમો માનવજાતિનાં સ્ત્રી છો કે ક્ષુદ્ર મનુષ્યોનાં ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનારાં કોઇ ત્રિકાલજ્ઞા દેવી છો ?"

નારાયણના હૃદયમાં આશ્ચર્યનો અતિરેક થવાથી તેની ઇચ્છા ન હોવા છતાં તેના મુખમાંથી આ પ્રમાણેના ઉદ્‌ગારો નીકળી ગયા અને તેના એ ઉદ્‌ગારોએ જ નારાયણીના આક્ષેપને સર્વથા સત્ય સિદ્ધ કરી બતાવ્યો.

“આપના હૃદયનું આ ગુહ્યતમ રહસ્ય આપના પોતાના મુખથી જ મારા સાંભળવામાં આવ્યું છે અને તેથી જ આપના શિરપર દૃઢતાથી આ આક્ષેપને સ્થાપવાનું મારાથી આટલી સીમા પર્યન્ત સાહસ કરી શકાયું છે.” નારાયણીએ નારાયણને આશ્ચર્યના અર્ણ-વમાં પૂર્ણ નિમજ્જિત કરી દેનારૂં ઉત્તર આપ્યું અને તે સાથે તે આનંદદર્શક સ્મિત કરવા લાગી.

“તમારા પિતાશ્રીને મેં મારો સાધારણ અને અપૂર્ણ પરિચય આપ્યો છે અને તમારી સાથેના મારા વાર્તાલાપનો તો આજનો જ આ પ્રથમ પ્રસંગ છે, તો પછી મારા હૃદયનું આ ગુહ્યતમ રહસ્ય મારા મુખથી જ તમારા સાંભળવામાં કેવી રીતે આવ્યું વારૂ? અર્થાત્ તમારૂં આ કથન સર્વથા અસત્ય તથા અવાસ્તવિક છે.” નારાયણે નારાયણીના કથનને અસત્ય માની લીધું.

“મારૂં કથન સર્વથા સત્ય છે અને વાસ્તવિક છે; કારણ કે, ગત કાલે મધ્યરાત્રિ પછી હું આ સ્થાનમાં આવી હતી, તે વેળાએ આપ ગાઢ નિદ્રાને આધીન થયેલા હતા, કોઈ વિલક્ષણ સ્વપ્નને જોઈ રહ્યા હતા અને આપના મુખમાંથી કેટલાક વિલક્ષણ ઉદ્‌ગારો નીકળતા હતા. આપના તે છિન્નવિચ્છિન્ન તથા વિશ્રૃંખલ ઉદ્‌ગા-રોના પરસ્પર સંબંધને મેળવતાં અનુમાનથી આપની જે જીવનકથા મારા જાણવામાં આવી છે તે આ પ્રમાણે છે:—માધવી નામક કોઈ એક બ્રાહ્મણકુમારી આપની બાલ્ય સહચરી હતી, આપનો તેનામાં

અને તેનો આપમાં પ્રેમ બંધાયો હતો; પરંતુ તે વિધવા હોવાથી તેની સાથે લગ્ન કરી શકાય તેમ નથી, એમ ધારીને તેના ધર્મની રક્ષામાટે આપે સંન્યાસી થઇને દેશત્યાગ કર્યો હતો છતાં માધવીને આપ ભૂલી શક્યા નહિ અને પાછા તેને મળવામાટે પોતાની જન્મભૂમિમાં ગયા; પણ ત્યાં માધવીનો સાક્ષાત્કાર થવાને બદલે તેના વ્યભિચાર તથા પલાયનની દુઃખદાયક વાર્તા આપના સાંભળવામાં આવી. માધવી! અત્યારે અમારા આગ્રાની વિખ્યાત ગાયિકા જમીલા ખાતૂનના ગૃહમાં હોવાના સમાચાર મળવાથી આપ તેને શોધવામાટે, તે જો પવિત્ર રહી હોય તો તેના ઉદ્ધારમાટે અને જો તે ભ્રષ્ટા થઈ હોય તો તેના સંહારમાટે આગ્રામાં આવ્યા હતા; પણ અહીં ગ્રંથિક જ્વર ચાલતો હોવાથી સહસ્રાવધિ મનુષ્યોનાં જીવનની રક્ષામાટે અટકી પડ્યા એટલે માધવીનો શોધ અદ્યાપિ આપથી કરી શકાયો નથી." આવી રીતે નારાયણને તેની જીવનકથા સંક્ષેપમાં સંભળાવીને નારાયણીએ પૂછ્યું કેઃ "ત્યારે હવે આપ જ જણાવો કે આપના જીવન વિષયક મારૂં આ અનુમાન સર્વથા સત્ય છે કિંવા અસત્ય તથા અવાસ્તવિક છે?"

"એક વાર નહિ, પણ સહસ્ર વાર સત્ય છે." નારાયણે નિષ્પ્રભ થઇને નારાયણીના અનુમાનને સત્ય તરીકે સ્વીકારી લીધું; કારણ કે, તેનું અનુમાન સર્વાંશે સત્ય હોવાથી તે અનુમાનને સત્ય તરીકે સ્વીકાર્યા વિના તેનો અન્ય કોઈ ઉપાય જ ન હોતો.

"તો હવે આપ પોતાના પરાજયને સ્વીકારી લેવાને તૈયાર છો ખરા કે નહિ?" નારાયણીએ ગંભીર મુખમુદ્રા તથા ગંભીર સ્વરથી પૂછ્યું.

"હું એક વાર નહિ, પણ શત વાર તમારા વિજયને અને મારા પોતાના પરાજયને મુક્ત કંઠથી સ્વીકારૂં છું; માત્ર એટલું જ નહિ,

પણ મારા હૃદયમાં વૈરાગ્યને બદલે તમારા કથન અનુસાર પ્રણય-વિકારની જ અધિકતા તથા પ્રબળતા હોવાથી હું સત્ય સંન્યાસી નથી એ પણ મારે ખેદ પૂર્વક સ્વીકારવું જ પડે છે." નારાયણે નિઃશ્વાસ નાખીને મુક્ત કંઠથી પોતાના પરાજયને સ્વીકારી લીધો.

"જો એમ જ હોય, તો આપના વચન અનુસાર ગૃહસ્થાશ્રમને સ્વીકારવામાટે તૈયાર થઇ જાઓ." નારાયણીએ આજ્ઞાના સ્વરૂપમાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"જો મારા ગુરુદેવની અનુમતિ મળશે, તો હું અવશ્ય ગૃહસ્થાશ્રમને સ્વીકારીશ." નારાયણે આ પ્રમાણેનું ઉત્તર આપીને આશ્ચર્યદર્શક ભાવથી કહેવા માંડયું કેઃ "બ્રહ્મકુમારી, અત્યારે પોતાની અદ્ભુત શક્તિથી તમોએ મને પરાજિત કરી નાખ્યો છે, એ જો કે સત્ય છે; તથાપિ મારા નિવાસાલયમાં મારા જાણવામાં ન આવી શકે તેવી રીતે ગુપ્ત ભાવથી વારંવાર આવવામાં, કોઇ પણ પ્રકારે મારા હૃદયમાંના ગુહ્ય રહસ્યને જાણી લેવામાં અને અંતે આવા વિલક્ષણ રમણીય વેશમાં મારા સમક્ષ ઉપસ્થિત થઇ મને વાદવિવાદમાં પરાજિત કરીને મને ગૃહસ્થ થવામાટેનો આટલી સીમા પર્યન્ત આગ્રહ કરવામાં તમારો પોતાનો શો ઉદ્દેશ તથા લાભ સમાયલો છે એ ભેદ અદ્યાપિ મારાથી સમજી શકાતો નથી. કારણ વિના કાર્યનો સંભવ હોતો જ નથી એટલે તમારા આ પ્રચંડ તથા અવિશ્રાંત પરિશ્રમનું કોઇ પણ એક કારણ તો અવશ્ય હોવું જ જોઇએ એની તો તમારાથી પણ ના પાડી શકાય તેમ નથી. અર્થાત્ જો એ કારણ તમો મને દર્શાવશો, તો તમારો મારાપર અગાધ ઉપકાર થશે."

"કારણ વિના કાર્યનો સંભવ હોતો જ નથી એ આપનું કથન સત્ય છે એટલે મારા આ પ્રચંડ પરિશ્રમનું કોઈ પણ એક

કારણ તો અવશ્ય હોવું જ જોઇએ અને છે પણ તેમ જ; કારણ કે, હું અમુક એક કારણથી જ આ કાર્યમાં પ્રવૃત્ત થયેલી છું; પરંતુ અત્યારે અને આ ક્ષણે જ એ કારણ આપને દર્શાવવું કે કેમ એનો અદ્યાપિ મેં નિશ્ચય કરેલો ન હોવાથી આવશ્યકીય વિચાર કરી લીધા પછી જ હું આપને મારા આ પ્રચંડ પરિશ્રમનું ઉચિત કારણ દર્શાવીશ. અત્યારે તો આપનાં શ્રીચરણોમાં મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે કોઇ કારણવશાત્ મારા આ પરિશ્રમના કારણને જાણ્યા પૂર્વે જ આપને અહીંથી પ્રયાણ કરી જવાને પ્રસંગ પ્રાપ્ત થાય અને આપના ગુરુદેવ પાસે જવા પછી આપને ગૃહસ્થ થવામાટેની અનુમતિ મળી જાય, તો તત્કાળ પાછા અહીં મારી પાસે આવજો અને મારી સંમતિ વિના અન્ય કોઇ પણ યુવતી સાથે લગ્નસંબંધ કરશો નહિ; કારણ કે, જો આપ મારી ઇચ્છાથી વિરુદ્ધ વર્તીને મારી સંમતિ વિના સ્વચ્છંદતાથી કોઇ પણ અન્ય સુંદરી સાથે શરીરસંબંધ કરશો, તો પોતાની એ સ્વચ્છંદતાનું આપને ભવિષ્યમાં મહાભયાનક પરિણામ ભોગવવું પડશે એ નિરંતર સ્મરણમાં રાખજો." નારાયણીએ પોતાનો પરિશ્રમ સકારણ હોવાની વાર્તાને મુક્ત કંઠથી સ્વીકારીને નારાયણને આ પ્રમાણેની એક રહસ્યમયી તથા વિભીષિકાયુક્ત સૂચના આપી દીધી.

નારાયણીની એ વિભીષિકાયુક્ત સૂચનાએ નારાયણના આશ્ચર્યને જો કે શતગુણ વધારી દીધું; છતાં તેના હૃદયમાં નારાયણીનો કાંઈ અપૂર્વ પ્રભાવ પડી ગયેલો હોવાથી તે મંત્રમુગ્ધ મનુષ્ય પ્રમાણે બોલી ઉઠયો કે: "દેવી, તમારી આજ્ઞા મને શિરોધાર્ય છે; અર્થાત્ જો મારા ગુરુદેવની અનુમતિથી હું ગૃહસ્થાશ્રમને સ્વીકારીશ, તો પણ તમારી સંમતિ વિના હું કોઇ પણ પ્રમદાનું પાણિગ્રહણ નહિ કરું."

"મારા પર આપનો આ અત્યંત અનુગ્રહ થયો છે. અસ્તુઃ ત્યારે હવે આપની આ દીન સેવિકા આપને આપેલા પરિશ્રમમાટે ક્ષમાની યાચના પૂર્વક વિદાય થવાની આજ્ઞા ઇચ્છે છે." આ શબ્દોના ઉચ્ચાર સાથે **નારાયણી નારાયણના** કક્ષમાંથી શીઘ્ર ગતિથી ચાલતી થઇ ગઇ અને તે દ્વારમાંથી બહિર્ગત થઇ ત્યાં સુધી નારાયણ તેને નિર્નિમેષ દૃષ્ટિથી જોઇ રહ્યો.

**નારાયણીના** ગમન પછી **નારાયણના** મનમાં અનેક પ્રકારના વિચારો આવવા લાગ્યા તથા અનેકવિધ કલ્પનાઓ ઉદ્ભવવા લાગી અને તેથી તેના હૃદયની શાંતિનો ભંગ થતાં તેની નિદ્રાનો પણ લોપ થઇ ગયો. સમસ્ત નિશા જાગરણમાં વીતાડીને ઉષઃકાળમાં **નારાયણ** સ્નાન તથા ધ્યાનમાટે યમુનાના તીરપ્રાંતમાં ચાલ્યો ગયો. **નારાયણીની** પણ પોતાના શયનગૃહમાં એ જ અવસ્થા હતી.



## પ્રકરણ ૫ મું

## બાદશાહની બીમારી

---

સંન્યાસી **નારાયણ** આગ્રા નગરના બાહ્ય ભાગમાંના યમુના નદીના બહુધા જનશૂન્ય અવસ્થામાં રહેતા તીરપ્રાંતમાં આવ્યા પછી દંતધાવન આદિ ક્રિયા કરીને યમુનાના જલપ્રવાહમાં પ્રવેશ કરી સ્નાનના કાર્યમાં નિમગ્ન થયેલો હતો એટલામાં **શાહનશાહ જહાંગીરના** ચાર અશ્વારોહી સૈનિકો ત્યાં આવી લાગ્યા અને તેમનામાંનો એક નાયક સમાન દેખાતો સૈનિક પોતાના અશ્વપરથી નીચે ઊતરી તીરપ્રાંતમાં ઊભો રહીને સ્નાનમગ્ન સંન્યાસી **નારાયણને** સંબોધીને સભ્યતાથી પૂછવા લાગ્યો કેઃ—

"આગ્રા નગરના વિખ્યાત પંડિત ગોવિન્દ નારાયણ શર્માજીના આગારમાં જેમનો નિવાસ છે અને જેમના ચિકિત્સાકૌશલ્યથી રાજધાની આગ્રાનાં અસંખ્ય નિવાસીઓ પ્રાણહારક રોગથી મુક્ત થઇને મૃત્યુના ગ્રાસ થતાં અટકી ગયાં છે તે સંન્યાસી નિખિલાનન્દજી આપ પોતે જ છો કે કેમ ? કારણ કે, આપના નિવાસસ્થાનમાં આપની પૃચ્છા કરતાં આપ આ સ્થાનમાં યમુનાસ્નાનમાટે પધાર્યા છો એવા અમને સમાચાર મળવાથી અમો આપને શોધતા આ સ્થાનમાં આવી લાગ્યા છીએ અને આપના મુખમંડળ તથા શરીર આદિનું જે વર્ણન અમોને મળેલું છે તે વર્ણન આપના મુખમંડળ તથા શરીર સાથે સંપૂર્ણ મળતું હોવાથી નવ્વાણુ ટકા અમારો નિશ્ચય થઇ ગયો છે કે તે સંન્યાસી આપ પોતે જ છો; છતાં જો અમારો પ્રમાદ થતો હોય તો તે અમોને દર્શાવશો."

અહીં વચ્ચે જણાવવાની આવશ્યકતા છે કે સંન્યાસદીક્ષા લીધા પછી નારાયણે પોતાના ગુરુની આજ્ઞાથી નિખિલાનન્દ નામ ધારણ કર્યું હતું અને તેથી તે જ્યાં પણ જતો હતો ત્યાં પોતાને એ જ નામથી ઓળખાવતો હોવાથી ગોવિન્દનારાયણ શર્માના ગૃહમાં પણ તેણે પોતાનું એ જ નામ દર્શાવ્યું હતું અને તેથી આગ્રા નગરમાં સર્વત્ર તેની એ નામથી જ ખ્યાતિ થયેલી હતી. અસ્તુઃ અચાનક રાજસૈનિકોને પોતા સમક્ષ આવી ઊભેલા જોઇને નારાયણ પ્રથમ તો કાંઇક આશ્ચર્યચકિત થઈ ગયો; પરંતુ ક્ષણમાત્રમાં જ સ્વસ્થતાને ધારણ કરીને તેણે સૈનિકોના તે નાયકને તેના પ્રશ્નના ઉત્તરમાં ગંભીરતાથી કહેવા માંડ્યું કેઃ--

"તમો જે સંન્યાસીના શોધમાં અત્યારે આ સ્થાનમાં આવી લાગ્યા છો તે સંન્યાસી નિખિલાનન્દ હું પોતે જ છું; પરંતુ મારા

શોધમાં અહીં સુધી આવવાનું શું કારણ છે તે કૃપા કરીને દર્શાવશો ? ”

“ અમો વજી.રે આજ.મના ફર્માનથી આપને બાદશાહ સલામત જહાંગીરશાહ આગળ હાજર કરવામાટે અહીંથી ફતેહપુર સિક્રી લઇ જવાના છીએ અને એ કારણથી જ આપને શોધતા આ સ્થાનમાં આવી લાગ્યા છીએ; કારણ કે, એક પળમાત્રના પણ વિલંબ વિના આપને ફતેહપુર સિક્રીમાં હાજર કરી દેવાનો અમોને સખ્ત હુકમ મળેલો છે.” સેનાનાયકે નારાયણના પ્રશ્નનું સભ્યતાથી ઉત્તર આપ્યું.

“ મેં આપના વજી.રે આજ઼મનો કિંવા આપના બાદશાહ સલામતનો કાંઇ અપરાધ કર્યો છે કે જેથી એક પળમાત્રના પણ વિલંબ વિના મને પોતા સમક્ષ પકડી મંગાવવાની તેમને અનિવાર્ય આવશ્યકતા જણાઇ છે ? ” સંન્યાસી નારાયણના મનમાં કુશંકાનો ઉદ્ભવ થતાં તેણે આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

“ આપે કાંઇ અપરાધ કરેલો હોવાથી આપને તેમણે પકડી લાવવામાટે અમોને અહીં મોકલ્યા છે કિંવા અન્ય કોઈ કારણથી બોલાવ્યા છે એ રહસ્ય અમારાથી સર્વથા અજ્ઞાત હોવાથી આપના આ પ્રશ્નનું અમારાથી કાંઇ પણ નિશ્ચયાત્મક ઉત્તર આપી શકાય તેમ નથી. પણ હા, વજી.રે આજ઼મે આપને બહુ જ માનપૂર્વક ફતેહપુર સિક્રીમાં લઇ આવવાની અમોને કઠિન સૂચના આપેલી હોવાથી આપને તેઓ અપરાધી માનતા હોય એવી અમારી માન્યતા નથી અને તેથી આપ કોઈ પણ પ્રકારના અકારણ ભયને આધીન થશો નહિ એવી મારી આપને નમ્રતાપૂર્ણ પ્રાર્થના છે. ” સેનાનાયકે માનદર્શક ભાવથી કહ્યું.

" જેવી પરમાત્માની ઇચ્છા! ચાલો; પરંતુ અત્યારે જે પંડિતજીના આગારમાં મારો નિવાસ છે તેમને મારા અચિન્ત્ય પ્રયાણની સૂચના આપ્યા પછી જ મારાથી ફતેહપુર સિક્રીના માર્ગમાં અગ્રેસર થઇ શકાશે; તે પૂર્વે તો નહિ જ." નારાયણે કહ્યું.

" ભલે, પંડિતજીને જે સૂચના આપવાની હોય તે આપી દો; પરંતુ આ કાર્યમાં વિશેષ વિલંબ થવા દેશો નહિ; કારણ કે, મધ્યાન્હ થતાં સુધીમાં તો આપણે ફતેહપુર સિક્રીના શાહી મહલના સિંહદ્વાર સમક્ષ પહોંચવું જ જોઇએ." સેનાનાયકે નારાયણને પંડિતજીને મળવામાટેની અનુમતિ આપવા સાથે વિલંબ ન કરવાની સૂચના પણ આપી દીધી.

નારાયણ સ્નાનના કાર્યથી સત્વર મુક્ત થઈ કૌપીન બદલી પોતાનાં કાષાયવસ્ત્રોને પરિધાન કરીને સૈનિકો સાથે ત્યાંથી ચાલતો થયો અને નગરમાં ગોવિન્દનારાયણ શર્માના આવાસ સમક્ષ આવી લાગ્યો. ગોવિન્દનારાયણે નારાયણને ફતેહપુર સિક્રી જવાની અનુમતિ આપી દીધી અને તે જ્યારે ગૃહમાંથી બહિર્ગત થતો હતો તે વેળાયે નારાયણીએ નમસ્કાર કરવાના નિમિત્તથી તેની પાસે આવીને આસપાસ અન્ય કોઇ મનુષ્ય ન હોવાથી નારાયણને સંબોધીને અત્યંત મંદ સ્વરથી એટલી સૂચના આપી કે: " ફતેહપુર સિક્રીમાં આપના કાર્યની સમાપ્તિ થવા પછી ત્યાંથી જ અન્યત્ર પ્રયાણ કરી જશો નહિ; કિન્તુ એક વાર પુનઃ આ સ્થાનમાં આવ્યા પછી જ જ્યાં જવાનું હોય ત્યાં જજો; કારણ કે, મને એક અન્ય ગુપ્ત રોગની બાધા થયેલી છે અને આપ સમાન કુશળ વૈદ્ય વિના મારા એ રોગનું અન્ય કોઇથી પણ નિવારણ કરી શકાય તેમ નથી. અર્થાત્ મારી આ પ્રાર્થનાનો અસ્વીકાર કરીને આપ બે પાંચ દિવસમાં પાછા

નહિ આવો અને આ રોગ વૃદ્ધિંગત થતાં મારું મૃત્યુ થઇ જશે, તો આપ જ મારા તે અકાળ મૃત્યુના ઉત્તરદાતા થશો અને સ્ત્રી-હત્યાના પાતકથી લિપ્ત થશો એ નિરંતર સ્મરણમાં રાખજો." નારાયણ નારાયણીને આશ્વાસન આપીને બહાર આવ્યો તો ત્યાં જેમાં બે ઉત્તમ તથા બહુમૂલ્ય અશ્વો જોડેલા હતા એવો એક રાજરથ ઊભેલો તેના જોવામાં આવ્યો. સેનાનાયકે તેને તે રથમાં બેસવાની પ્રાર્થના કરી, નારાયણ નિરુપાય થયેલો હોવાથી રથમાં બેઠો, રથ ચાલવા લાગ્યો અને તે સાથે સૈનિકોએ પણ પોતાના અશ્વોને ગતિમાન્ કરી દીધા. રથમાં જોડાયલા અત્યંત શીઘ્રગામી અશ્વોએ સંન્યાસી નારાયણને મધ્યાન્હથી પણ કિંચિત્ પૂર્વે ફતેહપુર સિક્રિમાંના રાજપ્રાસાદના સિંહદ્વાર સમક્ષ લાવીને ઉપસ્થિત કરી દીધો અને વજીરે આજમને તેના આગમનની સૂચના મળતાં તે તેના સત્કારમાટે તત્કાળ પ્રાસાદના બાહ્ય ભાગમાં આવી લાગ્યો. એ વજીરે આજમ અન્ય કોઇ નહિ, પણ બાદશાહ બેગમ નૂરજહાનનો પિતા ગિયાસબેગ જ હતો; કારણ કે, પોતાની પુત્રીની કૃપાથી અત્યારે તે વજીરે આજમ અથવા મુખ્ય મંત્રીની પદવીપર આરૂઢ થયેલો હતો. નારાયણને માનપૂર્વક બેઠકમાં લઇ જઇ એક આસનપર બેસાડીને વજીરે આજમ તેને સંબોધીને ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે:–

"શાહ સાહબ, અત્યારે અમોએ અચાનક આપને અહીં બોલાવીને જે તકલીફ આપી છે તેની આપ અમોને મોઆફી આપશો; કારણ કે, આટલી ઊતાવળથી આપને બોલાવ્યા વિના અમારો છૂટકો જ ન હોતો અને તેથી લાચાર થઇને જ અમારે આપને આટલી બધી તકલીફ આપવી પડી છે. આપને આટલી ઊતાવળથી બોલાવવાનું કારણ એ છે કે આજે ચાર દિવસથી બાદશાહ સલામત બહુ જ

બીમાર થઇ ગયા છે અને તે એટલે સૂધી કે નામાંકિત હિન્દુ વૈદ્યો તથા મશહૂર મુસલ્માન હકીમોએ પણ તેમના જીવનની આશાને સર્વથા ત્યાગી દીધી છે; પરંતુ કેટલાંક રાજનૈતિક કારણોથી બાદશાહની આ ખૌફ્નાક બીમારીની વાત અમોએ અદ્યાપિ જાહેર થવા દીધી નથી. શાહી મહલમાં અત્યારે હાહાકાર વ્યાપી ગયો છે અને બાદશાહની બીમારી શાહી મહલની સર્વ વ્યક્તિઓની ચિન્તાનો અત્યારે મુખ્ય વિષય થઇ પડયો છે; કારણ કે, તે સર્વના જીવનનો આધાર બાદશાહ સલામતના જીવનપર જ રહેલો છે. અસ્તુ: અમારા સાંભળવામાં આવ્યું છે કે તખ્તગાહ આગ્રામાંથી તાઊન જેવા રોગને આપે જ મારી ભગાવ્યો છે અને ત્યાં આપે હજારો ઇન્સાનોની જિન્દગીને બચાવવાનો સવાબ હાસિલ કર્યો છે, તો હવે મેહરબાની કરીને આપ બાદશાહ સલામતનો પણ ઇલાજ કરો અને હજારોના પાળનારની જિન્દગીને બચાવવાના સવાબને હાસિલ કરી લ્યો. જો આપની દવાથી શાહનશાહ સલામતને શફા નસીબ થશે, તો આપની મેહનતનો આપને ઘણો જ સારો બદલો મળી જશે."

"બાદશાહની બીમારીના સંબંધમાં વૈદ્યો તથા હકીમોનો શો અભિપ્રાય છે વારૂ?" સંન્યાસી નારાયણે ગંભીરતાથી પૂછ્યું.

"વૈદ્યો તથા હકીમોના જણાવ્યા પ્રમાણે બાદશાહ સલામતના શરીરમાં આ રોગ અતિશય મદિરાપાન તથા વિલાસિતાના કારણથી ઉદ્ભવેલો છે અને અત્યારે એ રોગ અંતિમ અવસ્થામાં આવી લાગેલો હોવાથી સર્વથા અસાધ્ય થઇ ગયો છે એટલે હવે એ રોગના નિવારણનો કોઇ પણ ઉપચાર છે જ નહિ." વજીરે આજમે બાદશાહના રોગના સંબંધમાં વૈદ્યો તથા હકીમોનો જે અભિપ્રાય હતો તે સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો.

રોગના નિદાનને જાણી લઈને નારાયણ શાંત ભાવથી કહેવા લાગ્યો કેઃ " આપના કથનથી બાદશાહના રોગનું સ્વરૂપ મારા જાણવામાં આવી ગયું છે અને આવા પ્રકારના રોગોને નિવારનારાં અવ્યર્થ ઔષધોનું જ્ઞાન મને મારા ગુરુદેવ પાસેથી પ્રાપ્ત થયેલું હોવાથી જો પરમાત્માની કૃપા હશે, તો મારાથી અવશ્ય બાદશાહના જીવનની રક્ષા કરી શકાશે એવો મારો દૃઢ નિશ્ચય છે; અર્થાત્ માત્ર બે દિવસના અલ્પ કાલાવધિમાં જ મારા આપેલા ઔષધના સેવનથી સમ્રાટ્‌ને સંપૂર્ણ આરોગ્યની પ્રાપ્તિ થઈ જશે. હું સંન્યાસી હોવાથી પારિતોષિક, પદવી કિંવા નામનાના લોભથી નહિ, કિન્તુ કેવળ પરમેશ્વરપ્રીત્યર્થ તથા પરોપકારાર્થ સમ્રાટ્‌ના રોગનો ઉપચાર કરીશ અને તેમને યોગ્યતમ ઔષધ આપ્યા પછી હું આ સ્થાનમાંથી ચાલતો થઈ જઈશ. "

" એ વિષયનો આપણે પછી નિર્ણય કરી લઈશું; અત્યારે તો કૃપા કરીને ચાલો અને બાદશાહ સલામતની સ્થિતિનું નિરીક્ષણ કરી લ્યો. " આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ વઝીરે આઝમ પોતાના આસનપરથી ઊઠીને ઊભો થઈ ગયો અને તેથી નારાયણ પણ ઊઠીને તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

નારાયણ વઝીરે આઝમની પાછળ પાછળ ફતેહપુર સિક્રીના શાહી મહલનાં અત્યંત સુંદર કક્ષો તથા વિશાળ પ્રાંગણોને ઓળંગીને જેમ જેમ આગળ ચાલતો હતો તેમ તેમ જાણે તે સાક્ષાત્ ઈન્દ્રભવનમાં જ ભ્રમણ કરી રહ્યો હોયની ! એવો જ તેને વારંવાર ભાસ થયા કરતો હતો. અંતે તેઓ બાદશાહના શયનમંદિરમાં આવી લાગ્યાં. ત્યાં નારાયણે જોયું તો શાહનશાહ જહાંગીર એક વિશાળ સ્વર્ણપર્યંકમાં પાથરેલી મખમલમંડિતા કોમલ શય્યામાં સૂતેલો

હતો અને તેની સર્વ સંજ્ઞાઓનો સર્વથા લોપ થઇ ગયો હતો. સમ્રાટ્ની શય્યાની આસપાસ તેના શાહજાદાઓ, કેટલાક વિશ્વાસપાત્ર રાજકર્મચારીઓ તથા પરિચારકો નીરવ તથા નિસ્તબ્ધ ભાવથી ઊભા હતા. નારાયણે તેમનામાંના કોઇ પણ મનુષ્ય સાથે કોઇ પણ પ્રકારનો વાર્તાલાપ ન કરતાં પ્રથમ સમ્રાટ્નાં હૃદય, યકૃત્ તથા નાડી આદિની પરીક્ષા કરી લીધી અને ત્યાર પછી પોતાની ઝોળીમાંથી એક સામાન્ય ચૂર્ણ સમાન દેખાતા ઔષધને બહાર કાઢીને તેમાં જલસહિત કિંચિત્ સ્વર્ણમાત્રાનું મિશ્રણ કરી તે પ્રવાહી ઔષધ પોતાના હસ્તથી જ સમ્રટ્ના મુખમાં રેડી દીધું; પરંતુ સમ્રાટ્ની સંજ્ઞાનો લોપ થયેલો હોવાથી તે ઔષધનો કેટલોક ભાગ તેના ઉદરમાં ગયો અને કેટલોક ભાગ ઓઇના એક પાર્શ્વમાંથી વહીને શય્યામાં આવી પડયો. ત્યાર પછી નારાયણ ત્યાં જે પુરુષો એકત્ર થયેલા હતા તેમને સંબોધીને ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

"મેં અત્યારે બાદશાહ સલામતને જે ઔષધ આપ્યું છે તે ઔષધ વિના આ વ્યાધિને નિવારનારૂં અન્ય કોઇ પણ ઔષધ આ સંસારમાં અસ્તિત્વ ધરાવતું નથી. બે દિવસમાં સમ્રાટ્ અવસ્ય આરોગ્યમંડિત થઇ જશે. આજે એમને સુખપૂર્ણ તથા ગાઢ નિદ્રાનો આનંદ મળશે; પરંતુ કોઇ કારણવશાત્ એમની નિદ્રાનો ભંગ ન થાય એનું બરાબર ધ્યાન રાખજો અને આવતી કાલે જ્યારે એમની નિદ્રાનો ભંગ થાય ત્યારે એમને દુગ્ધ આદિ આહાર આપજો."

આ પ્રમાણે સૂચના આપીને નારાયણ ત્યાંથી વિદાય થવાની તૈયારી કરતો હતો એટલામાં શાહજાદાઓએ વજીરે આજમને એક બાજૂ બોલાવીને તેની સાથે કાંઇક ગુપ્ત પરામર્શ કર્યો અને તે પરામર્શ થઇ ગયા પછી વજીરે આજમ નારાયણને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

" શાહ સાહબ, શહનશાહ સલામતને જ્યાં સુધી સંપૂર્ણ આરોગ્યની પ્રાપ્તિ નહિ થાય ત્યાં સુધી આપને આ શાહી મેહલમાં જ રહેવું પડશે એટલે કૃપા કરીને અત્યારે જ અહીંથી પ્રયાણ કરી જવાનો પ્રયત્ન કરશો નહિ. "

વજીરે આજમના આ શબ્દોને સાંભળીને નારાયણે પોતાની ભ્રૂકુટીને વક્ર કરી દીધી અને ત્યાં અકારણ એક ક્ષણ પણ વીતાડવાનો તેનો મનોભાવ ન હોવાથી તે વિષાદપૂર્ણ હૃદયથી બોલ્યો કેઃ " મને અહીં રોકી રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી; કારણ કે, સમ્રાટ્ બે દિવસમાં અવશ્ય ઊઠીને બેઠા થઇ જશે અને એમના જીવનને જરા પણ આંચ આવવાની નથી. મારા વચનમાં વિશ્વાસ રાખો અને હું સંન્યાસી હોવાથી મને અહીંથી પ્રયાણ કરી જવા દો."

" આ નામદાર શાહજાદાઓની આપને અહીંથી અત્યારે જ ન જવા દેવાની કઠિન આજ્ઞા હોવાથી હું આપને જવા દઇ શકતો નથી અને તેમાટે હું બહુ જ દિલગીર છું. અર્થાત્ કોઇ પણ પ્રકારે એટલે કે ઇચ્છા પૂર્વક કિંવા અનિચ્છા પૂર્વક પણ અત્યારે તો અહીં રહ્યા વિના આપનો છૂટકો થવાનો જ નથી એટલામાટે મારી સાથે આવો એટલે હું આપને ખાનપાન તથા નિવાસ આદિની યોગ્ય વ્યવસ્થા કરી આપું. " વજીરે આજમે શાહજાદાઓની આજ્ઞા નારાયણને સ્પષ્ટ સ્વરૂપમાં સંભળાવી દીધી.

" આ તો હું અકારણ પીડામાં જ આવી પડયો ને શું ! " નારાયણ મનોગત આ પ્રમાણે બોલ્યો અને ત્યારપછી પોતાને સર્વથા પરાધીન તથા નિરુપાય જોઇને વજીરે આજમની સૂચના અનુસાર તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

વૃદ્ધ વજીરે આજમ નારાયણને સન્માનપૂર્વક રાજપ્રાસાદના

બાજુ ભાગમાં લઇ આવ્યો અને ત્યારપછી ત્યાંની એક ક્ષુદ્ર અટ્ટાલિકામાં લઇ આવીને કહેવા લાગ્યો કે: "આપ આ અટ્ટાલિકામાં વિશ્રામ કરો; કારણ કે, આજે આપ બાદશાહ સલામતના મેહમાન છો અને તેથી આપની મેહમાનદારીમાં કોઇ પણ પ્રકારની ત્રુટિ થવાની નથી. માત્ર આ સ્થાનમાંથી પ્રયાણ કરી જવાની જો આપ ચેષ્ટા કરશો, તો આપની તે ચેષ્ટા સફળ થઇ શકવાની નથી; કારણ કે, પ્રહરીઓને આપને આ સ્થાનમાંથી ક્યાંય પણ ન જવા દેવાની કઠિન આજ્ઞા અપાયલી હોવાથી તેઓ આપની એવી ચેષ્ટા જોશે, તો આપને તત્કાળ અટકાવી દેશે." .

"આપની આ વ્યવસ્થાથી તો એમ જ જણાઇ આવે છે કે મારે આ સ્થાનમાં એક નજરકયદી તરીકે જ રહેવાનું છે." નારાયણે કિંચિત્ કોપની છટા દર્શાવીને આ વાક્ય ઉચ્ચાર્યું.

"આમાં મારો કશો પણ દોષ ન હોવાથી મારી એ જ પ્રાર્થના છે કે કૃપા કરીને મારાપર કોપાયમાન થશો નહિ." આવી રીતે પુનઃ નમ્રતા દર્શાવીને વજીરે આઝમ ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

સંન્યાસી નારાયણના આદરાતિથ્યમાં કોઇ પણ પ્રકારની ત્રુટિ થતી જોવામાં ન આવી; કારણ કે, તેના નિવાસમાટે જે અટ્ટાલિકા કાઢી આપવામાં આવી હતી તે રાજપુરુષોની દૃષ્ટિમાં ક્ષુદ્ર અટ્ટાલિકા હોવા છતાં સામાન્ય મનુષ્યની દૃષ્ટિમાં તો એક મહાસુંદર તથા વિશાળ અટ્ટાલિકા હતી; તેમાં સુખનાં સર્વ આવશ્યકીય સાધનો વર્તમાન હતાં; નારાયણનું ભોજન તૈયાર કરવામાટે એક બ્રાહ્મણને નિયત કરવામાં આવ્યો હતો અને અન્ય બે સેવકોને તેની અન્ય પ્રકારની સેવામાટે યોજી દેવામાં આવ્યા હતા કે જેથી તેને કોઈ પણ પ્રકારના કષ્ટનો અનુભવ કરવો ન પડે. એ સમસ્ત

વ્યવસ્થા ઉપરાંત તે અટ્ટાલિકાના સિંહદ્વારમાં શસ્ત્રાસ્ત્રધર બે સૈનિકોને પણ બેસાડી દેવામાં આવ્યા હતા અને તેમને એ અતિથી સંન્યાસીને વઝીરે આઝમની આજ્ઞા વિના ક્યાંય પણ ન જવા દેવાની કઠિન આજ્ઞા આપવામાં આવી હતી. અસ્તુઃ દિવસના ચતુર્થ પ્રહરનો આરંભ થઈ ગયેલો હોવાથી દિવસનો અંત નિકટમાં આવતો જતો હતો. સંન્યાસી નારાયણ ભોજનના કાર્યથી નિવૃત્ત થઈને ઉપરના વિશાળ કક્ષમાં પોતાના મૃગચર્મને પાથરી ઝોળીમાંથી એક વેદાન્તગ્રંથ કાઢીને તેના વાંચનમાં નિમગ્ન થયેલો હતો. એટલામાં અચાનક તેને કોઈ એક વિશિષ્ટ વાર્તાનું સ્મરણ થઈ આવતાં તેના મનમાં નીચે જણાવ્યા પ્રમાણેના વિચારોનો આવિર્ભાવ થવા લાગ્યોઃ-

" હું આગ્રામાં આવ્યો અને જ્યારે બાદશાહ ફતેહપુર સિક્રીમાં હોવાના સમાચાર મારા સાંભળવામાં આવ્યા ત્યારે મારો અહીં આવવાનો વિચાર હતો; કારણ કે, મને મળેલા સમાચાર પ્રમાણે જમીલા ખાતૂન પણ અત્યારે આ ફતેહપુર સિક્રીમાં જ વસે છે; પરંતુ આગ્રામાં અન્ય આવશ્યક વ્યવસાયમાં પડી જવાથી અને ત્યારપછી નવયૌવના નારાયણીની એક મહાવિકટ સમસ્યા મારા હૃદયચક્ષુ સમક્ષ અચાનક ઉપસ્થિત થવાથી મારા એ કાર્યનું મને સર્વથા વિસ્મરણ જ થઈ ગયું હતું એટલામાટે પરમાત્માએ જ આ પ્રસંગને ઉપસ્થિત કરીને બળાત્કારે મને આ સ્થાનમાં લાવીને નાખી દીધો છે અને તેથી એવી આશા રાખી શકાય છે કે આ સ્થાનમાં જ મને જમીલા ખાતૂનના સાક્ષાત્કારનો યોગ પ્રાપ્ત થશે અને માધવીના જીવનની શુભ કિંવા અશુભ વ્યવસ્થાના સર્વ સમાચાર મળી જતાં માધવીના ઉદ્ધાર કિંવા સંહારનો મારાથી સત્વર જ નિશ્ચય કરી શકાશે. "

નારાયણે તેના મનમાં આવા પ્રકારના વિચારોનો ઉદ્દ્ભવ થવાથી જે બે સેવકો તેની સેવામાં યોજાયલા હતા તેમનામાંના એક સેવકને પોતાપાસે બોલાવ્યો અને પૂછ્યું કે: "બાદશાહ સલામતની જમીલા ખાતૂન નામક જે એક વિખ્યાત ગાયિકા છે તે પણ હાલમાં ફતેહપુર સિક્રીમાં જ વસે છે એમ આગ્રામાં મારા સાંભળવામાં આવ્યું હતું, તો એ વાર્તા સત્ય છે કે કેમ?"

એક સર્વસંગપરિત્યાગી સંન્યાસીને એક વારાંગનાના સમાચાર પૂછતો જોઇને જો કે તે સેવકના મનમાં આશ્ચર્ય તો અવશ્ય થયું જ; તથાપિ પોતાના એ આશ્ચર્યને વ્યક્ત થવા ન દેતાં તે વિનય પૂર્વક કહેવા લાગ્યો કે: "જી હા, સંન્યાસી મહારાજ, બાદશાહ સલામતની અત્યંત કૃપાભાજન અને ભારતવિખ્યાત ગાયિકા જમીલા ખાતૂન પણ અત્યારે ફતેહપુર સિક્રીમાં; માત્ર એટલું જ નહિ, પણ આ શાહી મહલના એક એકાંતિક ભાગમાં જ વિરાજે છે; પરંતુ તેનો જે અટ્ટાલિકામાં નિવાસ છે તે અટ્ટાલિકા શાહી જનાનખાના સાથે સંલગ્ન હોવાથી ત્યાં કોઇ પણ પુરુષથી જઇ શકાય તેમ નથી."

"પરંતુ તે પોતે પર્દાનશીન ન હોવાથી અવશ્ય કોઇ કોઈ વાર બહાર તો નીકળતી જ હશે; કારણ કે, ગમે તેવી પણ એક વારાંગના આઠોપ્રહર એક બંદિની પ્રમાણે પોતાના નિવાસસ્થાનમાં જ બેસી રહે એ સર્વથા અસંભવનીય છે." નારાયણે તે સેવકના મુખથી વિશેષ વૃત્તાન્ત સાંભળવાના આશયથી આ ઉદ્દ્ગારો કાઢ્યા.

"સામાન્ય વારાંગનાઓના સંબંધમાં આપનું આ અનુમાન સર્વથા સત્ય છે; પરંતુ જમીલા ખાતૂન એક અસાધારણ વારાંગના હોવાથી તેના આચારવિચાર સામાન્ય વારાંગનાઓથી સર્વથા ભિન્ન પ્રકારના છે અને તેથી તેના સંબંધમાં આ નિયમ લાગૂ પડી

શકતો નથી.” તે સેવકે એક વિલક્ષણ વાર્તા નિયમ પૂર્વક સંભળાવી.

“વારાંગનાઓમાં પણ સાધારણ તથા અસાધારણ એવા પ્રકારના ભેદો હોય છે ખરા કે ?” નારાયણે આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું.

“જમીલા ખાતૂનના વર્તનને જોતાં તો વારાંગનાઓમાં પણ એવા પ્રકારના ભેદો અવશ્ય અસ્તિત્વ ધરાવતા હોવા જોઇએ એમ સ્પષ્ટ જણાઇ આવે છે; કારણ કે, જમીલા ખાતૂન નામની વારાંગના છે, પરંતુ તેના આચાર તથા વિચાર આદિ ગૃહસ્થા સ્ત્રીઓ કરતાં પણ ઉત્તમ છે અને એ વાર્તા સમસ્ત ભારતવર્ષમાં વિખ્યાત છે.” સેવકે શાંત ચિત્તથી ઉત્તર આપ્યું.

“ત્યારે તો મારે પણ એ અદ્‌ભુત વારાંગનાનો કોઇ પણ ઉપાયે સાક્ષાત્કાર કરવો જ જોઇએ; કારણ કે, જેના આચાર તથા વિચાર આદિ ગૃહસ્થા સ્ત્રીઓ કરતાં પણ ઉત્તમ હોય એવી વારાંગના અદ્યાપિ મારા જોવામાં તો નથી જ આવી; પણ સાંભળવામાં પણ નથી આવી.” નારાયણે અધિક આશ્ચર્ય દર્શાવ્યું.

સંન્યાસી નારાયણના આવા પ્રકારના આશ્ચર્યને જોઇને તે સેવક શાંતિયુક્ત ગાંભીર્યથી કહેવા લાગ્યો કે: “સંન્યાસી મહારાજ, આપ એક સમર્થ વિદ્વાન્ છો અને હું એક અલ્પબુદ્ધિ મનુષ્ય છું; તથાપિ જે કેટલીક પ્રત્યક્ષ ઘટનાઓ આ સંસારમાં મારા જોવામાં આવી છે તે ઘટનાઓના નિરીક્ષણથી મારો તો એવો દૃઢ નિશ્ચય થઇ ગયો છે કે પાંચે આંગળીઓ સરખી હોતી નથી એ નિયમ જેટલા પરિમાણમાં સંસારનાં અન્ય મનુષ્યોના સંબંધમાં સત્ય સિદ્ધ થતો જોવામાં આવે છે તેટલા જ પરિમાણમાં વારાંગનાઓના સંબંધમાં પણ સર્વાંશે સત્ય સિદ્ધ થતો દેખાય છે. અર્થાત્ સર્વ ગૃહસ્થા સ્ત્રીઓ જેમ

સતીઓ નથી હોતી તેમ સર્વ વારાંગનાઓ ભ્રષ્ટાચારિણી પણ નથી હોતી. કદાચિત્ વારાંગનાઓના સમુદાયમાં સદાચારિણી તથા નિષ્કલંકચરિત્રા ગણિકાઓની સંખ્યા ન્યૂન હોય તો તે સંભવનીય છે; તથાપિ સદાચારિણી વારાંગનાઓનો આ સંસારમાં સર્વથા અભાવ છે એમ તો નથી જ. હમણાં થોડા દિવસની વાત પર અમારા આગ્રાનગરમાં જ જે એક ઘટના ઘટી હતી તે ઘટનાનો વૃત્તાંત જો આપ સાંભળશો તો મારી આ માન્યતા આપને પણ સર્વાંશે સત્ય જ ભાસવા લાગશે એવો મારો દૃઢ વિશ્વાસ છે."

"તે શી ઘટના હતી વારુ?" સંન્યાસી નારાયણે તે ઘટનાનો વૃત્તાન્ત સાંભળવામાટે પોતાની ઉત્કંઠા દર્શાવી.

નારાયણના એ પ્રશ્નના ઉત્તરમાં તે સેવક ઉત્સાહદર્શક ભાવથી કહેવા લાગ્યો કે: "જે જમીલા ખાતૂન નામક વારાંગનાની આપ પૃચ્છા કરી રહ્યા છો તે જમીલા ખાતૂનના ગૃહમાં ગૌહરુન્નિસા નામક એક અત્યંત રૂપવતી તથા નવયૌવના સુંદરી વસતી હતી, તેને જમીલા ખાતૂન પોતાની પુત્રી તરીકે ઓળખાવતી હતી અને તે સંગીતકલા તથા નૃત્યકલામાં એવી અને એટલી તો પ્રવીણ હતી કે એ કલાઓમાં તેની અંશમાત્ર પણ સ્પર્ધા કરી શકે તેવી કોઈ પણ ગાયિકા તથા નર્તકી આ વિશાળ ભારતવર્ષમાં તો ક્યાંય પણ મળી શકે તેમ હતું જ નહિ. અર્થાત્ તે અનન્ય રૂપસી, નવયુવતી તથા અપૂર્વસંગીતકુશલા ગૌહરુન્નિસાના સંગીતશ્રવણ, નૃત્યદર્શન તથા સૌન્દર્યોપભોગમાટે આગ્રા નગરના અનેક તવંગર તથા એયાશ અમીરો તથા રાજકર્મચારી પુરુષો અત્યંત આતુર હોવા છતાં અને તેઓ તેની ઇચ્છા અનુસાર ધન આપવાને તૈયાર હોવા છતાં એ સર્વ લાલોને લત્તાપ્રહાર કરીને તેણે સર્વથી પ્રથમ પોતાની નૃત્ય-

કલા તથા સંગીતકલાનો બાદશાહ સલામત જહાંગીરશાહને જ સાક્ષાત્કાર કરાવ્યો હતો અને તેના સંગીત તથા નૃત્યથી પ્રસન્ન થઇને બાદશાહ સલામતે જ્યારે તેને તેની પોતાની ઇચ્છા પ્રમાણે પારિતોષક માગી લેવાની આજ્ઞા સંભળાવી ત્યારે ભૂમિ, ભવન, ધન, રત્ન કિંવા એવી અન્ય કોઈ પણ વસ્તુની યાચના ન કરતાં પરિતોષિક તરીકે માત્ર એટલી જ યાચના કરી હતી કે: 'આપના સામ્રાજ્યમાં મારા પર કોઇ પણ પુરુષ અત્યાચાર કરીને મારા ધર્મનો નાશ ન કરી શકે અને મારી પવિત્રતાની ચિરરક્ષા થાય એવો આપ કૃપા કરીને પ્રબંધ કરી આપો. જો આપની સહાયતાથી મારા ધર્મની રક્ષા થતી રહેશે, તો આ કિંકરી નિરંતર આપનાં ગુણગાન ગાતી રહેશે અને જ્યારે આપની ઇચ્છા થશે ત્યારે સંગીતથી આપના મનોરંજનમાટે આપની સેવામાં આવીને ઉપસ્થિત થઇ જશે.' ત્યારે હવે કહો કે આ તે વારાંગના કે કોઇ સતી સાધ્વી ?"

"અને શાહનશાહે તેને તેની યાચના અનુસાર પ્રબંધ કરી આપ્યો હતો ?" નારાયણે આતુરતાયુક્ત જિજ્ઞાસા દર્શાવી.

"જીહા, શાહનશાહ સલામતે તેની ધર્મરક્ષાનો પ્રબંધ પણ કરી આપ્યો અને તે ઉપરાંત તેને પારિતોષિક તરીકે એક લક્ષ સુવર્ણમુદ્રાઓ પણ આપી અને તેથી તેની નિર્વાહ વિષયક ચિન્તા ટળી જવાથી તે ક્ષણેજ તેણે ઉદરનિર્વાહમાટે સ્વીકારેલા પોતાના નૃત્ય તથા સંગીતના વ્યવસાયને શાહનશાહ સમક્ષ પ્રતિજ્ઞા કરીને સદાને માટે ત્યાગી દીધો; કારણ કે, તે ગૌહરુન્નિસા સિન્ધુદેશવાસિની એક બ્રાહ્મણકુમારી તથા એક આર્ય બાલવિધવા હતી અને પ્રતિકૂલ સંયોગોમાં આવી પડવાથી નિરુપાય થઇને જ તેણે વારાંગનાના નૃત્ય તથા સંગીત આદિ વ્યવસાયને પોતાના વ્યવસાય તરીકે

સ્વીકારી લીધો હતો; પરંતુ દીર્ઘકાળ પર્યન્ત વારાંગનાના ગૃહમાં રહેવા છતાં તેણે પોતાના ધર્મની એટલી સીમા પર્યન્ત રક્ષા કરી હતી કે તેના શરીરને કોઇ પણ પરપુરુષના હસ્તનો સ્પર્શ થયો ન હોતો અને જમીલા ખાતૂને પણ તેને તેના ધર્મરક્ષાના કાર્યમાં સંપૂર્ણ સહાયતા આપી હતી.” તે સેવકે ગોહરુન્નિસાની ધર્મપ્રિયતાનો વૃત્તાન્ત કહી સંભળાવ્યો.

‘ તે સિન્ધુદેશવાસિની યુવતી બ્રાહ્મણકુમારી તથા બાલવિધવા હોવા છતાં તેનું નામ ગોહરુન્નિસા હતું ?” નારાયણના હૃદયમાં માધવીનું સ્મરણ થવાથી તેણે આ પ્રશ્ન ભ્રૂકુટીને વક્ર કરીને પૂછ્યો.

“ નહિ; હું આપને દર્શાવતાં ભૂલી ગયો કે ગોહરુન્નિસા તો તેનું આ વ્યવસાયના કારણથી ધારણ કરેલું નવીન નામ હતું; કારણ કે, તેનું સત્ય નામ તો માધવી હતું.” સેવકે ગોહરુન્નિસાનો માધવી તરીકે પરિચય કરાવ્યો.

“ શું, તેનું નામ માધવી હતું? અને અદ્યાપિ તે જમીલા ખાતૂનના ગૃહમાં તેની સાથે જ વસે છે કે કેમ ?” માધવીનું નામ સાંભળતાં જ નારાયણના મસ્તિષ્કમાં એક પ્રકારનું વિલક્ષણ ભ્રમણ થવા લાગ્યું અને તેથી આ પ્રશ્નો તેણે કોઈ એક ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે વિલક્ષણ ભાવથી પૂછ્યા.

સંન્યાસીના ઉન્માદને જોઇને જો કે તે સેવક આશ્ચર્યચકિત થઇ ગયો; છતાં પોતાના તે આશ્ચર્યને ન દર્શાવતાં તેણે શાંત ભાવથી ઉત્તર આપ્યું કેઃ “ તેનું નામ તો માધવીજ હતું; પરંતુ અત્યારે હવે તે જમીલા ખાતૂનના ગૃહમાં તેની સાથે જ વસતી નથી; કારણ કે, જે દિવસે બાદશાહ સલામતે તેની ધર્મરક્ષાનો પ્રબંધ કરી આપ્યો અને એક લક્ષ સુવર્ણમુદ્રા પારિતોષિક તરીકે આપી તેને બીજે જ

દિવસે રાજનૌકામાં આરોહણ કરીને તે સંન્યાસિની થવામાટે અને પોતાનું અવશિષ્ટ આયુષ્ય ધર્મસાધનામાં વીતાડવામાટે આગ્રાથી કાશીક્ષેત્રની દિશામાં પ્રયાણ કરી ગઇ હતી. કાશીક્ષેત્રમાં જવા પછી તેનું શું થયું અને શું નહિ, એ કથા મારા જાણવામાં નથી આવી અને તેથી આપને હું વિશેષ કાંઈ પણ જણાવી શકતો નથી. ”

“ માધવીના ધર્મરક્ષા વિષયક આ પ્રયત્નથી વારાંગનાઓ પણ ક્વચિત્ ધર્મધુરંધરા નીવડે છે એ તારી માન્યતા સત્ય સિદ્ધ નથી થતી; કારણ કે, માધવીએ કેવળ આપત્તિધર્મ તરીકે ઉદરનિર્વાહાર્થ વારાંગનાના સંગીત તથા નૃત્ય આદિ વ્યવસાયને સ્વીકારેલો હોવાથી તે વાસ્તવિક વારાંગના તો ન હોતી જ. ” નારાયણે એક નવીન વાદ ઉપસ્થિત કર્યો.

“માધવી વાસ્તવિક વારાંગના ન હોતી એ આપનું કથન સત્ય છે; પરંતુ વારાંગનાના વ્યવસાયને સ્વીકારવા છતાં વારાંગનાજાતિની અન્ય સ્વાભાવિક ભ્રષ્ટતાનો તેણે પોતાના શરીર તથા આત્માને સ્પર્શ થવા દીધો ન હોતો એ શું તેનું કાંઇ સાધારણ આત્મબળ કહી શકાય કે? કારણ કે, એવી જ રીતે પ્રથમ ઉદરનિર્વાહમાટે નૃત્ય તથા સંગીતના વ્યવસાયને સ્વીકારીને પછીથી સર્વથા સંસર્ગજન્ય દોષથી અધોગામિની થઇ ગયેલી અન્ય અનેક અબળાઓ મારા જોવામાં આવેલી છે. અર્થાત્ જો સત્ય પૂછો તો વારાંગનાઓનાં કુળોની અભિવૃદ્ધિનો આરંભ આવાં જ કારણોથી થાય છે અને તેથી જે અબળા મહાભાગ્યશાલિની તથા પરમસાધ્વી હોય છે તે જ આવા પ્રસંગોમાં પોતાના ધર્મને સર્વથા નિષ્કલંક રાખી શકે છે.” તે સેવકે પોતાની માન્યતાને સત્ય સિદ્ધ કરી બતાવવાનો યથાસાધ્ય પ્રયત્ન કર્યો.

તેમનો આટલો સંવાદ ચાલ્યા પછી અન્ય સેવકે તે સેવકને

કોઇ કાર્યવશાત્ બોલાવવાથી તે સેવક ચાલ્યો ગયો એટલે સંન્યાસી નારાયણ એકલો પોતાના મનમાં વિચાર કરતો કહેવા લાગ્યો કે:—

"અચાનક માધવીના સમાચાર તો મને મળી ગયા અને માધવીએ અદ્યાપિ પોતાના ધર્મની રક્ષા કરેલી છે અને પોતાના શરીર તથા આત્માને ભ્રષ્ટતાનો સ્પર્શ થવા દીધો નથી એ વાર્તાના શ્રવણથી જો કે મારા દગ્ધ હૃદયને કેટલાક પરિમાણમાં સંતોષાત્મક શાંતિનો સ્પર્શ થવા લાગ્યો છે અને જમીલા ખાતૂનને મળવાની અનિવાર્ય આવશ્યકતા ટળી ગઇ છે; તથાપિ માધવી જ્યારથી જમીલા ખાતૂનના હસ્તમાં ભાગ્યવશાત્ આવી પડી ત્યારથી તેના કાશીપ્રયાણ પર્યન્તના સવિસ્તર વૃત્તાન્તને સાંભળવામાટે તેમ જ અત્યારે માધવી કાશીક્ષેત્રમાં ક્યાં તથા કેવી સ્થિતિમાં વસે છે એ ભેદને જાણી લેવામાટે જમીલાખાતૂનને મળવાનો પ્રયત્ન તો મારે કરવો જ પડશે; કારણ કે, તેના વિના એ સર્વ વૃત્તાન્ત યથાર્થ સ્વરૂપમાં અન્ય કોઇ વ્યક્તિના મુખથી મારા સાંભળવામાં આવી શકે તેમ નથી. હવે મારા માટે અત્યારે તો બે જ કાર્યો અવશિષ્ટ રહેલાં છે; એક કાર્ય જમીલા ખાતૂનને કોઈ પણ પ્રયત્ને એકાંતમાં મળવાનું અને બીજું કાર્ય કાશીક્ષેત્રમાં સત્વર પહોંચીને માધવીની વાસ્તવિક અવસ્થાને નિરીક્ષવાનું. આ બે કાર્યોની સમાપ્તિ કરીને હું ગુરુદેવને મળીશ અને ત્યાર પછી મારા ભાગ્યનો જે અંતિમ નિર્ણય થવાનો હશે તે થઇ જશે. આહ, દૈવચક્રની કેવી અદ્ભુત અને મહાવિલક્ષણ ગતિ!"

તે દિવસનો નિશાકાળ વીતી ગયો, દ્વિતીય દિવસ પણ વીત્યો અને દ્વિતીય દિવસનો સાયંકાળ થયો; તથાપિ બાદશાહ જહાંગીરની સ્થિતિમાં કાંઇ પણ પરિવર્તન થયું હતું કે કેમ એ વિષયના સમાચાર કોઇએ પણ આવીને તેને સંભળાવ્યા નહિ તેમ જ એટલા

સમયમાં બીજી વાર બીમાર બાદશાહ સમક્ષ તેને લઇ જવામાટે પણ કોઈ તેની પાસે આવ્યું નહિ. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ નારાયણ એટલું અનુમાન તો અવશ્ય કરી શક્યો કેઃ " બાદશાહનું મૃત્યુ તો નથી થયું એ સર્વથા નિર્વિવાદ છે; કારણ કે, જો બાદશાહના જીવનદીપનું નિર્વાણ થઈ ગયું હોય, તો તે ઘટના બહુ સમય પર્યન્ત કદાપિ ગુપ્ત રહી શકે જ નહિ. ત્યારે મારા આપેલા ઔષધનું બાદશાહના શરીરમાં મારી ધારણા અનુસાર ઇષ્ટ પરિણામ થયું હશે કે કેમ ? " પરંતુ તેની પાસે કેવળ બે સેવકો તથા પ્રહરીઓ વિના શાહી મહલમાંની અન્ય કોઈ પણ વ્યક્તિ આવતી ન હોવાથી તેને તેના આ પ્રશ્નનું તત્કાળ યથાર્થ ઉત્તર મળવાનો સંભવ ન હોતો અને તેથી સ્વાભાવિક જ તેના મનમાં અતિશય વ્યગ્રતા થવા લાગી. અંતે તેણે એવી માન્યતાથી પોતાના મનનું સમાધાન કરી લીધું કેઃ " મારા ગુરુદેવનું દર્શાવેલું એ અવ્યર્થ ઔષધ ઇષ્ટ પરિણામ નિપજાવ્યા વિના રહે તેમ નથી; પછી તો જેવી ઇશ્વરેચ્છા ! "

નારાયણે બે દિવસ અને બે રાત્રિ જેટલો સમય પિંજરમાં પૂરાયલા વ્યાઘ્ર પ્રમાણે ફતેહપુર સિક્રીના દુર્ગવેષ્ટિત શાહી મહલના પ્રાંગણમાંની એ અટ્ટાલિકામાં વીતાડયા. તૃતીય દિવસના પ્રભાતકાળમાં વઝીરે આઝમ તેની પાસે આવ્યો અને નારાયણની ઉત્સુકતાનો અતિરેક થયેલો હોવાથી વઝીરે આઝમને જોતાંની સાથે જ તેણે આતુરતાથી પૂછ્યું કેઃ " હઝરત સલામત, અત્યારે બાદશાહ સલામતની તબીયત કેમ છે ? મારી માન્યતા પ્રમાણે અત્યારે તેઓ બહુ જ સારી હાલતમાં હોવા જોઇએ. "

વૃદ્ધ વઝીરે આઝમ સન્માનદર્શક ભાવથી કહેવા લાગ્યો કેઃ

"શાહ સાહબ, આપ અવશ્ય કોઈ મહાપુરુષ છો અને ખુદાના અનન્ય ભક્ત છો એમાં કોઈ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ; કારણ કે, બાદશાહના જે રોગને મોટા મોટા હકીમો તથા વૈદ્યોએ અસાધ્ય દર્શાવ્યો હતો અને તેમના આપેલાં બહુમૂલ્ય ઔષધો જે રોગને તિલમાત્ર પણ ન્યૂન કરી શક્યાં ન હોતાં તે રોગનું આપના આપેલા એક વારના ઔષધથી જ સર્વથા નિવારણ થઈ ગયું છે અને બાદશાહ સલામત અત્યારે સંપૂર્ણ આરોગ્યનો ઉપભોગ કરી રહ્યા છે. અત્યારે બાદશાહ સલામતે આપને યાદ ફર્માવ્યા છે અને તેથી આપને તેમની પાસે લઇ જવામાટે જ હું આ ખાદિમ આપની સેવામાં ઉપસ્થિત થયો છે."

વજીરે આજમના મુખથી બાદશાહના આરોગ્યના સમાચાર સાંભળીને નારાયણના હૃદયમાં કેટલો સંતોષ તથા કેટલો આનન્દ થયેલો હોવો જોઇએ એની સહજ કલ્પના કરી શકાય તેમ છે એટલે એ વિષયના વિશેષ વિવેચનની આવશ્યકતા છે જ નહિ. વસ્તુતઃ જેના યોગે નારાયણના અંતઃકરણમાં વાસ્તવિક આનન્દનો આવિર્ભાવ થવાનો સંભવ હોય, તેવો કોઇ પણ વિષય આ સંસારમાં અસ્તિત્વ ધરાવતો જ ન હોતો અને તેથી તેના આ આનન્દનો અહીં એટલો જ અર્થ સ્વીકારવાનો છે કે તેના મનમાં બાદશાહને ઔષધ આપ્યા પછી જે એક વિશિષ્ટ ચિન્તાનો ઉદ્દ્ભવ થયો હતો તે ચિન્તાનું નિવારણ થતાં તે નિશ્ચિન્ત થઇ ગયો. આવી રીતે હૃદયમાં નિશ્ચિન્તતાને અનુભવીને નારાયણે વજીરે આજમને સંબોધીને કહ્યું કેઃ—

"આ મારી મહત્તાનું પરિણામ નથી; કિન્તુ કેવળ પરમાત્માની કૃપા તથા મારા ગુરુદેવના આશીર્વાદનું જ પરિણામ છે. શાહનશાહ સલામતને જ્યારે હવે આરોગ્યની પ્રાપ્તિ થઇ ગઇ છે,

તો પછી અત્યારે અકારણ તેમણે મને પોતા પાસે શામાટે બોલાવ્યો છે એ હું સમજી શકતો નથી. મને તો હવે આ બંધનથી મુક્ત કરી દો અને અહીંથી પ્રયાણ કરી જવા દો, તો આપની મોટામાં મોટી કૃપા."

"એક વાર બાદશાહ સલામત સમક્ષ આવ્યા વિના તો આપનો છૂટકો નથી જ થવાનો. બાદશાહ સલામતની આજ્ઞા મળ્યા પછી આપ ગમે ત્યાં જવાને અને ગમે તેમ વર્તવાને સ્વતંત્ર છો." વ.જીરે આઝમે ગંભીરતાથી કહ્યું.

"ચાલો અને એક સર્વસંગપરિત્યાગી સંન્યાસી ઉપર પણ આપથી ચલાવી શકાય તેટલી રાજસત્તા ચલાવી લ્યો." આ શબ્દો કાંઈક તિરસ્કારવ્યંજક ભાવથી ઉચ્ચારીને નારાયણ બાદશાહ સમક્ષ જવામાટે પોતાના આસનપરથી ઉઠીને ઊભો થઇ ગયો.

"નારાયણના આ શબ્દો જો કે વ.જીરે આઝમના હૃદયમાં બાણ સમાન લાગ્યા અને તેને બે દિવસ તથા બે રાત્રિ પર્યન્ત એક બંદિજનની અવસ્થામાં રાખવામાટે તેના હૃદયમાં પશ્ચાત્તાપ પણ થવા લાગ્યો; તથાપિ અત્યારે વાર્તાલાપમાં તેમજ અત્યંત વિવેક પૂર્વક તથા શુદ્ધ હૃદયથી તેની ક્ષમાની યાચનામાં વીતાડવા જેટલો સમય તેની પાસે ન હોવાથી તે કાંઈ પણ ન બોલતાં સંન્યાસી નારાયણને પોતા સાથે લઇને બાદશાહ સમક્ષ ઉપસ્થિત થવામાટે શીઘ્ર ગતિથી ચાલવા લાગ્યો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું
## નારાયણની નિસ્પૃહતા

નારાયણે જે વેળાયે વઝીરે આઝમ સાથે શહનશાહના કક્ષમાં પ્રવેશ કર્યો તે વેળાયે શહનશાહ જહાંગીર પોતાની પર્યંકશય્યામાં એક વિશાળ ગોળ તકિયાને અઢેલીને બેઠો હતો અને તેની આસપાસ શાહજાદાઓ તથા અમીરો આદિ નીચે પાથરેલા ગાલીચાપર બેઠા હતા. બાદશાહ જહાંગીર સંન્યાસી નારાયણને જોતાંની સાથે જ બોલી ઉઠ્યો કે: "ત્યારે શું આ હિન્દુ સંન્યાસીએ જ મારા પ્રાણની રક્ષા કરી છે?"

"જી, જહાંપનાહ, આ સંન્યાસી મહોદયના મહૌષધથી જ આપ નામદારને પુનઃ આટલી સીમા પર્યન્ત આરોગ્યની પ્રાપ્તિ થયેલી છે." વઝીરે આઝમ ગિયાસ બેગે વિનીત ભાવથી ઉત્તર આપ્યું.

વઝીરે આઝમનું આ ઉત્તર સાંભળીને જહાંગીર નારાયણને સંબોધીને કૃતજ્ઞતાદર્શક ભાવથી કહેવા લાગ્યો કે: "યોગિવર્ય, વિરાજો આ આસને; કારણ કે, આજથી ચિરકાલને માટે મારૂં જીવન આપના હસ્તમાં વેચાયલું હોવાથી મેં મારા આ સુવિશાળ સામ્રાજ્યના કોઇ એક ઉત્તમ પ્રદેશના શાસનકર્તા તરીકે આપને નિયત કરવાનો તથા આપને રાજાધિરાજ મહારાજની પદવીપર ચઢાવવાનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે; તો હવે જણાવો કે મારા આ ભારત સામ્રાજ્યમાંના ક્યા પ્રદેશ કિંવા ક્યા રાજ્યના અધિકારને ભોગવવાની આપની ઇચ્છા છે?"

બાદશાહની આવી અપૂર્વ ઉદારતાનો સાક્ષાત્કાર કરીને સંન્યાસી નારાયણ અતિશય ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે: "ભાગ્યશાળી

ભારતસમ્રાટ્, આપની આ અપૂર્વ ઉદારતા તથા વદાન્યતામાટે હું આપને ધન્યવાદ પૂર્વક આશીર્વાદ આપું છું કે આપને દીર્ઘ આયુષ્ય તથા અખંડ આરોગ્યની પ્રાપ્તિ થાય અને આપના શાસનથી ભારતીય જનતાનું કલ્યાણ થતું રહે. આપે આ ઉદારતા દર્શાવી એટલે મને રાજ્યાધિકારની પ્રાપ્તિ થઇ ચૂકી છે એમ જ આપે માનવાનું છે; કારણ કે, હું એક સર્વસંગત્યાગી સંન્યાસી હોવાથી અને અમારો સંન્યાસધર્મ તે એક મહાકઠિન ધર્મ હોવાથી પોતાના કરેલા ઉપકારના બદલામાં કોઇ પણ પ્રકારના પ્રત્યુપકારની આશા રાખવી, કોઇ પણ વસ્તુની યાચના કરવી કિંવા રાજાધિરાજ મહારાજાની પદવીપર આરૂઢ થવું એ અમો સંન્યાસીઓનું કર્તવ્ય નથી અને તેટલામાટે આપના આ પારિતોષિકને મારાથી સ્વીકારી શકાય તેમ નથી એટલે હું આશા રાખું છું કે આ વિષયમાં આપ મને ક્ષમા જ આપશો. હવે જો આપની આજ્ઞા હોય તો આ પરિવ્રાજક આ સ્થાનમાંથી પ્રસ્થાન કરી જાય; કારણ કે, કારણ વિના એક જ સ્થાનમાં વધારે દિવસ રહેવાનો અને ભિક્ષાથી પ્રાપ્ત થયેલા અન્ન વિના અન્ય ભોજનને સ્વીકારવાનો અમારા માટે સર્વથા નિષેધ છે."

હિન્દુ સંન્યાસીના આવા અભૂતપૂર્વ તથા અશ્રુતપૂર્વ આત્મત્યાગ અને સ્વાર્થત્યાગના સાક્ષાત્કારથી ત્યાં જે અમીરો આદિ ઉપસ્થિત હતા તે સર્વથા વિસ્મિત તથા સ્તંભિત થઇ ગયા અને નારાયણને આશ્ચર્યદર્શક દૃષ્ટિથી જોઇ રહ્યા.

સંન્યાસી નારાયણના સંબંધમાં બાદશાહ જહાંગીરના મનમાં જે પ્રીતિનો ઉદ્ભવ થયો હતો તે પ્રીતિ તેની આ નિસ્પૃહતાના દર્શનથી વૃદ્ધિંગત થતાં બાદશાહ જહાંગીર પુનઃ તેને સંબોધીને પ્રેમાર્દ્ર સ્વરથી કહેવા લાગ્યો કેઃ " પૂજ્ય પરિવ્રાજક, આપે મારા

પ્રાણોની રક્ષા કરેલી હોવાથી જો આપને આપના મારા પરના એ ઉપકારનો કાંઇ પણ બદલો મારાથી નહિ આપી શકાય, તો મારા હૃદયને શાંતિનો સ્પર્શ થવાનો નથી એટલામાટે આપને મારી આગ્રહ પૂર્વક પ્રાર્થના છે કે જો આપના હૃદયમાં રાજ્યાધિકારની આકાંક્ષા ન હોય, તો આપની ઇચ્છા અનુસાર કોઈ અન્ય વસ્તુ આપ મારી પાસેથી માગી લ્યો; કારણ કે, ભારતવર્ષમાં અત્યારે મારાથી આપને ન આપી શકાય એવી બહુધા કોઇ પણ વસ્તુ છે જ નહિ."

"સુભાગી સમ્રાટ્, આપ જેવી રીતે સમ્રાટ્ છો તેવી જ રીતે અમો પણ ગુરુસેવાના યોગે પ્રાપ્ત કરેલી બુદ્ધિના અભિમાનથી ઉન્નત છીએ; આપ જેવી રીતે પોતાના અતુલ ઐશ્વર્ય તથા વૈભવોથી વિખ્યાત છો તેવી જ રીતે કવિજનો દશદિશામાં અમારા યશોને પણ વિસ્તારી રહ્યા છે; આપ જેવી રીતે સંપત્તિના સ્વામી છો તેવી જ રીતે અમો પણ વાણીના સ્વામી છીએ; જેવી રીતે આપ પોતાના શત્રુઓને સંહારવામાં શૂર છો તેવી જ રીતે અમો પણ વાદ કરનારાઓના અહંકારના જ્વરને શમાવવામાં અક્ષય્ય ચાતુર્ય ધરાવીએ છીએ; જેવી રીતે ધનાઢ્ય પુરુષો આપની સેવા કરે છે તેવી જ રીતે પોતાના અજ્ઞાનના નિવારણમાટે જિજ્ઞાસુ તથા મુમુક્ષુ જનો અમારી સેવામાં પણ તત્પર રહ્યા કરે છે; અર્થાત્ વસ્તુતઃ સમ્રાટ્ તથા સંન્યાસીની પદવીમાં વિસેષ અંતરાય છે જ નહિ અને તેથી સંન્યાસી સમ્રાટ્ પાસેથી જો કોઇ પણ વસ્તુની યાચના ન કરે તો તે સ્વાભાવિક જ છે. સારાંશ કે, મારી આ નિસ્પૃહતાથી આશ્ચર્યચકિત થવાનું કાંઇ પણ કારણ નથી." નારાયણે નિસ્પૃહતાની પરિસીમા જ કરી બતાવી.

"ત્યારે આપ કોઇ પણ વસ્તુની યાચના નહિ જ કરો?" જહાંગીરે પૂછ્યું.

"કૃતજ્ઞ સમ્રાટ્, આપના રાજકર્મચારીઓદ્વારા થયેલા મારા આદરસત્કાર તથા આપની કૃતજ્ઞતાથી હું અત્યંત સંતુષ્ટ તથા પ્રસન્ન થયો છું એટલે હવે અન્ય કોઈ પણ વસ્તુને પ્રાપ્ત કરવાથી મારી એ પ્રસન્નતાની વૃદ્ધિ થાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ એથી મારા સ્વીકૃત ધર્મનો ધ્વંસ થવાનો જ સંભવ હોવાથી હવે જો આપ મને અહીંથી સત્વર વિદાય થઇ જવાની અનુમતિ આપો, તો આપનો મહદુપકાર." નારાયણે પોતાનો અંતિમ નિર્ણય સંભળાવી દીધો.

નારાયણના દૃઢ નિશ્ચયથી જહાંગીરે જાણી લીધું કે તે સત્ય સંન્યાસી હોવાથી ક્ષુદ્ર સાંસારિક ભોગવિલાસનાં વસ્તુઓના મોહમાં મુગ્ધ થાય તેમ નથી અને તેથી નિરુપાય થઇને તેણે નારાયણને કહ્યું કે: "સત્ય સંન્યાસી મહારાજ, જો કે વસ્તુતઃ આપ સમ્રાટોના પણ સમ્રાટ્ છો એ સર્વથા સત્ય છે; તથાપિ માની લ્યો કે ભવિષ્યમાં કોઈ પણ સમયે કોઈ પણ કારણવશાત્ આપને મારા સમક્ષ આવીને કોઈ પણ વસ્તુની યાચના કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો તે વેળાયે કોઈ પણ પ્રકારના સંકોચ વિના આપ મારા સમક્ષ પધારજો; કારણ કે, આપના પ્રવેશમાટે મારા મહાલયનાં દ્વારો સદૈવ મુક્ત જ રહેવાનાં છે. આપને મારા સમક્ષ ઉપસ્થિત થવામાં કોઇ પણ પ્રકારની બાધા ન થાય એટલામાટે મારી આ રાજમુદ્રાને આપ પોતા પાસે રાખજો; કારણ કે, આ રાજમુદ્રાને જોતાં જ આપ તત્કાળ મારા સમક્ષ ઉપસ્થિત થઇ શકશો." આ શબ્દો ઉચ્ચારીને જહાંગીરે એક હીરાજડિત રાજમુદ્રા સંન્યાસી નારાયણને આપી.

નિરુપાય થઇને તે રાજમુદ્રાને નારાયણે સ્વીકારી લીધી અને ત્યાર પછી વિવેકને દર્શાવતો તે કહેવા લાગ્યો કે: "સ્નેહાર્દ્ર સમ્રાટ્,

જો ભવિષ્યમાં આપ સમક્ષ ઉપસ્થિત થવાનું એવું જ કોઇ પ્રબળ કારણ આવી પડશે, તો હું અવશ્ય આપની સેવામાં ઉપસ્થિત થઇશ અને અવશ્ય આપની આ કૃપાનો લાભ લઇશ."

"ધર્મપ્રાણ હિન્દુ નરનારીઓનો સ્વાર્થત્યાગ વસ્તુતઃ અપૂર્વ તથા આદર્શ જ હોય છે એ સત્યનો, આજે આપણને આ બીજી વાર સાક્ષાત્કાર થાય છે. થોડા દિવસ પૂર્વે જે રૂપસુંદરી નવયૌવના પોતાના અશ્રુતપૂર્વ મહામનોહર લાવણ્ય તથા પોતાની કલાકુશળતાથી સંપત્તિ તથા સુખોપભોગોના ઉચ્ચતમ શિખરપર આરૂઢ થવાની સંપૂર્ણ ક્ષમતા ધરાવતી હતી તે બ્રાહ્મણકુમારી અને બાલવિધવા માધવી એટલે કે આપણી ગૌહરુન્નિસાએ પણ સતીધર્મને અનુસરીને આવા પ્રકારનો જ અપૂર્વ સ્વાર્થત્યાગ દર્શાવ્યો હતો અને મારી પાસેથી કેવળ ધર્મ-રક્ષાના પ્રબંધની જ યાચના કરી હતી અને આજે આ તરુણ સંન્યાસીએ પણ સ્વાર્થત્યાગની પરિસીમા જ કરી બતાવી છે." જહાંગીરે હિન્દુ સ્ત્રીપુરુષોના આદર્શ સ્વાર્થત્યાગની મુક્ત કંઠથી પ્રશંસા કરી.

"ધર્મશીલ હિન્દુ સ્ત્રીપુરુષોના આત્મત્યાગ તથા સ્વાર્થત્યાગ-માટે આપના હૃદયમાં આટલી સીમા પર્યન્ત વસી રહેલા સદ્ભાવને જોઇને મારા અંતઃકરણમાં સંતોષ થાય છે. અસ્તુઃ પરંતુ આપ રાજધાનીમાં ક્યારે પધારવાના છો વારૂ ?" નારાયણે એક વિશિષ્ટ ઉદ્દેશથી બાદશાહને આ પ્રશ્ન પૂછ્યો.

"અમો આજથી છ દિવસ પૂર્વે જ રાજધાનીમાં જવાના હતા; પરંતુ મારી પ્રકૃતિ અસ્વસ્થ થઇ જવાથી જ ત્યાં જવામાં વિલંબ થયો છે. હવે જો પરવરદિગારની ઇચ્છા હશે, તો ત્રણ કે ચાર દિવસમાં જ અમારો આગ્રા જવાનો વિચાર છે." બાદશાહે કહ્યું.

"ત્યારે હવે મને પ્રયાણની આજ્ઞા છે ?" નારાયણે પૂછ્યું.

"આનંદથી સિધારો." બાદશાહે તેને પ્રયાણમાટેની તત્કાળ અનુમતિ આપી દીધી.

નારાયણ તે ક્ષણે જ ત્યાંથી ચાલતો થઇ ગયો અને દ્વારમાં હવે તેને કોઇએ પણ અટકાવ્યો નહિ. જમીલા ખાતૂનને મળવાની નારાયણની તીવ્ર ઇચ્છા હતી એ તો આપણે જાણીએ છીએ જ; અર્થાત્ જો બાદશાહને તેણે પોતાની એ ઇચ્છા દર્શાવી હોત, તો તેની એ ઇચ્છા ક્ષણમાત્રમાં જ પૂર્ણ થવાનો સંભવ હતો; પરંતુ 'એક સંન્યાસીની એક વારાંગનાને એકાંતમાં મળવાની ઇચ્છાને જોઇને બાદશાહના મનમાં તેમ જ અમીરો આદિના મનમાં જો કોઇ પ્રકારની કુશંકાનો ઉદ્ભવ થશે, તો મારી પ્રતિષ્ઠાનો અકારણ નાશ થઇ જશે, એવી ભીતિનો તેના હૃદયમાં ઉદ્ભવ થવાથી બાદશાહને તેણે પોતાની એ ઇચ્છા ન દર્શાવતાં જમીલા ખાતૂન આગ્રામાં આવે તે વેળાયે તેના પોતાના આગારમાં જ તેને મળવાનો નિશ્ચય કરી લીધો હતો અને બાદશાહને તે રાજધાનીમાં ક્યારે આવવાનો હતો એ વિષયનો પ્રશ્ન પૂછવામાં પણ તેનો એ જ આશય સમાયલો હતો કે બાદશાહ સાથે જમીલા ખાતૂન પણ આગ્રામાં આવવાની હોવાથી આગ્રામાં તેના પહોંચવાના દિવસનો પોતાથી નિશ્ચય કરી શકાય. અસ્તુ: નારાયણ ફતેહપુર સિક્રીમાંના શાહી મહાલના સિંહદ્વારમાંથી નીકળીને શીઘ્ર ગતિથી ચાલતો ગ્રામના બાહ્ય ભાગમાં આવી લાગ્યો અને ત્યાં એક વિશાળ વૃક્ષની છાયામાં બેસીને પ્રથમ એક અત્યંત ગંભીર નિઃશ્વાસને ત્યાગી મનોગત કહેવા લાગ્યો કે:—

"આજે જો મારી ઇચ્છા હોત, તો હું રાજાધિરાજ મહારાજા થઇ ગયો હોત અને કોઇ એક વિશાળ રાજ્યનો અધિકાર મારા હસ્તમાં આવી ગયો હોત; પરંતુ હું કોના માટે અને ક્યા સુખના

આશાથી રાજાધિરાજ મહારાજા થાઉં અને રાજ્યાધિકારની લાલસામાં લપટાઉં ? માધવીના ચારિત્ર્યની શુદ્ધતાનાં મને જો કે બે પ્રમાણો અનાયાસ મળી ચૂક્યાં છે; તથાપિ માધવી દીર્ઘકાળ પર્યન્ત મુસલ્માન જાતિની એક વારાંગનાના આગારમાં વસેલી હોવાથી તે સર્વથા શુદ્ધ રહી હશે એનો કોણ જાણે શા કારણથી અદ્યાપિ મારાથી નિશ્ચય કરી શકાતો નથી. મારા સમક્ષ આ એક મહાવિકટ સમસ્યા આવીને ઉપસ્થિત થઇ છે અને પ્રચંડ પરિશ્રમ વિના આ સમસ્યાનું નિરાકરણ સર્વથા અશક્ય છે. આ સમસ્યાના કેટલાક નિરાકરણમાટે જમીલા ખાતૂનને મળવાની આવશ્યકતા હોવાથી અને તે ત્રણ કે ચાર દિવસમાં આગ્રામાં આવવાની હોવાથી અત્યારે તો આગ્રાની દિશામાં પ્રયાણ કર્યા વિના અન્ય ઉપાય જ નથી અને આગ્રામાં જવાનું એક અન્ય કારણ એ પણ છે કે કુમારિકા નારાયણીને એક વાર મળવામાટેનું મેં વચન આપેલું છે એટલે આગ્રા જવાથી એ વચનને પણ પૂર્ણ કરી શકાશે અને જમીલા ખાતૂનને પણ મળી શકાશે એટલે કે એક પંથ અને બે કાર્ય સિદ્ધ થઈ જશે. પરંતુ અહીં આવવામાટે આગ્રાને ત્યાગતી વેળાયે નારાયણીએ જે એમ કહ્યું હતું કેઃ 'મને એક અન્ય ગુપ્ત રોગની બાધા થયેલી છે અને આપ સમાન કુશળ વૈદ્ય વિના મારા એ રોગનું અન્ય કોઇથી પણ નિવારણ કરી શકાય તેમ નથી;' તો તેનો એ ગુપ્ત રોગ શો હશે વારુ ? કવિજનો તથા કોવિદો કેટલીક વાર સ્ત્રી કિંવા પુરુષના હૃદયમાં અનાયાસ તથા સ્વાભાવિક પ્રકટતા પ્રેમવિકાર કિંવા પ્રણયવિકારને ગુપ્ત રોગના નામથી ઓળખાવે છે, તો નારાયણીના હૃદયમાં એ પ્રણયવિકારનો ઉદ્ભવ તો નહિ થયો હોય ? કારણ કે, જો તેમ ન હોય, તો હું સંન્યાસી હોવા છતાં રાત્રિના

સમયમાં વસંતદેવીના વેષમાં મારા શયનમંદિરમાં આવીને સ્વપ્નમાં મારા મુખમાંથી નીકળેલા ઉદ્‌ગારોને સાંભળવાની અને મને સત્ય સંન્યાસી ન માનીને કોઈ સ્ત્રી સાથે લગ્નસંબંધ કરી લઇને ગૃહસ્થાશ્રમને સ્વીકારવાનો આગ્રહ કરવાની; માત્ર એટલું જ નહિ, પણ જો મારા ગુરુદેવ મને ગૃહસ્થ થવાની અનુમતિ આપે, તો પણ તેની અનુમતિ વિના કોઇ અન્ય યુવતી સાથે લગ્નસંબંધ ન કરવાનું મારી પાસેથી વચન માગવાની તેને એટલી બધી શી આવશ્યક્તા હોય વારૂ? એક બાજૂ આ સમસ્ત પરિસ્થિતિ તેના પ્રણયવિકારને દર્શાવનારી જણાય છે અને બીજી બાજૂ જ્યારે તેની અને મારી પોતાની યોગ્યતાની હું તુલના કરી જોઉં છું એટલે એ વાર્તા અશક્યવત્ પણ દેખાય છે; કારણ કે, નારાયણી પોતે એક કુલીન તથા ધનાઢ્ય પિતાની પુત્રી છે અને તે સાથે પોતે રૂપસુંદરી, વિદુષી તથા નવયૌવના છે એટલે તેને પોતાની ઇચ્છા અનુસાર યોગ્ય વર મળવાની સંપૂર્ણ સંભાવના હોવાથી મારા જેવા એક વિદેશીય, તેની દૃષ્ટિમાં અજ્ઞાતકુલશીલ, કપર્દિકાહીન, 'કરતલભિક્ષા તરુતલવાસ,' અને સંન્યાસને સ્વીકારવાથી જાતિહીન થયેલા યુવક પ્રતિ તેના પ્રણયનો પ્રવાહ વહી નીકળે એ કદાપિ સંભવનીય છે ખરૂં કે? આ સ્થિતિનો વિચાર કરતાં તો આ ઘટના અસંભવનીય જ દેખાય છે; તથાપિ વિશ્વમાં કેટલીક વાર અપવાદરૂપ કેટલીક સર્વથા અશક્ય ભાસતી ઘટનાઓ જેવી રીતે શક્ય થયેલી તથા શક્ય ભાસતી ઘટનાઓ જેવી રીતે અશક્ય થયેલી જોવામાં આવે છે તેવી જ રીતે આ અશક્ય ભાસતી ઘટના પણ શક્ય થઇ હોય અને કોઇ અગમ્ય તથા અજ્ઞેય કારણથી નારાયણીનું હૃદય મારા પ્રતિ આકર્ષાયું હોય, તો પરમાત્મા જાણે! હવે જો એમ જ માની લેવામાં આવે કે

ગમે તે કારણવશાત્ નારાયણીનું અંતઃકરણ મારા પ્રતિ આકર્ષાયું છે અને એ આકર્ષણના યોગે જો તે મારા પ્રેમની યાચના કરે, તો પછી મારે તેની યાચનાનું શું ઉત્તર આપવું વારૂ? પરંતુ નહિ, એ વિષયની ચિન્તા મારે અત્યારે જ કરવાની નથી; કારણ કે, મારે ગૃહસ્થાશ્રમને સ્વીકારવો કે કેમ એનો આધાર મારા ગુરુદેવની અનુમતિપર રહેલો હોવાથી એ ચિન્તાને આધીન થવાની અને અકારણ અંતઃકરણને અવસાદગ્રસ્ત કરવાની કશી પણ આવશ્યકતા નથી. ભવિષ્યની વ્યવસ્થા ભવિષ્ય પોતે જ કરી નાખશે એટલે અત્યારે તો આવશ્યકીય વર્તમાન કર્તવ્યની પૂર્તિ કરવી એ જ મારૂં ધ્યેય હોવું જોઇએ. ચાલ, જીવ, ત્યારે પુનઃ એક વાર બાબર બાદશાહની રાજધાની આગ્રા નગરીમાં."

નારાયણ આવા પ્રકારના નિશ્ચયપર આવીને ત્યાંથી ઊઠયો અને વિચારમગ્ન અવસ્થામાં ખાનપાન આદિના વિચારને સર્વથા ભૂલી જઇને મંદ ગતિથી આગ્રા નગરની દિશામાં ચાલવા લાગ્યો.



## પ્રકરણ ૭ મું
## નારાયણીની પ્રચંડ પ્રતિજ્ઞા

"હું અહીંથી જ્યારે ફતેહપુર સિક્રી જવાને તૈયાર થયો તે વેળાયે તમોએ ત્યાંથી અન્યત્ર જવા પૂર્વે એક વાર અહીં આવવાનો આગ્રહ કરેલો હોવાથી અને મેં તમારા તે આગ્રહને સ્વીકારીને અહીં આવવાનું વચન આપેલું હોવાથી મારા તે વચનના પાલનમાટે જ મારે આજે પુનઃ આગ્રા નગરમાં આવવું પડયું છે; તો હવે કૃપા કરીને દર્શાવો કે તમારા કથન અનુસાર તમને જે એક ગુપ્ત રોગની

બાધા થયેલી છે તે ગુપ્ત રોગ શો છે; કારણ કે, જો તે રોગનું નિદાન મારા જાણુવામાં આવશે, તો મારાથી તે રોગના નિવારણનો સત્વર જ યોગ્ય ઉપચાર કરી શકાશે. મારાથી હવે વધારે દિવસ આ સ્થાનમાં રહી શકાય તેમ ન હોવાથી મને જો હવે અહીંથી સત્વર પ્રયાણુ કરી જવાનો પ્રસંગ એક બે દિવસમાં જ મળી જાય, તો વધારે સારૂં એવી મારી તીવ્ર ઇચ્છા છે."

મધ્યનિશાનો સમય હતો; ફતેહપુર સિક્રીથી આગ્રા નગરમાં આવીને નારાયણીને આપેલા પોતાના વચનના પાલનમાટે સંન્યાસી નારાયણુ ગોવિન્દનારાયણુ શર્માના ગૃહમાં જ ઊતરેલો હોવાથી અને પુનઃ તેના નિવાસનો પ્રબંધ ગ્રંથાલયમાં જ કરાયલો હોવાથી ત્યાં તેના સાક્ષાત્કારમાટે આવીને ઉપસ્થિત થયેલી નારાયણીને સંબોધીને નારાયણે ઉપર્યુક્ત વાક્યો અતિશય ગંભીર ભાવથી ઉચ્ચાર્યાં. નારાયણુનાં આ વાક્યોને સાંભળીને આપાદમસ્તક શ્વેતવસ્ત્રપરિધાના નવયૌવના નારાયણી સમર્યાદ તથા સલજ્જ ભાવથી કહેવા લાગી કે:—

"આપ એક મહાકુશળ વૈદ્યરાજ હોવા છતાં મારા હૃદય તથા શરીરમાં સ્પષ્ટ દૃષ્ટિગોચર થતા એક વિશિષ્ટ રોગના નિદાનની પણુ કલ્પના નથી કરી શકતા કે શું? વ્યાધિનું પરિજ્ઞાન તથા વ્યાધિજન્ય વેદનાને શમાવી દેવાની ક્ષમતા એ જ વૈદ્યત્વ હોવાથી જો આપ યથાર્થ વૈદ્ય હો, તો મારા વ્યાધિના નિદાનની સત્વર કલ્પના કરી લ્યો અને તે વ્યાધિના યોગે મારા હૃદયમાં તથા શરીરમાં થતી અસહ્ય વેદનાને શમાવવાનો સત્વર પ્રયત્ન કરો."

"પરંતુ તમારો રોગ ગુપ્ત હોવાથી તે રોગનું જ્યાં સુધી તમારા પોતાના મુખથી યોગ્ય વર્ણુન મારા સાંભળવામાં ન આવે ત્યાં

સુધી તમારા એ રોગના નિદાનની મારાથી લેશમાત્ર પણ કલ્પના કરી શકાય તેમ નથી." નારાયણે નારાયણીના આશયને કેટલેક અંશે જાણવા છતાં પણ સ્પષ્ટતર સ્વરૂપમાં જાણવામાટે આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

"તો સાંભળો; મારા રોગનાં કેટલાંક ચિન્હો આ છે;" આ વાક્ય નયનોને નીચાં ઢાળીને ઉચ્ચાર્યા પછી નારાયણી પોતાના રોગનાં ચિન્હોને વર્ણવતી કહેવા લાગી કે: "મારા હૃદયમાં તથા શરીરમાં નિરંતર એક પ્રકારનો વિલક્ષણ દાહ થયા કરે છે અને તે દાહને શમાવવામાટે હું શરીરપર ચંદનનો લેપ કરૂં છું તો ચંદન શીતલતા ઉપજાવવાને બદલે તે દાહમાં વૃદ્ધિ કરનાર જ થઇ પડે છે; ચંદ્રકિરણોના સ્પર્શથી અન્ય જનોનાં શરીરોમાં શીતલતાનો આવિર્ભાવ થાય છે અને મારા શરીરમાં તેથી સર્વથા વિપરીત ભસ્મીભૂતકારિણી જ્વાલાનો ઉદ્ભવ થતો દેખાય છે; દિવસ કે રાત્રિના સમયમાં નેત્રોને નિદ્રાનો સ્પર્શ ન થતો હોવાથી મારાં નેત્રો કોઇ એક મદિરાભક્ત મનુષ્ય પ્રમાણે નિરંતર રક્તવર્ણ રહ્યાં કરે છે; મારી સમસ્ત રાત્રિ અખંડ જાગરણ તથા પાસાં બદલવામાં જ વીતી જાય છે; નાનાવિધ રુચિકર ભોજનો મારી જિહ્વાને સર્વથા અરુચિકર તથા સ્વાદહીન જણાય છે; દેહમાં આલસ્યની અતિશય વૃદ્ધિ થવાથી અલ્પ પરિશ્રમ પણ કષ્ટકારક થઇ પડે છે અને મનમાં ચંચલતાની પ્રબલતા થતાં ક્યાંય શાંતિનો સાક્ષાત્કાર થઇ શકતો નથી; માત્ર એટલું જ નહિ, પણ દિવસ તથા રાત્રિમાં બે ચાર વાર શરીરમાં એવા ભયાનક કંપનો આવિર્ભાવ થાય છે કે તેના યોગે મારા સમસ્ત દેહનું વિલક્ષણ મંથન થઇ જાય છે. મારા રોગનાં આટલાં ચિન્હોને જાણ્યા પછી આપથી મારા આ રોગને

નિવારવાનો અભ્યર્થ ઉપચાર સર્વથા નહિ જ કરી શકાય એવી મારી માન્યતા નથી."

નારાયણીએ આવી રીતે પોતાના રોગનાં ચિન્હોને વાણીદ્વારા વ્યક્ત કરતાં જાણી જોઇને મુક્ત કરી નાખેલા કેશકલાપને ગ્રંથિબદ્ધ કરવાના નિમિત્તથી પોતાના શિરપરના વસ્ત્રને એવા તો ચાતુર્યથી ખસેડી દીધું કે તે વસ્ત્ર શિરપરથી તેમ જ વક્ષસ્થલપરથી પણ નીચે સરકી ગયું અને તેના ઉભય હસ્તો અંબોડો વાળવાના કાર્યમાં રોકાયલા હોવાથી તેના શરીરના સ્તન, નાભિ તથા ભુજા આદિ અવયવો દીપકના તીવ્ર પ્રકાશમાં નારાયણને સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગ્યા; માત્ર એટલું જ નહિ, પણ અંબોડો વાળતાં નારાયણી પોતાની ભ્રૂકુટીને વક્ર કરીને કંપિત કટાક્ષથી નારાયણના મુખમંડળનું નિરીક્ષણ કરી રહી હતી એ પણ તેના જોવામાં આવી ગયું. નારાયણની આ સર્વ ચેષ્ટાઓ અનુરાગવતી યુવતીનાં લક્ષણોને સ્પષ્ટ સ્વરૂપમાં વ્યક્ત કરતી હોવાથી વિદ્વાન્ નારાયણને તેના રોગના નિદાનને જાણી લેવામાં હવે વિશેષ વિલંબ ન થયો અને તેથી તે નારાયણીને સંબોધીને ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે:—

"નારાયણી, તમો એક વિદુષી યુવતી હોવાથી તમારા આ રોગના કારણને તમો પોતે ન જાણતાં હો એવી મારી માન્યતા નથી; કારણ કે, તમારા અત્યારના ઉદ્ગારો તથા હાવભાવો અત્યંત સ્પષ્ટ સ્વરૂપમાં એમ દર્શાવી રહ્યા છે કે તમો પોતાના એ ગુપ્ત રોગના નિદાનને સારી રીતે જાણો છો અને જાણવા છતાં રોગના કારણનું નિવારણ કરવાને બદલે રોગની વૃદ્ધિના કારણને જ પોતાના હૃદયમાં વૃદ્ધિંગત કર્યાં કરો છો એટલે તમારા એ રોગનું નિવારણ ન થાય એ સ્વાભાવિક જ છે. આ રોગના શમન કિંવા નિવા-

રણુનો એકમાત્ર ઉપાય સંયમ હોવાથી સંયમશીલ થવાનો અભ્યાસ કરો અને જ્યાં સુધી ધર્મવિધિથી ગૃહસ્થાશ્રમધર્મમાં પ્રવેશવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી મનોરૂપ અતિશય ચંચળ અશ્વને વિવેક તથા સંયમના બંધનમાં બાંધી લઇને ઇતસ્તતઃ ભ્રમણ કરવા ન દો; કારણ કે, નહિ તો મનોરૂપ ચંચલતમ અશ્વ તમને અધોગતિની ગહનતમ ગર્તામાં નાખી દેશે અને તમારી મહાદુર્દશા કરી નાખશે."

"મારા વિવેક તથા સંયમના દુર્ગને આપે જ ભેદી નાખ્યો છે એટલે હવે મારા મનની સ્થિરતા કિંવા અસ્થિરતાનો આધાર કેવળ આપની કૃપાપર જ અવલંબી રહ્યો છે. જો આપમાં શક્તિ હોય, તો મારા વિવેક તથા સંયમના દુર્ગને તેના પૂર્વ સ્વરૂપમાં પુનઃ નિર્માણ કરી આપો અને નહિ તો મારા આધારહીન હૃદયને પોતાના હૃદયમાં સ્થાન આપીને મારા ધર્મની રક્ષા કરો." નારાયણીએ લજ્જાના એક અંશને ત્યાગીને નારાયણના પ્રેમની માર્મિક યાચના કરી.

"હું નિવૃત્તિપરાયણ સંન્યાસી છું અથવા નિવૃત્તિના માર્ગમાં અગ્રેસર થવાનો ઉદ્યોગ કરી રહ્યો છું એટલે મારાથી આ પ્રવૃત્તિમાર્ગના પ્રવાસને સ્વીકારી શકાય તેમ નથી." નારાયણ બોલ્યો.

"આપની પ્રવૃત્તિ વિષયક વ્યાખ્યા શી છે અને આપ નિવૃત્તિ શાને કહો છો વારુ?" નારાયણીએ જિજ્ઞાસા દર્શાવી.

"લગ્નના બંધનથી બંધાઇને અથવા તો કોઇ વ્યક્તિમાં પોતાના પ્રેમને સ્થાપીને સંસારવ્યવહારમાં પ્રવૃત્ત થવું એ પ્રવૃત્તિ છે અને આવા પ્રેમથી સર્વથા અસંલગ્ન કિંવા અલિપ્ત રહીને મુમુક્ષા પૂર્વક મોક્ષના માર્ગમાં પ્રવાસ કરવો તે મારી માન્યતા અનુસાર નિવૃત્તિ

છે, સંન્યાસી નિવૃત્તિભોગી હોવાથી પ્રવૃત્તિનો સ્વીકાર સંન્યાસીમાટે સર્વથા વર્જ્ય તથા નિષિદ્ધ છે." નારાયણે પ્રવૃત્તિ તથા નિવૃત્તિની વ્યાખ્યા સંભળાવી.

"એ તો સત્ય જ છે કે ધર્મના પ્રધાન માર્ગ બે છે અને તે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ એ બે ભિન્ન ભિન્ન નામોથી શાસ્ત્રોમાં તથા સંસારમાં વિખ્યાત છે. એ પ્રવૃત્તિ તથા નિવૃત્તિ નામક ઉભય માર્ગોને લક્ષ્ય સ્થાપીને આપણા ધર્મશાસ્ત્રપ્રણેતા મહર્ષિઓએ પુરુષને નિવૃત્તિમાર્ગાનુગામી દર્શાવીને સ્ત્રીને પ્રવૃત્તિમાર્ગાનુગામિની દર્શાવી છે; અર્થાત્ પ્રથમ આ ઉભય માર્ગોના ધર્મનો વિચાર આવશ્યક છે; કારણ કે, ધર્મના આ ગૂઢ રહસ્યના વિચારથી બુદ્ધિમાન્ મનુષ્ય તત્કાળ જાણી શકે છે કે પ્રવૃત્તિપ્રસંગને અંતઃકરણથી નષ્ટ કરીને નિવૃત્તિમાર્ગમાં અગ્રેસર થવું એ જ ધર્મનું ધર્મત્વ છે. મનુષ્યયોનિથી નીચેની જેટલી યોનિયો છે તેમનાં સમસ્ત કાર્યો પ્રકૃતિમાતાના આદેશ અનુસાર થતાં હોવાથી તેમની ક્રમોન્નતિમાં કોઈ પણ પ્રકારની બાધા થતી નથી અને તેમનાં સર્વ કાર્યો સદા નિયત દિશામાં જ ચાલતાં રહે છે; કિન્તુ મનુષ્યયોનિની પરિસ્થિતિ એથી સર્વથા ભિન્ન પ્રકારની છે; અર્થાત્ માનવયોનિમાં પ્રકૃતિદેવીનું કાંઈ પણ આધિપત્ય ન હોવાથી મનુષ્ય સર્વ કાર્યોમાં સર્વથા સ્વતંત્ર છે અને તેથી જ મનુષ્યયોનિમાં પ્રકૃતિ બહુધા અનિયમિત તથા ઉચ્છૃંખલ થઈ જાય છે; એટલામાટે જે શક્તિ અથવા માર્ગદ્વારા પ્રવૃત્તિ નિયમિત થઈને નિવૃત્તિમાર્ગનું પોષણ કરે અને નિવૃત્તિમાં પ્રવૃત્તિનો લય થઈ જાય તે શક્તિ કિંવા માર્ગનું જ નામ ધર્મ છે. વૈશેષિક દર્શનમાં આ વિષયનું સવિસ્તર નિરૂપણ કરાયલું છે એ તો આપના જાણવામાં હોવું જ જોઈએ." નારાયણીએ

હવે નારાયણને તત્ત્વજ્ઞાનના જાળમાં સપડાવવાના કાર્યનો આરંભ કરી દીધો.

"આ વિષય વૈશેષિક દર્શનમાં વિસ્તાર પૂર્વક નિરૂપાયલો છે એ હું સારી રીતે જાણું છું; પરંતુ એ વિષયનો આપણા અત્યારના વિષય સાથે શો સંબંધ છે એની મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી." નારાયણે આ શબ્દોથી કિંચિદ્ વિરક્તિનું દર્શન કરાવ્યું.

"આપણા અત્યારના વિષય સાથે એ વિષયનો કેવો અને કેટલો ઘનિષ્ટ સંબંધ છે તે હું આ ક્ષણે જ આપને યથાશક્તિ દર્શાવું છું," આ પ્રમાણેનો અલ્પ પ્રસ્તાવ કરીને નારાયણી શાંત તથા ગંભીર ભાવથી કહેવા લાગી કે: "જેને જે વસ્તુદ્વારા ઉન્નતિ તથા મુક્તિની પ્રાપ્તિ થવાનો સંભવ હોય તેના માટે તે જ વસ્તુ ધર્મરૂપ થઇ પડે છે અને તેથી આર્યધર્મશાસ્ત્રોમાં ધર્મના આ ધર્મત્વનું અનેક ધર્મવિધિરૂપથી પ્રતિપાદન કરાયલું છે. જે વિધિદ્વારા પ્રવૃત્તિભાવ નિવૃત્તિમાં લીન થઇ જાય તે વિધિ જ સ્ત્રી કિંવા પુરુષમાટે ધર્મરૂપ છે. પુરુષ પૂર્ણ હોવાથી તેની પૂર્ણતા પણ કોઈ પૂર્ણ વસ્તુમાં જ લીન થાય છે; અપૂર્ણ વસ્તુમાં લીન થતી નથી. પ્રકૃત્તિ નિવૃત્તિમાં લીન થાય છે અને પુરુષ નિવૃત્તિમાર્ગાનુગામી હોવાથી તેની પૂર્ણતા પ્રવૃત્તિના નાશ તથા નિવૃત્તિના પોષણમાં જ સમાયલી છે અને એવી જ રીતે જે વિધિયોદ્વારા નારી પૂર્ણતાને પ્રાપ્ત કરી શકે છે તે સર્વ વિધિયો નારીમાટે ધર્મરૂપ હોય એ પણ સર્વથા સ્વાભાવિક જ છે. અર્થાત્ સ્ત્રી પ્રવૃત્તિમાર્ગાનુગામિની હોવાથી અને પ્રવૃત્તિ અપૂર્ણ હોવાથી નારી પણ સર્વથા અપૂર્ણ છે અને તેથી નારીની

પૂર્ણતા પણ પ્રવૃત્તિના નાશ તથા નિવૃત્તિની પૂર્ણતામાં જ સમાયલી છે એ એક ત્રિકાલાબાધ્ય તથા સર્વમાન્ય સિદ્ધાન્ત હોવાથી જો કોઇ અન્ય વિધિ આ સિદ્ધાન્તથી વિરુદ્ધ જોવામાં આવે, તો તે સર્વથા પાપમૂલક, શાસ્ત્રવિરોધી, કપોલકલ્પિત, મિથ્યાવાચક તથા અપ્રતિપાદ્ય છે એમ જ માનવું જોઇએ. મારું આ કથન સત્ય છે કે કેમ ?"

"તમારા આ કથનને તો કોઈ પણ વિચારશીલ વ્યક્તિ અસત્ય કહી શકે તેમ નથી, તો પછી મારાથી તમારા આ કથનને અસત્ય કેમ કહી શકાય વારૂ ?" નારાયણે નારાયણીના કથનને સત્ય તરીકે સ્વીકારી લીધું.

"અસ્તુઃ આપણા આર્યશાસ્ત્રમાં પ્રકૃતિની સત્તા પુરુષથી સર્વથા સ્વતંત્ર માનવામાં નથી આવતી તેનો ભાવ એ છે કે અપૂર્ણ વસ્તુ પૂર્ણમાં વિલીન થાય છે અને પૂર્ણ વસ્તુનો ઈશ્વરમાં લય થઇ જાય છે. મનુએ પોતાની સ્મૃતિમાં એવું વિધાન કરેલું છે કે પ્રથમ કેવળ એક પરમાત્માનું જ અસ્તિત્વ હતું, ત્યાર પછી તે પરમાત્માને બહુ થવાની ઇચ્છા થઇ એને તેથી સૃષ્ટિમાં બહુતાનો સંભવ થયો. એ જ વાર્તા શ્રુતિથી પણ પ્રમાણિત થાય છે; કારણ કે, સૃષ્ટિની દશામાં પ્રકૃતિ તે પરમાત્મામાંથી જ ઉદ્દભવીને સંતાનોને ઉત્પન્ન કરે છે અને અંતે પોતાની સમસ્ત લીલાઓને પૂર્ણ કરીને પુનઃ પરમાત્મામાં લીન થઈ જાય છે. બૃહદારણ્યક ઉપનિષદમાં એનું પ્રમાણ આપણને મળી શકે છે અને તે આ પ્રમાણેઃ 'સૃષ્ટિથી પૂર્વે કેવળ એક આત્મા જ અસ્તિત્વ ધરાવતો હોવાથી રમણ ન કરી શક્યો; કારણ કે, એકાકિની અવસ્થામાં રમણક્રિયા થઇ શકતી નથી એટલે તેણે અન્યની ઇચ્છા કરી અને અત્યારે સ્ત્રી તથા પુરૂષ જેવી રીતે એક બીજાની સાથે વસે છે તેવી રીતે

તેની સાથે વસવાનો કિંવા રહેવાનો વિચાર કર્યો.' બૃહદારણ્યક ઉપનિષદ્‌ના કથન અનુસાર પરમાત્માએ પોતાને બે ભાગમાં વિભક્ત કરી નાખ્યો અને પોતાને બે ભાગમાં વિભક્ત કરવાથી તે ઉભય-રૂપ એટલે કે સ્ત્રીરૂપ તથા પુરુષરૂપ થઈ ગયો. આ કારણથી વિવાહથી પૂર્વે આ શરીર અર્દ્ધાણુક સમાન રહે છે, એ અપૂર્ણ શરીરને સ્ત્રી પૂર્ણ કરે છે અને તેથી સૃષ્ટિની ઉત્પત્તિ થવા માંડે છે એટલે આ સંસાર કેવળ પ્રકૃત્યાત્મક પણ નથી તેમ જ કેવળ પુરુષાત્મક પણ નથી કિંતુ ઉભયાત્મક એટલે કે પ્રકૃતિપુરુષાત્મક છે એનો કોઈથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી. પુરુષમાં નિવૃત્તિ કિંવા પરમાત્માની સત્તા અને નારીમાં પ્રકૃતિ કિંવા પ્રવૃત્તિની સત્તા સદા સર્વદા વર્તમાન રહ્યા કરે છે. જ્યાં સુધી પ્રકૃતિ પુરુષથી પૃથક્ હોય છે ત્યાં સુધી જ તેનામાં પરિણામનો વિકાર ઉદ્‌ભવે છે અને જ્યાં સુધી પ્રકૃતિમાં પરિણામરૂપ વિકાર ઉદ્‌ભવતો રહે છે ત્યાં સુધી જ સુખદુઃખમોહાત્મક સંસાર અસ્તિત્વ ધરાવે છે. પ્રકૃતિ પ્રત્યેક સ્થાનમાં વિરાજમાન હોવાથી તેની લીલા વિલાસમયી છે અને તેથી જ તે અપૂર્ણ છે. જ્યાં સુધી પ્રકૃતિ પુરુષથી ભિન્ન રહે છે ત્યાં સુધી અપૂર્ણ અવસ્થામાં જ રહ્યા કરે છે અને તેથી એ અપૂર્ણ પ્રકૃતિને પૂર્ણ કરીને તેનો પરમાત્મામાં લય કરવામાટે જ જીવસૃષ્ટિનો વિસ્તાર થાય છે. આ પ્રકૃતિમય સંસાર પુરુષમાં લીન થવામાટે જ અગ્રેસર થતો રહે છે અને તેથી પુરુષમાં સર્વથા લીન થઈ જવું એ જ પ્રકૃતિનો પરમધર્મ છે. આ વિજ્ઞાનને જાણી લીધા પછી જ આપણા પ્રાચીનતમ મહર્ષિયોએ નારીધર્મનો ઉપદેશ આપેલો છે. સ્ત્રીને પુરુષથી સર્વથા સ્વતંત્ર કિંવા ભિન્ન કરી દેવી એ ધર્મ નથી; કારણ કે, સ્ત્રી પ્રકૃતિરૂપિણી છે અને પ્રકૃતિ

અપૂર્ણ હોવાથી તેને કોઇ પૂર્ણ વસ્તુનો આશ્રય અવશ્ય લેવો જ પડે છે; અર્થાત્ આ સિદ્ધાન્ત અનુસાર નારીને પણ કોઈ પૂર્ણ વસ્તુ સાથે રહેવાની આવશ્યકતા અનિવાર્ય થઇ પડે છે. પ્રકૃતિ પુરુષમાંથી દીમ અર્ધાંગીરૂપથી નીકળેલી છે અને તે પુનઃ પુરુષમાં જ લીન થઈ જાય છે. જે વસ્તુના અંતિમ લયમાટે જે સ્થાન નિર્માયલું છે તે સ્થાન જ તે વસ્તુનો ધર્મ હોવાથી નારી જે જે ઉપાયોવડે પોતાની ઉન્નતિને સાધતી પુરુષમાં લીન થઇ શકે છે તે ઉપાયો જ સર્વ નારીઓનો પરમધર્મ છે. કોઇ પણ એક વસ્તુને કોઇ પણ અન્ય વસ્તુમાં લીન કરવામાટે તન્મયતાની આવશ્યક્તા હોય છે એટલે કે જો તન્મયતાનો અભાવ હોય તો કોઇ પણ પોતાને અન્યમાં લીન કરી શકતું નથી; એટલામાટે જે વસ્તુ નારીને પુરુષમાં તન્મય થવાના કાર્યમાં સહાયતા આપતી હોય તે જ નારીમાટે ધર્મરૂપ છે. સારાંશ કે, કેવળ પતિના આશ્રયથી જ નારી પોતાના સૃષ્ટિસંભવરૂપ કાર્યનું સંપાદન કરીને પતિમાંની પોતાની તન્મયતાદ્વારા પરમાત્મામાં લીન થઇ શકે છે અને તેટલા માટે નારીને નાથની આવશ્યક્તા અત્યંત અનિવાર્ય હોવાથી જ પરમાત્માએ નારીના હૃદયમાં પુરુષ વિષયક તથા પુરુષના હૃદયમાં નારી વિષયક પ્રેમ કિંવા પ્રણય નામક આકર્ષણને ઉત્પન્ન કરીને ઉભયના અખંડ સાહચર્ય તથા એકત્રવાસની આદિકાલથી જ યોજના કરી રાખી છે. આ સર્વ વસ્તુસ્થિતિનો વિચાર કરતાં મારા હૃદયમાં આપ સમાન તારુણ્ય, સૌન્દર્ય, વિદ્યા, વિવેક તથા જ્ઞાનમંડિત અને મારી પોતાની જ જાતિના યોગ્યતમ પુરુષ વિષયક જે યોગ્ય પ્રેમ કિંવા પ્રણયનો ઉદ્ભવ થયો છે તે સર્વથા સ્વાભાવિક છે અને તેથી મારા એ પ્રણયનો આપે યોગ્ય સત્કાર કરવો જ જોઇએ એવી મારી દૃઢ

માન્યતા છે." નારાયણીએ અંતે પોતાના નારાયણ પ્રતિ આકર્ષાયલા અંતઃકરણનો તથા તે અંતઃકરણમાં ઉદ્દભવેલા પ્રણયનો ભેદ સ્પષ્ટ શબ્દોમાં નારાયણને દર્શાવી દીધો.

" નારાયણી, જો કે મારા જેવા સંન્યાસીમાટે આવા પ્રકારના પ્રણયવ્યાપારો સર્વથા નિષિદ્ધ છે; તથાપિ એમ માની લ્યો કે મારા જેવો સંન્યાસી પણ કદાચિત્ ચળાયમાન થઇને તમારા આ પ્રણયને સ્વીકારી લે; તો પણ તેથી તમોને તો સુખને બદલે દુઃખ, આશાને બદલે નિરાશા તથા સત્કારને બદલે તિરસ્કારજ પ્રાપ્ત થવાનાં છે; કારણ કે, હું એક કપર્દિકાહીન, દીન તથા દરિદ્ર બ્રાહ્મણકુમાર છું; ભાગ્યના દોષથી અત્યારે એક ભટકતો ભિક્ષુક થઇને ભારતમાં ભ્રમણ કર્યા કરૂં છું; મારી જન્મભૂમિમાં પણ ગ્રામમાં મારૂં ગૃહ નથી અને સીમમાં મારૂં ક્ષેત્ર નથી એવી મારી અવસ્થા છે તેમ જ હવે પછી નિકટના ભવિષ્યકાળમાં મારા ભાગ્યનો ઉદય થાય એવો સંભવ પણ મને દેખાતો નથી એટલામાટે મારી તમોને એ જ પ્રાર્થના છે કે જો કોઇ પણ કારણવશાત્ મારામાં તમારો પ્રણય બંધાયો હોય તો તે પ્રમાદને સુધારી લ્યો અને કોઇ અન્ય યોગ્ય પુરુષ પ્રતિ પોતાના એ પ્રણયના પ્રવાહને વહાવીને યથાશક્ય શીઘ્રતાથી પોતાની તન્મયતાના સાધનને પ્રાપ્ત કરી લ્યો કે જેથી તમારા હૃદયની અશાંતિનો અંત આવી જાય અને તમોને વાસ્તવિક સુખની પ્રાપ્તિ થાય." નારાયણે પોતાની અયોગ્યતાનો સાક્ષાત્કાર કરાવીને નારાયણીને કોઇ અન્ય યોગ્ય પુરુષમાં પ્રણયને સ્થાપવાનો ઉપદેશ આપ્યો.

" જેઓ અમૃતનું પાન કરતા નથી અથવા તો જેમણે અમૃતનું પાન કરેલું નથી તેઓ અમૃત શો પદાર્થ છે એ રહસ્યને ભાગ્યે જ જાણી શકે છે. અર્થાત્ અમૃતનું પાન ન કરવાથી જેવી રીતે

તેના સ્વાદ તથા માધુર્ય આદિનો યથાર્થ અનુભવ થઇ શકતો નથી તેવી જ રીતે હૃદયના પ્રેમરસના સ્વાદને જાણ્યા વિના તેના સાત્ત્વિક સ્વરૂપના જ્ઞાનને ભાગ્યે જ પ્રાપ્ત કરી શકાય છે. આપ કહો છો કે આપ દરિદ્ર તથા ભટકતા ભિક્ષુક હોવાથી આપના પ્રણયની આશાને હૃદયમાં સ્થાન આપવાથી મને કેવળ દુઃખ, નિરાશા તથા તિરસ્કારની જ પ્રાપ્તિ થવાનો સંભવ છે; પરંતુ આપ એ રહસ્યને નથી જાણતા કે સુખને બદલે દુઃખ, આશાને બદલે નિરાશા તથા સત્કારને બદલે તિરસ્કારની પ્રાપ્તિ થવાથી જે સત્ય પ્રેમ હોય છે તે તો ન્યૂન થવાને બદલે વૃદ્ધિંગત જ થાય છે; સત્ય સ્નેહ જેટલો વધારે ઠોકરાય છે તેટલો જ વધારે દૃઢ થતો જાય છે, જેટલો વધારે મંથાય છે તેટલા જ વિશેષ પરિમાણમાં સુખરૂપ નવનીત આપતો રહે છે અને જેટલો વધારે ચખાય છે તેટલો જ વધારે સરસ તથા સ્વાદિષ્ટ થતો રહે છે અને તેના આ ગુણોના કારણથી જ તે સત્ય સ્નેહના નામથી ઓળખાય છે. જો સત્ય પ્રેમ કેવળ ધનાઢ્યતા, વિલાસવૈભવ તથા એવા જ અન્ય નશ્વર પદાર્થોનો જ લોલુપ તથા ભોક્તા હોત, તો વૈદર્ભી દમયન્તી અગાધ વૈભવશાલી ઇન્દ્ર, વરુણ, અગ્નિ તથા યમ આદિ દેવોના પ્રેમનો અસ્વીકાર કરી નૈષધ નળરાજના કંઠમાં વરમાળા આરોપીને તેની સહધર્મિણી થાત ખરી કે? કારણ કે, નળરાજ આ મર્ત્યલોકનો એક સર્વશ્રેષ્ઠ ભૂપાલ હોવા છતાં દેવોની યોગ્યતાથી તો તેની યોગ્યતા અતિશય નિમ્ન કોટિની જ હતી. જો સત્ય પ્રેમ કેવળ રાજભોગોની જ લાલસાને ધરાવનારો હોત, તો સતી સીતા રાજભોગોને ત્યાગીને પોતાના પતિ શ્રી રામચંદ્ર દેવ સાથે વનવાસનાં કષ્ટોને ભોગવવામાટે વનવાસિની થાત ખરી કે? કેવળ વિલાસજન્ય આનન્દ જ અબળાના અકૃત્રિમ અનુરાગનો એકમાત્ર આદર્શ

હોત, તો સતી સાવિત્રી સત્યવાન્ સમાન એક નિર્વાસિત રાજકુમારને પોતાના પતિ તરીકે સ્વીકારીને તેના જીવનની રક્ષામાટે પ્રત્યક્ષ યમરાજ સાથે વાદવિવાદ કરવાને કદાપિ કટિબદ્ધ થાત ખરી કે? આ સર્વ ઉદાહરણો સ્પષ્ટ દર્શાવે છે કે સ્વાર્થપૂર્ણ સ્નેહ હૃદયને કલુષિત કરનારો હોવાથી પોતાના સુખની લાલસા અને પવિત્ર પ્રેમ કિંવા સત્ય સ્નેહ એ ઉભય પદાર્થો એક બીજાથી સર્વથા ભિન્ન છે. પ્રેમ કાંચન છે અને સ્વાર્થ કાચ છે; કામ તિમિર છે અને સ્નેહ મિહિર છે અને કેવળ પ્રકૃતિદેવી જ પ્રેમવિદ્યાની એકમાત્ર અધિષ્ઠાત્રી સરસ્વતી દેવી છે! આપમાં બંધાયલો મારો સ્નેહ તે આવા પ્રકારનો સર્વથા નિઃસ્વાર્થ તથા સત્ય સ્નેહ હોવાથી આપની દરિદ્રતા મારા એ સ્નેહમાં લેશમાત્ર પણ બાધા લાવી શકે તેમ નથી." નારાયણીએ પોતાના સ્નેહના શુદ્ધ સ્વરૂપનો પ્રકાશ કરી બતાવ્યો.

નારાયણીના આવા પ્રબળ વાદનો પ્રતિવાદ અશક્ય હોવાથી નારાયણે તેના પ્રેમને સ્વીકારીને તેની ઇચ્છાને પોતે પૂર્ણ ન કરી શકવાનાં અન્ય કારણોને દર્શાવતાં કહેવા માંડયું કે: "શ્રીમતી નારાયણી, નારી જાતિના નિઃસ્વાર્થ તથા વિશુદ્ધ પ્રેમ વિષયક તમારો આ વાદ એટલો બધો પ્રબળ તથા અખંડનીય છે કે તમારા આ વાદનો ખંડનાત્મક પ્રતિવાદ કરી શકાય તેમ છે જ નહિ; તથાપિ કેટલાંક અન્ય પ્રતિકૂલ કારણવશાત્ આપણો પ્રણયસંબંધ કિંવા લગ્નસંબંધ તો સર્વથા અસંભવનીય જ છે; કારણ કે, શ્રી રામચંદ્ર તથા સીતાનો, સાવિત્રી તથા સત્યવાનનો અને નળ તથા દમયંતીનો સમય ભિન્ન હતો અને અત્યારે આપણે જે યુગમાં વિચરીએ છીએ તે યુગ સર્વથા ભિન્ન પ્રકારનો છે એટલે કે તે સમયના યુગધર્મ તથા અત્યારના યુગધર્મમાં અવની તથા આકાશ જેટલો અંતર

પડી ગયેલો આપણે પ્રત્યક્ષ જોઇ શકીએ છીએ. તે કાળમાં સ્વયંવર-પદ્ધતિ તથા ઇચ્છાવરને વરવાની પ્રણાલી સમાજમાં પ્રચલિત હોવાથી કન્યાએ અમુક એક વરને વરવાની પોતાની ઇચ્છા દર્શાવતાં તેનાં માતાપિતા બહુધા તેની એ ઇચ્છાની પૂર્તિમાં કોઇ પણ પ્રકારનો વિરોધાત્મક હસ્તાક્ષેપ કરતાં ન હોતાં; પરંતુ અત્યારની પદ્ધતિ તેથી સર્વથા ભિન્ન હોવાથી કદાચિત્ મારા જેવો કોઇ પુરુષ તમારા જેવી કોઇ નારીના પ્રેમનો સ્વીકાર કરવાને આગ્રહવશાત્ તૈયાર થઇ જાય, તો પણ આવા પ્રકારના લગ્નસંબંધમાટે તમારા જેવી કુલીન તથા પ્રતિષ્ઠિત વંશમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીનાં માતાપિતા પોતાની સંમતિ આપે કે કેમ એ એક મહાશંકાસ્પદ વિષય છે; માત્ર એટલું જ નહિ, પણ માતાપિતાની મધ્યસ્થતા વિના આવી રીતે ઇચ્છાવરને વરવાથી તમારી પોતાની પણ સમાજમાં પ્રચંડ અપ્રતિષ્ઠા તથા નિન્દા થવાનો સંપૂર્ણ સંભવ છે એ તો તમારા પોતાના જાણવામાં પણ હોવું જ જોઇએ; કારણ કે, જો અત્યારે આપણો લગ્નસંબંધ થઇ જાય, તો લોકો તો એમ જ ધારવાના કે આ સંન્યાસી ગોવિન્દનારાયણ શર્માના ગૃહમાં વસતો હતો અને ગોવિન્દનારાયણની કન્યા યુવતી હતી એટલે એમનું ચારિત્ર્ય પ્રથમ કલંકિત થઇ ગયું હશે અને તે કલંકને છુપાવવામાટે ગોવિન્દનારાયણે એમનો આ લગ્નસંબંધ કરી આપ્યો હશે; અર્થાત્ આપણા આ લગ્નસંબંધથી કોઇ પણ પ્રકારના દોષ કિંવા અપરાધ વિના તમારાં માતાપિતાની પણ સમાજમાં અપ્રતિષ્ઠા થશે અને તેઓ અકારણ નિન્દાપાત્ર થઇ જશે એનો પણ તમારે અવશ્ય વિચાર કરવાનો છે. આપણા અપરાધની શિક્ષા તમારાં નિર્દોષ માતાપિતાને ભોગવવી પડે એ તો કોઇ પણ પ્રકારે ઉચિત ન જ કહેવાય."

"આપ એ તો સારી રીતે જાણો જ છો કે જેમનાં ગુણો તથા વ્યસનો સમાન હોય છે તે મનુષ્યોનો જ પરસ્પર સખ્યભાવ થઇ શકે છે અને લગ્નબંધન આપણા સનાતન વૈદિક ધર્મ અનુસાર એક શાશ્વત બંધન હોવાથી એ બંધનને સ્વીકારવા પૂર્વે જો સંપૂર્ણ વિચાર કરવામાં ન આવે, તો સ્ત્રી તથા પુરુષ ઉભયનાં જીવન હલાહલમય થઇ જાય છે; કારણ કે, જેમનાં ગુણો તથા વ્યસનો એક બીજાથી સર્વથા ભિન્ન પ્રકારનાં તથા એક બીજાથી સર્વથા વિરુદ્ધ દિશામાં વિચરનારાં હોય છે તેવાં દંપતીઓની સંસારયાત્રા કદાપિ સુખાવહ થઇ શકતી નથી. અહીંની આપણી જાતિમાં અનેક અવિવાહિત યુવકો વિદ્યમાન હોવા છતાં અને તેમનામાંના કેટલાક યુવકો રૂપસુંદર તથા ધનાઢ્ય હોવા છતાં મારી સાથે લગ્નસંબંધ કરવાની પૂર્ણ યોગ્યતા ધરાવતો હોય એવો એક પણ યુવક નથી એવો મારાં માતાપિતાનો પોતાનો જ નિશ્ચય થઇ ગયો છે; કારણ કે, હું મારાં પિતામાતાની એકમાત્ર પુત્રી હોવાથી મને મારા સમર્થ પંડિત પિતાશ્રીએ પુત્ર કરતાં પણ અધિક વિદ્યાભ્યાસ કરાવ્યો છે અને મારી બુદ્ધિનો થવો જોઇએ તેથી અધિકતર વિકાસ થઇ ગયો છે એટલે વિદ્યા તથા બુદ્ધિમાં જે યુવકની યોગ્યતા મારા કરતાં અત્યંત ન્યૂન હોય તેવા કોઇ યુવકના હસ્તમાં મારો હસ્ત સમર્પવાનું તેમનાથી સાહસ કરી શકાતું નથી; માત્ર એટલું જ નહિ, પણ મારા યૌવનનો બહુ દિવસથી વિકાસ થયેલો હોવા છતાં હું પરમાત્માના શપથ:પૂર્વક કહું છું કે જ્યાં સૂધી મારી દૃષ્ટિને આપના વદનચંદ્રના દર્શનનો લાભ મળ્યો ન હોતો ત્યાં સૂધી અન્ય કોઇ પણ યુવકના દર્શનથી મારા હૃદયમાં મદનવિકારનો લેશમાત્ર પણ ઉદ્ભવ થયો ન હોતો અને આપના દર્શનથી જ્યારે મારા મનમાં પ્રેમ-

વાસનાનો ઉદ્દ્ભવ થયો છે અને આપ અમારી જાતિના જ એક મહાસમર્થ વિદ્વાન્ તથા અવિવાહિત યુવક છો, તો એથી આપણો લગ્નસંબંધ થઇ જાય અને આપણે પરસ્પર અખંડ સહવાસથી દાંપત્યધર્મનું સુખોપભોગપૂર્વક યથાર્થ પાલન કરતાં રહીએ એવી પરમાત્માની પોતાની જ ઇચ્છા જણાય છે એટલે હવે પરમાત્માની ઇચ્છાનો આપ અનાદર કરો, તો એ આપનો અક્ષમ્ય અપરાધ છે. જો આપ મારા પ્રસ્તાવને સ્વીકારી લ્યો, તો મારાં માતુશ્રીની મારો હસ્ત આપના હસ્તમાં સમર્પવાની સંપૂર્ણ ઇચ્છા છે અને હું અહીં રાત્રિના સમયમાં તેમની અનુમતિથી જ આવું છું. જો આપ હા પાડો તો મારાં માતુશ્રી મારા પિતાશ્રીની અનુમતિ ક્ષણમાત્રમાં જ મેળવી લેશે." નારાયણીએ પોતાનાં માતાપિતાની અનુમતિના પ્રશ્નનું પોતાના આ ભાષણથી સંપૂર્ણ નિરાકરણ કરી નાખ્યું.

નારાયણીના આ ભાષણથી નારાયણ ગંભીર વિચાર કિંવા ચિન્તામાં પડી ગયો અને અંતે માધવીમાં પોતાના હૃદયની જે સંલગ્નતા થયેલી હતી તે સંલગ્નતાના રહસ્યને દર્શાવીને સ્પષ્ટ શબ્દોમાં તેના પ્રેમનો અસ્વીકાર કર્યા વિના તેના બુદ્ધિજાળમાંથી છટકવાનો અન્ય માર્ગ દૃષ્ટિગોચર ન થવાથી સભ્યતા તથા ગંભીરતા પૂર્વક કહેવા લાગ્યો કે: "જો તમારાં માતાપિતા પોતાની સમાજમાં થનારી અપ્રતિષ્ઠા તથા નિન્દાનો વિચાર ન કરતાં પોતાની ઇચ્છાથી જ આપણાં શરીરસંબંધમાટે અનુમતિ આપી દે, તો પછી તમારા આ પ્રસ્તાવના અનાદરનું કાંઈ પણ કારણ અવશિષ્ટ રહેતું નથી એ જો કે સત્ય છે; તથાપિ આપણા શરીરસંબંધના માર્ગમાં એક અન્ય ભયાનક બાધા પણ રહેલી છે અને તે એ કે સ્વપ્નગત અવસ્થામાં મારા મુખથી જે માધવીનું નામ ઉચ્ચારાયલું તમોએ સાંભળ્યું હતું,

તે માધવીનો મારામાં અને મારો તે માધવીમાં અનન્ય અનુરાગ બંધાયલો હોવાથી અને તે માધવી વિધવા હોવાના કારણથી અમારો લગ્નસંબંધ થઇ શકે તેમ ન હોવાથી દીર્ઘ કાળ પર્યન્ત સાથે રહેવાથી ક્યાંક વિપરીત પરિણામ ન આવી જાય અને મારા હસ્તથી માધવીના વૈધવ્યધર્મનો વિનાશ ન થાય એટલામાટે મેં સંન્યાસને સ્વીકારીને મારી જન્મભૂમિનો ત્યાગ કર્યો હતો; પરંતુ સંન્યાસને સ્વીકારવા છતાં અને જન્મભૂમિને ત્યાગવા છતાં માધવીને ભૂલી જવામાટેના અત્યાર સુધીના મારા સર્વ પ્રયત્નો સર્વથા નિષ્ફળ સિદ્ધ થયા છે અને મારા હૃદયમાં તેની સ્મરણજ્યોતિ અષ્ટૌપ્રહર એટલી સીમા પર્યન્ત પ્રજ્વલિત રહ્યા કરે છે કે સ્વપ્નમાં હું તેની મનોહારિણી મૂર્તિને જ જોયા કરૂં છું અને નિદ્રિતાવસ્થામાં પણ મારા મુખમાંથી તેનું નામ બહિર્ગત થઈ જાય છે. મારા આ કથનના સત્યાંશનો તમોને પ્રત્યક્ષ અનુભવ થઇ ચૂકયો છે એટલે એમાટે અધિક પ્રમાણની આવશ્યકતા નથી. મારી જન્મભૂમિને ત્યાગવા પછી માધવીનાં માતાપિતાનો સ્વર્ગવાસ થવાથી અને તત્પશ્ચાત્ તે ભયંકર સંકટમાં આવી પડવાથી સિંધુના જલપ્રવાહમાં પડીને આત્મહત્યા કરતાં અચાનક અહીંની પ્રખ્યાત ગાયિકા જમીલા ખાતૂનના જોવામાં આવી, તેણે માધવીને બચાવી અને ત્યાર પછી અહીં આગ્રામાં તેને લઇ આવી હતી એવા સમાચાર મારા સાંભળવામાં આવતાં હું માધવીને શોધવામાટે, જો તે પવિત્ર રહેલી હોય તો જમીલા ખાતૂનના ગૃહમાંથી તેનો ઉદ્ધાર કરવામાટે અને જો તે ભ્રષ્ટા થયેલી હોય તો તેની હત્યા કરવામાટે જ અહીં આવ્યો હતો; પણ તે વેળાયે જમીલા ખાતૂન ફતેહપુર સિક્રીમાં હોવાથી અને અહીં તમારા તેમ જ અન્ય રોગિષ્ટ જનોના ઉપચારના આવશ્યકીય

કાર્યમાટે રોકાઇ જવાથી; માત્ર એટલું જ નહિ, પણ ફતેહપુર સિક્રીમાં બાદશાહની કૃપાને મેળવવાનો પ્રસંગ પ્રાપ્ત થવા છતાં ત્યાં જમીલા ખાતૂનને મળવાનું મને યોગ્ય ન લાગવાથી અદ્યાપિ જમીલા ખાતૂનને મળવાની મારી આશાને હું પૂર્ણ કરી શક્યો નથી અને અત્યારે વળી એવી વાર્તા પણ મારા સાભળવામાં આવી છે કે માધવી અહીં ગૌહરુન્નિસા નામથી વિખ્યાત થઇ હતી અને તે બાદશાહ પાસેથી પોતાના ધર્મની રક્ષાનું વચન તથા એક લક્ષ સુવર્ણ-મુદ્રા પ્રાપ્ત કરીને પવિત્ર જીવન વીતાડવામાટે કાશીક્ષેત્રમાં પ્રયાણ કરી ગઇ છે. માધવીનો ઇત્થંભૂત વૃત્તાંત જમીલા ખાતૂનના મુખથી મારા જાણવામાં આવશે એટલે તેના ઇત્થંભૂત વૃત્તાંતને જાણી લીધા પછી માધવીને મળવામાટે મારે કાશીનો પ્રવાસ કરવાનો છે અને ત્યાર પછી મારા ગુરુદેવના દર્શનનો લાભ લેવાનો છે. નારાયણી, હું મારા હૃદયમાં લેશમાત્ર પણ કપટ ન રાખતાં તમોને સ્પષ્ટ રૂપમાં જણાવી દઉં છું કે જો જમીલા ખાતૂનની મધ્યસ્થતા કિંવા અત્યાચારિતાથી માધવી પોતાના ધર્મથી ભ્રષ્ટ થઈ હશે તો જમીલા ખાતૂન તથા માધવી ઉભયની અને જો માધવી પોતાની સ્વતંત્ર ઇચ્છાથી ભ્રષ્ટ થઇ હશે તો એકલી માધવીની હત્યા કરીને ત્યાર પછી હું પોતે આત્મહત્યા કરીને મરી જવાના; જો માધવી પવિત્ર રહી હશે અને તે અક્ષતયોનિ વિધવા હોવાથી તેની સાથે લગ્ન-સંબંધ કરવાની મારા ગુરુદેવની મને અનુમતિ મળશે તો તેની ઇચ્છાથી તેની સાથે લગ્ન કરવાના અને નહિ તો ગુરુદેવની આજ્ઞા અનુસાર યોગાભ્યાસના માર્ગમાં અગ્રગામી થવાના નિશ્ચયપર હું આવી લાગ્યો છું. અર્થાત્ મારા જીવનની ભાવિ વ્યવસ્થા સર્વથા અનિશ્ચિત હોવાથી મારી તમોને વારંવાર એ જ પ્રાર્થના છે કે મારામાં પરોવાયલા

પોતાના હૃદયને તમો પાછું વાળી લ્યો, કોઇ અન્ય પુરુષનું પોતાના પતિ તરીકે નિર્વાચન કરી લ્યો અને સંસારસુખોપભોગ વિષયક પોતાની ઇચ્છાને તૃપ્ત કરીને અંતે નિવૃત્તિપરાયણ થઇ જાઓ. તમો એક વિચારશીલા, બુદ્ધિમતી, વિવેકિની, વિદુષી, જ્ઞાનિની તથા પવિત્ર-હૃદયા વિપ્રકુમારી હોવાથી આવા પ્રસંગમાં જો સંયમશીલતાનો પરિચય નહિ કરાવો, તો પછી સાધારણ અજ્ઞ અબળાઓની તથા તમારી યોગ્યતામાં ભેદ શો વારૂ ? વિદુષી વનિતાની મહત્તા સંયમ-શીલતામાં જ સમાયલી છે એ તત્ત્વનું કદાપિ વિસ્મરણ થવા ન દો અને મને અહીંથી સત્વર પ્રયાણ કરી જવાની આજ્ઞા આપી દો; કારણ કે, એક વાર અહીં આવવાનું જે વચન મેં તમોને આપ્યું હતું તે વચનનું હું પાલન કરી ચૂક્યો છું."

"જમીલા ખાતૂન પણ એક પવિત્રચરિત્રા વારાંગના છે અને માધવી પણ પવિત્ર છે એ નિર્વિવાદ હોવાથી આપને હત્યાકાંડ તથા આત્મહત્યા કરવાનો પ્રસંગ તો પ્રાપ્ત નથી જ થવાનો એટલે માધવી સાથે લગ્ન કરવામાટે આપના ગુરુદેવ અનુમતિ આપે છે કે કેમ એટલો જ પ્રશ્ન અવશિષ્ટ રહે છે. અર્થાત્ જો આપના ગુરુદેવ માધવી સાથે લગ્ન કરવાની અનુમતિ આપને આપી દે, તો મારી અનુમતિ મેળવીને તે લગ્નસબંધ આનંદથી કરી લેજો. જો એવો જ પ્રસંગ આવી લાગશે, તો હું પોતે આપના લગ્નોત્સવમાં ઉપસ્થિત થઇને માધવી સાથે મારા પોતાના હસ્તથી જ આપનો હસ્તમેળાપ કરાવી આપીશ અને ત્યાર પછી આજન્મ બ્રહ્મચારિણી રહેવાના વ્રતને સ્વીકારી લઇશ; કારણ કે, આપ વિના આ સંસારમાંના અન્ય સર્વ પુરુષો મારા પિતા, ભ્રાતા તથા પુત્ર તુલ્ય છે એવી મેં મારા અંતઃ-કરણમાં દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે. હવે મારી એક અન્ય પ્રાર્થના

એ છે કે જો આપના ગુરુદેવ આપને માધવી સાથે લગ્ન કરવાની અનુમતિ ન આપે અને તે સાથે યોગાભ્યાસના માર્ગમાં અગ્રગામી થવાની આજ્ઞા ન આપતાં કોઇ અન્ય યુવતી સાથે લગ્ન કરી લેવાનો અને ગૃહસ્થાશ્રમ તથા વાનપ્રસ્થાશ્રમને પૂર્ણ કર્યા પછી જ સંન્યાસને સ્વીકારવાનો આગ્રહ કરે, તો તેવા પ્રસંગમાં તમારી સહધર્મિણી થવાનો સર્વથી પ્રથમ અધિકાર આપની આ અનન્યપ્રેમિકા નારાયણીનો જ છે એ કદાપિ ભૂલી જશો નહિ, કોઇ અન્ય મનોહારિણી માનિનીના મોહમાં મુગ્ધ થશો નહિ અને નિરાશાના આઘાતથી મારૂં મૃત્યું નિપજાવીને સ્ત્રીહત્યાના પાતકથી લિપ્ત થશો નહિ. જો આપનું હૃદય સર્વથા નિષ્કપટ તથા શુદ્ધ હોય, તો કરો અત્યારે અને આ ક્ષણે જ મારા સમક્ષ આ વિષયની પ્રતિજ્ઞા અને પછી આવતી કાલે જ્યાં જવાની આપની ઇચ્છા હોય ત્યાં આનન્દથી જાઓ; કારણ કે, આપની પ્રતિજ્ઞામાં મારો પૂર્ણ વિશ્વાસ હોવાથી હું આપના દર્શનની કિંવા આપના સંદેશની પ્રતીક્ષા કરતી રહીશ અને આપના નામને જપતી વિરહિણીની અવસ્થામાં મારા સમયને વીતાડતી રહીશ." નારાયણીએ નારાયણને વચનના બંધનથી બાંધી લેવામાટેનો એક નવીન પ્રસ્તાવ રજૂ કરતાં આ પ્રમાણેના ઉદ્‍ગારો કાઢ્યા.

નારાયણીના આ યોગ્યતમ પ્રસ્તાવને કોઇ પણ પ્રકારે અમાન્ય કરી શકાય તેમ ન હોવાથી નારાયણે સર્વથા નિરુપાય થઇને તેની ઇચ્છા અનુસાર પ્રતિજ્ઞા કરતાં કહ્યું કેઃ "જો તમો કહો છો તેવી જ પરિસ્થિતિ પ્રાપ્ત થશે, તો હું તમોને જ મારાં સહધર્મિણી તરીકે સ્વીકારીશ એ મારી પ્રતિજ્ઞા છે."

"તથાસ્તુ !" આ શબ્દના ઉચ્ચારથી નારાયણીએ તેની પ્રતિજ્ઞા પૂર્ણ થાય અને તેવી જ પરિસ્થિતિ આવી લાગે એવા ભાવને

દર્શાવ્યો અને ત્યારપછી મધુરહાસ્યમંડિત મુખથી તે કહેવા લાગી કે: "જુઓ, સ્વામીજી, આપ જાણે સંન્યાસી તો છો જ, પણ સ્નેહસંન્યાસી છો એટલો વિરક્ત તથા આપ વચ્ચે ભેદ રહેલો છે અને તેથી પ્રવાસમાં આપને ધનની આવશ્યકતા પડે એ સ્વાભાવિક હોવાથી મારાં માતુશ્રીની અનુમતિથી હું આ કોથળીમાં એક સો સુવર્ણમુદ્રા લાવી છું તેમને આપ પોતાની ઝોળીમાં રાખી લ્યો અને વારાણસી ક્ષેત્રમાંના અમારા એક સંબંધીના નામનું આ પત્ર પણ સંભાળીને રાખો: કારણકે, જો ત્યાં આપને કદાચિત્ વિશેષ ધનની આવશ્યકતા પડે, તો એ ગૃહસ્થ પાસેથી આપને પાંચ સો સુવર્ણમુદ્રા મળી શકશે. હું જીવિત છું ત્યાં સુધી કૃપા કરીને આપ કોઇ પણ પ્રકારના કષ્ટને ભોગવશો નહિ; કારણકે, મારા પિતાશ્રીની અગાધ સંપત્તિની હું જ એકમાત્ર ઉત્તરાધિકારિણી છું અને મારૂં જીવનસર્વસ્વ જ્યારે હું આપનાં શ્રીચરણોમાં સમર્પી ચૂકી છું તો પછી મારી સમસ્ત સંપત્તિ આપની છે એમ જ આપે માનવાનું છે." પોતા પાસેથી ધન આપવું એ અનુરાગવતી અબળાનાં લક્ષણોમાંનું એક પ્રધાન લક્ષણ મનાતું હોવાથી નારાયણીએ આ ધનદાનથી એ લક્ષણનો પણ પૂર્ણ પરિચય કરાવી દીધો.

નારાયણે કૃતજ્ઞતાદર્શક દૃષ્ટિપાત કરીને તેના હસ્તમાંથી જેમાં એક સો સુવર્ણમુદ્રા ભરેલી હતી તે રેશમની કોથળીને પોતાના હસ્તમાં લઈ લીધી અને ત્યારપછી તે સ્થિર દૃષ્ટિથી નારાયણીના હાસ્યમંડિત મનોહર મુખમંડળને જોઇ રહ્યો. નારાયણી પણ મૃદુમંજુલસ્મિતમંડિત મુખ તથા નિર્નિમેષ દૃષ્ટિથી કાષાયવસ્ત્રધારી નારાયણના વદનમંડળના અવલોકનમાં તલ્લીન થઇ ગઇ. મધ્યનિશાના સમયમાં ત્યાં એક મનોહર ચિત્ર સમાન દૃશ્યની સૃષ્ટિ દૃષ્ટિગોચર થવા લાગી.

તેઓ પરસ્પર નિરીક્ષણમાં આત્મવિસ્મૃત થઇ જતાં તેમના એ નેત્ર- મિલનના વ્યાપારમાં કેટલો સમય વીતી ગયો અને કેટલો નહિ એવું તેમને લેશમાત્ર ભાન રહ્યું નહિ. આવી અવસ્થામાં નારાયણ યોગ્ય શબ્દોમાં પોતાની કૃતજ્ઞતાનો પ્રકાશ ન કરી શકે એ સ્વાભા- વિક જ હતું; કારણ કે, તેના હૃદયમાં પડેલા નારાયણીના પ્રભાવે તેની વાચાશક્તિનો એ વેળાયે સર્વથા લોપ કરી નાખ્યો હતો.

---

## પ્રકરણ ૮ મું

## અરણ્યમાં પિશાચમન્દિર

બીજે દિવસે યમુનાસ્નાન કરીને સંન્યાસી નારાયણ પોતાના નિવાસસ્થાન પ્રતિ આવતો હતો એવામાં અચાનક ફતેહપુર સિક્રીમાં જે રાજસેવક સાથે માધવીના સંબંધમાં તેનો દીર્ઘ વાર્તાલાપ થયો હતો તે રાજસેવકને તેણે એક રાજમહાલય તુલ્ય બૃહદ્ અટ્ટાલિકાના દ્વાર પાસે બેઠેલા એક દ્વારપાલ સાથે વાર્તાલાપ કરતો માર્ગમાં ઊભેલો જોયો. તે રાજસેવકની દૃષ્ટિ પણ સંન્યાસી નારાયણપર પડતાં તેણે નારાયણને નમસ્કાર કર્યો એટલે નારાયણે તેને પૂછ્યું કેઃ "ભાઇ, તું અહીં ક્યારે આવ્યો ? શહનશાહ સલામત આગ્રામાં પધાર્યા કે શું ? જો એમ હોય, તો તો જમીલા ખાતૂનની પણ અવશ્ય આગ્રામાં પધરામણી થયેલી હોવીજ જોઇએ, કેમ ખરૂં કે નહિ ?"

સંન્યાસી નારાયણના એ પ્રશ્નના ઉત્તરમાં તે રાજસેવકે વિન- યથી જણાવ્યું કેઃ " હું આજે અરુણોદયથી પૂર્વે ફતેહપુર સિક્રીમાંથી નીકળ્યો હતો અને મારા અશ્વને અસ્તબલમાં બાંધીને એક કાર્ય-

માટે બજારમાં જતો હતો એટલામાં જમીલા ખાતૂનના આ દ્વારપાલ સાથે કાંઇક વાત કરવાને ઊભો રહ્યો અને ત્યારપછી અલ્પ સમયમાંજ અચાનક આપ આ તરફ આવતા મારા જોવામાં આવ્યા. શહનશાહ સલામત હજી બે દિવસ પછી આગ્રામાં પધારવાના છે અને જમીલા ખાતૂન તો હવે ચાર કે છ મહિના પછી જ આગ્રા નગરમાં પદાર્પણ કરશે; કારણ કે, ગઇ કાલે આપના પ્રયાણ પછી એક પ્રહર જેટલા સમયમાં જ તેઓ પોતાની ચાર પાંચ દાસીઓ તથા ચાર પાંચ દાસો સહિત શહનશાહ સલામતની આજ્ઞા લઇને બારોબાર કાશીક્ષેત્રની યાત્રામાટે પ્રસ્થાન કરી ગયાં છે. આ બૃહદ્ અટ્ટાલિકા જમીલા ખાતૂનની જ છે અને તેમના આગમન પર્યન્ત આ અટ્ટાલિકાનાં દ્વાર બંધ જ રહેવાનાં છે."

"બહુ સારૂં, ત્યારે હું પણ હવે પ્રયાણ કરીશ." નારાયણે મલિન મુખમુદ્રાથી પ્રયાણની ઇચ્છા દર્શાવી; કારણ કે, જમીલા ખાતૂનના કાશીપ્રયાણની વાર્તા સાંભળીને તેના મનમાં નિરાશાનો આવિર્ભાવ થતાં તે નિરાશાથી ઉદ્દભવેલી મલિનતાનો તેના મુખમંડળમાં પણ પ્રતિબિંબ પડવા માંડયો હતો.

"મારા યોગ્ય કાર્ય સેવા હોય તો અવશ્ય દર્શાવશો." રાજસેવકે વિવેક દર્શાવ્યો.

"પરમાત્મા તારૂં કલ્યાણ કરો !" આ પ્રમાણેનો આશીર્વાદ આપીને સંન્યાસી નારાયણ ત્યાંથી ચાલતો થઇ ગયો.

માર્ગમાં ચાલતો તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ "જમીલા ખાતૂનને તેના અહીં આવ્યા પછી મળવાની આશાથી હું આગ્રામાં રહ્યો હતો; પણ જમીલા ખાતૂન અચાનક વારાણસીની દિશામાં પ્રયાણ કરી ગયેલી હોવાથી તેમ જ નારાયણીએ પણ મને

પ્રયાણમાટેની આજ્ઞા આપી દીધેલી હોવાથી હવે એક દિવસ પણ આગ્રા નગરમાં ન વીતાડતાં મારે પણ વારાણસીની દિશામાં પ્રયાણ કરવું જોઇએ; કારણ કે, જમીલા ખાતૂનને મળ્યા પછી પણ મારે કાશીની યાત્રા તો કરવાનીજ હતી એટલે હવે જમીલા ખાતૂન તથા માધવી એ ઉભયનો કાશીમાં જ સાક્ષાત્કાર કરી શકાશે; જો તેઓ અપરાધિની સિદ્ધ થશે, તો તેઓ એક જ સ્થાનમાં હોવાથી અલ્પ પરિશ્રમથી તેમની હત્યા કરી શકાશે અને હું પોતે ગંગાના પ્રવાહમાં પડીને આત્મહત્યા કરીશ એટલે મારો પણ ઉદ્ધાર થઇ જશે. એથી વિપરીત જો તેઓ નિરપરાધની સિદ્ધ થશે તો હું તેમનું ગૌરવ કરીશ અને માધવીને ભાવિ ભયથી ઉદ્ધારી લઇશ. ત્યારપછી જેવી ગુરુદેવની આજ્ઞા મળશે તદનુસાર સર્વ વ્યવસ્થા થઇ રહેશે.” આવા પ્રકારનો નિશ્ચય કરીને તે ગોવિન્દનારાયણના શર્માના આગારમાં આવી લાગ્યો અને મધ્યાન્હભોજન કર્યા પછી ગોવિન્દ-નારાયણ, તેની પત્ની તથા તેની પુત્રી નારાયણી આદિની આજ્ઞા લઇને કાશીની યાત્રામાટે આગ્રા નગરને ત્યાગવાને તત્પર થઇ ગયો. નારાયણને આટલી શીઘ્રતાથી પ્રયાણ કરી જતો જોઇને નારાયણીના હૃદયમાં એક પ્રકારનો અસહ્ય આઘાત થયો અને તેનાં નેત્રોમાંથી હૃદ-યસ્થ શોક અશ્રુના સ્વરૂપને ધારણ કરીને બહિર્ગત થવા લાગ્યો; પરંતુ પોતાનાં અશ્રુને તેણે તત્કાળ વસ્ત્રાંચલથી લૂછી નાખ્યાં કે જેથી તે અન્ય કોઇ વ્યક્તિના જોવામાં ન આવી શકે અને કોઇના મનમાં કોઇ પ્રકારની શંકાનો ઉદ્દભવ ન થઈ જાય. નારાયણીની આ સ્થિતિ અન્ય કોઇના જોવામાં તો ન આવી; પરંતુ નારાયણનું ધ્યાન બહુ અંશે નારાયણીમાંજ હોવાથી તેણે તેની આ સ્થિતિને જોઇ લીધી અને તેથી તેના મનમાં પણ શોક થયા વિના ન રહ્યો; પરંતુ

અત્યારે આગ્રાને ત્યાગી જવા વિના અન્ય ઉપાય ન હોવાથી તેમ જ સર્વના દેખતાં નારાયણીને તેનાથી આશ્વાસન પણ આપી શકાય તેમ ન હોવાથી તે પોતાના હૃદયને વજ્ર સમાન કઠિન કરીને ત્યાંથી ચાલતો થઇ ગયો અને ક્ષણમાત્રમાં જ નારાયણીની દૃષ્ટિથી અદૃશ્ય થયો.

જમીલા ખાતૂન તથા માધવીની પવિત્રતાનાં ચારથી પાંચ અયાચિત પ્રમાણો નારાયણને મળેલા હોવા છતાં પણ તેમની પવિત્રતાનો અદ્યાપિ નારાયણના મનમાં નિશ્ચય થઇ શક્યો ન હોતો અને તેથી તેનું મન વારંવાર સાશંક થઇને અનેક પ્રકારના પ્રશ્નોને ઉપસ્થિત કર્યા કરતું હતું. એક દિવસ પ્રવાસમાં નારાયણ મનોગત કહેવા લાગ્યો કે: “જમીલા ખાતૂન કદાચિત્ અન્ય સાધારણ વારાંગનાઓ કરતાં કિંચિદ્ ઉચ્ચ કોટિની વારાંગના હોય, તો તે સંભવનીય છે; પરંતુ તે સતી સાધ્વી તો નહિ જ હોય અને તેથી માધવીની પવિત્રતાને તે અંત પર્યન્ત રક્ષવાનો પ્રયત્ન કરે એ સર્વથા અસંભવનીય છે ! વળી જમીલા ખાતૂન તેના નામાભિધાનથી મુસલ્માન જાતિની વારાંગના હોવી જોઇએ એમ સ્પષ્ટ જણાઇ આવે છે અને માધવીએ તેના ગૃહમાં અમુક વર્ષો વીતાડયાં છે, તો શું માધવીએ તેના હસ્તથી રંધાયલા કિંવા તેની મુસલ્માન બાંદીઓના હસ્તથી સિદ્ધ થયેલા અભક્ષ્ય પદાર્થોનો તથા અન્ય વસ્તુઓનો આહાર નહિ કર્યો હોય અને તેનાથી મુસલ્માન જાતિની વારાંગનાના આગારમાં પોતાના બ્રાહ્મણોચિત આચાર વિચારોને અન્ત પર્યન્ત ભ્રષ્ટતાથી અલિપ્ત રાખી શકાયા હશે? માત્ર એટલું જ નહિ, પણ માધવીએ કાશીનિવાસ કર્યો છે અને જમીલા ખાતૂન મુસલ્માન જાતિની વારાંગના હોવા છતાં મક્કા તથા મદીના શરીફની યાત્રા કરવાને

બદલે કાશીની યાત્રા કરવાને નીકળી છે એ પણ કદાપિ સમજવામાં ન આવી શકે તેવી એક મહાવિકટ સમસ્યા છે. સ્ત્રીચરિત્ર દેવને પણ અગમ્ય હોવાથી આ સ્ત્રીચરિત્રનું કોઇ એક મહાભયાનક નાટક તો નહિ ભજવાતું હોય? 'विश्वासो नैव कर्तव्यः स्त्रीषु राजकुलेषु च' એટલે કે સ્ત્રીઓ તથા રાજાઓનાં વચન તથા વર્તનમાં કદાપિ વિશ્વાસ ન રાખવો એવું જે નીતિશાસ્ત્રવેત્તાઓનું કથન છે તે કદાચિત્ સર્વાંશે સત્ય ન હોય તો સર્વાંશે અસત્ય પણ નથીજ. પતિ, પુત્ર તથા ધન આદિ પદાર્થોથી હીન પ્રમદાનું હૃદય ક્રૂરતમ થઇ જાય છે અને પોતાના એ ક્રૂરતમ હૃદયથી તે અનેક પ્રકારના અનાચારોમાં પ્રવૃત્ત થઇ જાય છે એવો એક નિયમ હોવાથી એ નિયમ સુખનાં સર્વ સાધનોથી વંચિતા માધવીના સંબંધમા પણ જો સર્વથા સત્ય સિદ્ધ થયો હોય, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે વારૂ?" સારાંશ કે, સંન્યાસી હોવા છતાં નારાયણના હૃદયમાં અત્યારે જેવી યંત્રણા થતી હતી તેવી યંત્રણા કોઇ સંસારી મનુષ્યના હૃદયમાં પણ થવાનો બહુ જ અલ્પ સંભવ હતો.

આગ્રાને ત્યાગીને વારાણસીની દિશામાં ચાલવાનો આરંભ કર્યા પછી નારાયણ કોઇ વાર યાત્રાળુઓના કોઇ સંઘ સાથે તો કોઇ વાર એકલો તેમ જ કોઇ વાર ગાડામાં તો કોઇ વાર પગે ચાલતો પ્રવાસ કરતો હતો અને માર્ગમાં જે જે ગ્રામ કિંવા ધર્મશાળામાં નિશાવાસ કરવાનો પ્રસંગ તેને પ્રાપ્ત થતો હતો તે તે ગ્રામ તથા ધર્મશાળામાં ગ્રામ્ય જનો, સંન્યાસીઓ તથા યાત્રાળુઓના મુખથી એક અદ્ભુત સંન્યાસિનીની કથા તેના સાંભળવામાં આવ્યા કરતી હતી. તે સંન્યાસિનીના કીર્તિરૂપ કુસુમનો તીવ્ર સુગંધ આવી રીતે સર્વત્ર વિસ્તરેલો હોવાથી નારાયણ જયાં જયાં જતો હતો ત્યાં ત્યાં તે સંન્યાસિનીની

જયઘોષણા વિના અન્ય ઘોષણા ભાગ્યે જ તેના સાંભળવામાં આવતી હતી. સર્વ જનો તે અદ્દભુત સંન્યાસિનીને દરિદ્ર, દુઃખી તથા વિપન્ન મનુષ્યોની નવજીવનદાયિની, સર્વ જનોની માતા, અશ્રુતપૂર્વ સ્વાર્થત્યાગિની, મહાપરોપકારિણી, ત્રિવિધતાપહારિણી, વિદ્વત્તામાં સાક્ષાત્ સરસ્વતી, પવિત્રતામાં ગંગારૂપિણી, મહાયોગિની, આત્મવિસ્મૃતા બ્રહ્માનન્દભોગિની અને કૈલાસને ત્યાગીને માનવજાતિની અબળાના રૂપથી આ ભવધામમાં અવતરેલી મહાસતી પાર્વતી દેવીના નામથી ઓળખાવતાં હતાં અને તેથી તેને 'માતાજી મહારાણી' શબ્દોથી સંબોધતાં હતાં. સતી સીતા, સતી સાવિત્રી, સતી સુકન્યા, સતી શૈવ્યા તથા સતી દમયંતી આદિ ભારતવર્ષીય પ્રાતઃસ્મરણીય સતી સન્નારીઓનાં પવિત્ર નામો પ્રમાણે એ સમયમાં 'માતાજી મહારાણી' નું નામ પણ પ્રાતઃસ્મરણીય થઇ પડ્યું હતું. સારાંશ કે, ભારતવર્ષના ઉત્તરપશ્ચિમ કિંવા વાયવ્ય પ્રદેશમાં તો એ યોગિનીએ પોતાની અપૂર્વ પવિત્રતા, અનન્ય ઉદારતા, અશ્રુતપૂર્વ અનુકંપા, અવર્ણનીય જનહિતવાદિતા તથા સમભાવયુક્ત આદર્શ પરોપકારવૃત્તિના યોગે એક પ્રકારના મહદ્ આન્દોલનને ઉપસ્થિત કરી દીધું હતું એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય હતો જ નહિ.

જો નારાયણ એ વેળાયે નિશ્ચિન્ત હોત, તો તે અદ્દભુત સંન્યાસિનીના સાક્ષાત્કારથી પોતાનાં નેત્રોની સાર્થકતા તથા તેના સંભાષણના શ્રવણથી પોતાનાં શ્રવણોની સાર્થકતા કરી લેવાનો અવશ્ય પ્રયત્ન કરત, પરંતુ અત્યારે તેના હૃદયમાં આપવીની ચિન્તાએ એટલી સીમા પર્યન્ત પોતાના અધિકારને સ્થાપી દીધો હતો કે તેથી તેનાથી અન્ય કોઇ પણ વિષયની ચિન્તાને પોતાના હૃદયમાં લેશમાત્ર

પ્રણ સ્થાન આપી શકાય તેમ ન હોતું. તેના અંતઃકરણની આવી અવસ્થા હોવાથી નારાયણે તે અદ્દ્ભુત સંન્યાસિનીની કથાને આટલી સીમા પર્યન્ત સાંભળવા છતાં પણ અસાંભળી કરી દીધી અને કેવળ એટલા વિચારથી જ પોતાના મનનું સમાધાન કરી લીધું કે: ' તે સંન્યાસિની કાશીનિવાસિની હોવાથી જો તે કાશીમાં હશે, તો અવકાશ મળતાં તેના દર્શનનો લાભ લઇ શકાશે; નહિ તો હરિની જેવી ઇચ્છા; કારણ કે, વારાણસીક્ષેત્રમાં પહોંચ્યા પછી પણ પ્રથમ જમીલા ખાતૂનને અને ત્યાર પછી માધવીને મળવાના અત્યંત આવશ્યકીય કાર્યની સમાપ્તિ કર્યા વિના મારાથી અન્ય કોઇ પણ કાર્ય કરી શકાય તેમ નથી; તો પછી પ્રથમ તે સંન્યાસિનીના સાક્ષાત્કારનો લાભ તો ક્યાંથી અને કેમ કરીને જ લઇ શકાય ?'

એક દિવસ નારાયણને એક ગ્રામમાંથી નીકળીને અન્ય ગ્રામમાં પહોંચ્યા પૂર્વે માર્ગમાં જ સંધ્યાકાળ થઇ જવાથી અને અન્ય ગ્રામ હજી લગભગ સાત ગાઉના અંતરપર હોવાથી જો અરણ્યમાં જ ક્યાંક આશ્રયસ્થાન મળી જાય, તો ત્યાં જ વિશ્રાંતિ લેવાનો અને નિશાને વીતાડી દેવાનો નારાયણના મનમાં વિચાર થવા લાગ્યો; કારણ કે, સતત પ્રવાસ કરવાથી તેની પ્રકૃતિ મંદ થઇ ગઇ હતી અને આજે તો તેણે લગભગ પંદર ગાઉનો પ્રવાસ પગે ચાલીને કરેલો હોવાથી તેનામાં વધારે ચાલવાની લેશમાત્ર પણ આય રહી ન હોતી. લગભગ તે એક ગાઉ ચાલ્યો અને વિશ્વમાં નિશાદેવીના અધિકારને સૂચવનારો અંધકાર સર્વત્ર વ્યાપી ગયો ત્યાંસુધી તો તેની ઇચ્છાનુસાર કોઇ આશ્રયસ્થાન તેના જોવામાં ન આવ્યું; પરંતુ ત્યારપછી તે જે માર્ગમાં ચાલ્યો જતો હતો તે માર્ગની ડાબી બાજૂએ બે ક્ષેત્ર જેટલા અંતરપર દીપકનો મંદ પ્રકાશ તેના જોવામાં આવ્યો

અને તેથી ત્યાં માનવનિવાસ હોવો જોઇએ તેમ જ જળાશય આદિ કોઇ વિશ્રાંતિસાધન પણ અવશ્ય હોવું જોઇએ એવી કલ્પના કરીને તે દીપકના પ્રકાશની દિશામાં તે ચાલવા લાગ્યો. અલ્પ સમયમાં જ જે સ્થાનમાં તે દીપકનો પ્રકાશ વિસ્તરેલો હતો તે સ્થાનમાં આવી લાગતાં ત્યાં એક તળાવ અને તે તળાવથી અલ્પ અંતરપર એક પુરાતન ભગ્ન ગૃહ તેના જોવામાં આવ્યું. તે દીપક એ ભગ્ન ગૃહમાં જ પ્રજ્વલિત કરાયલો હતો અને એ ભગ્ન ગૃહના દ્વારમાં એક દીન દરિદ્ર સમાન દેખાતો અને જેના સર્વ કેશો શ્વેત થઇ ગયા હતા તેવો એક વૃદ્ધ પુરુષ હુક્કાની નાળને મુખમાં ધારણ કરીને ધૂમ્રપાન કરતો બેઠો હતો. તેના શરીરપરનાં વસ્ત્રો તથા તેની લાંબી દાઢી આદિને જોતાં તે ઇસ્લામ ધર્મનો અનુયાયી તથા પઠાણ જાતિનો પુરુષ હોવો જોઇએ એવી નારાયણે તત્કાળ કલ્પના કરી લીધી. સંન્યાસી નારાયણને પોતા સમક્ષ આવેલો જોઇને તે વૃદ્ધ પુરુષે પોતાના કર્કશ તથા ગંભીર સ્વરથી પૂછ્યું કે "આપ કોણ છો અને અત્યારે રાત્રિના સમયમાં ક્યાંથી આવો છો?"

"મારાં કાષાયવસ્ત્રોથી એટલી કલ્પના તો તમો અવશ્ય કરી શક્યા હશો કે હું એક સંન્યાસી અથવા હિન્દુ ફકીર છું; આજે કરેલા પંદર ગાઉના અખંડ પ્રવાસથી થાકીને લોથ થઈ ગયો છું અને અહીંથી બીજું ગામ હજી છ કે સાત ગાઉના અંતરપર હોવાથી અને તેટલો માર્ગ કાપવાની શક્તિ અત્યારે મારાં ચરણોમાં ન હોવાથી વિશ્રાંતિ લેવાની અને અવશિષ્ટ રાત્રિને વીતાડી દેવાની આશાથી જ આ દીપકના પ્રકાશને જોઇને હું આ સ્થાનમાં આવી લાગ્યો છું. તો હવે આપને પુછવાનું એ જ કે આ સ્થાનમાં મારાથી રાત્રિ વીતાડી શકાશે અને વિશ્રાંતિનો ઉપભોગ લઈ શકાશે કેમ?"

સંન્યાસી નારાયણે પોતાના આગમનનું કારણ દર્શાવીને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો અને ત્યાર પછી તે વૃદ્ધ પુરુષના મુખથી પોતાના પ્રશ્નના ઉત્તરની આતુરતા પૂર્વક પ્રતીક્ષા કરતો તે ઊભો રહ્યો.

"તમો સંન્યાસી એટલે કે હિન્દુ ફકીર હો, મુસલ્માન ફકીર હો, ગરીબ હો કે તવંગર હો એની સાથે મારો કોઇ પણ જાતનો સંબંધ નથી; અર્થાત્ જો તમારી પાસે પૈસા હોય, તો આ મકાન પણ તમારૂં છે અને હું પોતે પણ તમારો ગુલામ છું અને તમારાં ખીસાં ખાલી હોય, તો આ મકાનમાં તમોને ઊતારો મળી શકવાનો નથી તેમ જ મારી ખિદમતગારી પણ તમોને નસીબ થવાની નથી. આ અનેક પ્રકારના વ્યાઘ્ર તથા ચીતા આદિ હિંસક પશુઓ તથા સર્પ અને વીંછી જેવા ઝેરી પ્રાણીઓથી ઉભરાઇ જતા જંગલમાં અને આ તૂટેલા મકાનમાં હું મારી જિન્દગી વીતાડી રહ્યો છું તે કેવળ પૈસા મેળવવામાટે, સંસારસાથેના સમસ્ત સંબંધને મેં ત્યાગી દીધો છે તે કેવળ પૈસા મેળવવામાટે અને ગુલામગીરીની સાંકળને ગળામાં નાખી લીધી છે તે પણ કેવળ પૈસા મેળવવામાટે; સારાંશ કે, જો તમારી પાસે જર હોય તો આ મકાનમાં પધારીને પોતાની ઇચ્છા અનુસાર મોજમજા કરો અને જો ખીસામાં જર ભર્યા વગર પધાર્યા હો, તો આ તળાવના કાંઠે પડયા રહો, પછી જીવતા રહો કે મરો." તે વૃદ્ધ પુરુષે પોતાનો પૈસાના પૂજક તરીકે સ્પષ્ટ શબ્દોમાં પરિચય કરાવ્યો અને પૈસા લીધા વિના તે ભગ્ન ગૃહમાં નારાયણને આશ્રય આપવાની ચોખ્ખી અને ચટ ના પાડી દીધી.

નારાયણ પાસે આ વેળાયે પૈસા તો જોઇએ તેથી પણ વધારે હતા એ તો આપણે જાણીએ છીએ; પરંતુ એકાકિની અવસ્થામાં પ્રવાસ કરતી વેળાયે પોતાના ધનનો ભેદ તત્કાળ કોઇને જણાવી

દેવો એ એક અતિશય ભયંકર મૂર્ખતા હોવાથી નારાયણે તેને સંબોધીને કહ્યું કે: "હજરત સલામત, આપ એ તો જાણો જ છો કે સંન્યાસીઓ તથા ફકીરો ગૃહસ્થોની ઉદારતાથી અને ભિક્ષાવૃત્તિથી જ પોતાનો જીવનનો નિર્વાહ કરતા હોય છે એટલે તેમની પાસે આવી સરા અથવા ધર્મશાળામાં રાત્રિનિવાસ કરવામાટે આપવા જેટલા પૈસા ક્યાંથી હોય વારુ ? આપનો તો એ જ ધર્મ હોવો જોઇએ કે પૈસાદારો પાસેથી સારી રીતે પૈસા લેવા અને ગરીબો તથા ફકીરોને તો ઊતારો આપવા ઉપરાંત ખાવાપીવાની સગવડ પણ મફત કરી આપવી; કારણ કે, આ સંસારમાંથી અંતે કાંઇ પણ આપણી સાથે આવવાનું નથી; જે છે તે સર્વ અહીંજ પડયું રહેવાનું છે."

"સાંઇજી, તમારા આ ઉપદેશને સાંભળવા જેટલો મને અવકાશ નથી; કારણ કે, મારે હજી મારા બે મેહમાનોની મેહમાનદારીનો બંદોબસ્ત કરવાનો છે. તમો કહો છો કે સંન્યાસીઓ તથા ફકીરો પાસે પૈસા ક્યાંથી હોય, પણ અહીં તો કેટલાક એવા સંન્યાસીઓ તથા ફકીરો કેટલીક વાર આવી લાગે છે કે જેઓ આ મકાનમાં એક રાત વીતાડવાના ભાડા તરીકે અકેકી સોનામોહોર આવતાંની સાથે જ કાઢી આપે છે; ગાંજો, ભાંગ, શરાબ, કબ્બાબ તથા બિરિયાનીની મોઢે માગી કીમત આપી દે છે અને રાત્રિના સમયમાં જે બાંદીઓ તેમની ખિદમતમાં હાજર રહે છે તે બાંદીઓને તો બબ્બે સોનામોહોરો એવા અકેકા સંન્યાસી તથા ફકીરપાસેથી એક રાતમાંજ મળી જાય છે; કારણ કે, તે બાંદીઓ તેમની દરેક જાતની ખિદમત કરવાને તૈયાર હોય છે અને જે પૈસા લે છે તે પૈસાનો ખિદમતથી બરાબર બદલો વાળી આપે છે. કેટલાક સંન્યાસીઓ, સાધુઓ તથા ફકીરો તો આવી મોજમજા કરવામાટે જ અહીં આવ્યા કરે છે અને

અત્યારે જે બે મેહમાનો આવ્યા છે તેઓ પણ આવા જ પ્રકારના મેહમાનો છે. અર્થાત્ આવા પૈસા આપનાગ મેહમાનોની મેહમાનદારીમાંથી ઊંચા આવી શકતા ન હોઇએ ત્યાં લૂખા મેહમાનોને મકાનમાં ભરીને હાતમ જેવી સખાવત કરવાને તૈયાર થઇએ, તો અમારૂં તો દીવાળું જ ફૂંકાઇ જાય. ” તે વૃદ્ધ પુરુષે પોતાના મકાનમાં મળતી સગવડોની સાધારણ વાર્તાના સ્વરૂપમાં જાહેરખબર આપીને સંન્યાસી નારાયણના મનમાં મોહ ઉપજાવી જો તે પણ એવો જ ભ્રષ્ટ સંન્યાસી હોય તો તેની પાસેથી પૈસા કઢાવવાનો આડકતરો પ્રયત્ન કર્યો.

“ ત્યારે આ મકાનમાં આપ ભાંગ, ગાંજો, ચરસ, શરાબ, કબ્બાબ તથા ખાનપાનના એવા અન્ય પદાર્થો સાથે મેહમાનોની સેવામાટે બાંદીઓને પણ તૈયાર રાખો છો કે શું ? જો આમ જ હોય, તો તો આ બંદોબસ્તમાટે થતા ખર્ચને પહોંચી વળવામાટે મુસાફિરોપાસેથી ભાડું લીધા વિના આપનો છૂટકો જ નથી. છતાં પણ જે સંન્યાસીઓ તથા ફકીરો ખુદાના ખરેખરા બંદા હોય અને પોતા પાસે પૈસા રાખતા જ ન હોય, તેમની પાસેથી ભાડું ન લેવાની અને તેમને રહેવા તથા સૂવાની સગવડ કરી આપવાની ઉદારતા તો આપે દર્શાવવી જ જોઇએ. ” સંન્યાસી નારાયણે પ્રથમ આશ્ચર્ય દર્શાવીને પછી પોતાનો યોગ્ય અભિપ્રાય દર્શાવ્યો.

“ ખાનપાનની તો અહીં એવી ઉત્તમ વ્યવસ્થા રાખવામાં આવે છે કે કોઇ અમીરના મહલમાં પણ ખાનપાનની વ્યવસ્થા અહીં જેવી નહિ હોય તેમ જ અહીં જે બાંદીઓને મુસાફિરોની ખિદમતમાટે રાખવામાં આવી છે તેમની સંખ્યા બે ચારની નહિ, પણ લગભગ બેંતાળીસની છે અને તે સઘળી સોળથી ચોવીસ વર્ષ સુધીની

ઉમ્રની જ છે; માત્ર એટલું જ નહિ, પણ એ સઘળી બાંદીઓ ખુબ્સૂરતીમાં એક એકથી આલા છે; અર્થાત્ કોઈ બહારે પરસ્તાન છે તો કોઇ ખુબ્સુરતબલા છે; કોઈ હસીન કાતિલ છે તો કોઈ ગુલ્રુખ્સાર છે; કોઈ ચિરાગે ચીન છે તો કોઇ દૂરે હિન્દોસ્તાન છે; કોઈ દૂરે અરબ છે તો કોઇ ગૌહરે ઈરાન છે; કોઇ સિતારયે તાતાર છે તો કોઇ બુલ્બુલે બીમાર છે; કોઈ માહે તમામ છે તો કોઈ શીરીંકલામ છે; કોઇ ચંગ મૃદંગ તથા સિતાર અને ગીતાર વગાડવામાં ઉસ્તાદ છે, કોઇને નાચવાનો અજીબ હુનર યાદ છે તો કોઇ ગાવામાં બેહદ આબાદ છે. ગરજ કે આ દેખાય છે તો બહારથી બિયાબાનમાંનું એક ભાગ્યું ટૂટેલું મકાન પણ આ મકાનની અંદર જઇને જોશો, તો, મારા મેહરબાન, આપની નજરને દેખાશે પરીઓની હવાઈ મજલિસ, ફસાનયે અજાયબ અથવા બહારે પરસ્તાન! આ બહારે પરસ્તાનમાં ખુદાના ખરેખરા બંદાઓનું કામ નથી; કારણ કે, ખુદાના ખરેખરા બંદા અને ખરેખરા ફકીરોમાટે શું આવી ચીજો હરામ નથી?" નારાયણના આશ્ચર્યને તેના હૃદયમાં ઉદ્ભવેલો મોહ માની લઇને તે વૃદ્ધે પોતાના મકાનમાંની બાંદીઓનાં વય તથા સૌન્દર્ય આદિની પ્રશંસા કરીને તેના મનને ચળાવવાનો દ્વિતીય વાર પ્રયત્ન કર્યો અને તે સાથે નારાયણના જોવામાં ન આવી શકે તેવી રીતે પાસેની ભીંતમાં લટકતી દોરીને એક ઝટકો માર્યો.

એ દોરીનો મકાનના આભ્યંતર ભાગમાંના એક વિશિષ્ટ કક્ષમાં લટકાવેલી એક ઘંટડી સાથે સંબંધ હોવાથી એ દોરીને ઝટકો લાગતાં જ ત્યાં ઘંટડી વાગી અને તે અમુક એક વિશિષ્ટ આજ્ઞાને સૂચવનારી હોવાથી તત્કાળ ત્યાં બેઠેલી યુવતીઓમાંની બે યુવતીઓ જ્યાં

તે વૃદ્ધ પુરુષ બેઠો હતો તે દ્વારમાં આવી લાગી અને "શું ફર્માન છે?" કહીને અદબથી ઊભી રહી ગઈ.

"જે બે મેહમાનો પધાર્યા છે તેમની ખાતિરદારીની બધી તૈયારીઓ થઈ ગઈ છે કે હજી થોડી ઘણી વાર છે?" તે વૃદ્ધે તે યુવતીઓને પૂછ્યું.

"તેઓ અત્યારે દિલારા, હુસ્નઆરા, ચમનઆરા તથા જિગરપારાની ખાતિરદારીનો સ્વાદ ચાખી રહ્યા છે અને શરાબનોશી સાથે તેમના નાચોગાનાને જોવા તથા સાંભળવામાં પોતાની હયાતીને પણ ભૂલી ગયા છે." કમરપારા નામની એક યુવતીએ આકર્ષક હાવભાવ તથા કટાક્ષપાત પૂર્વક મંજુલ સ્વરથી ઉત્તર આપ્યું

"અને જ્યારે તેઓ શરાબનોશી તથા નાચોગાનાના ઉપભોગથી ફારિગ થશે એટલે પછી દસ્તરખાનપર વિરાજીને ખાનાને ઈન્સાફ આપશે; કારણ કે, તેમના આહારમાટે પુલાવ, મુતંજન, જર્દા, બિરિયાની, કબાબ, કોરમા, મુર્ગી અને એવી જ બીજી અનેક લજીજ ગિજાઓ રંધાઈને બાવર્ચીખાનામાં તૈયાર છે; ફક્ત દસ્તરખાનપર તેમના બેસવાની જ વાર છે." નાજાં નામક દ્વિતીય યુવતીએ ખાદ્ય વસ્તુઓનાં નામોનો ચપળતાથી ઉચ્ચાર કર્યો.

"તો શું અમારે આ નવા મેહરબાન મેહમાનની ખાતિરદારી કરવાની છે અને એટલામાટે જ અમોને અહીં બોલાવવામાં આવી છે?" કમરપારાએ નારાયણપ્રતિ આકર્ષક કટાક્ષપાત કરીને તે વૃદ્ધને આ પ્રશ્ન પૂછ્યો.

"તમારી ખાતિરદારી તથા ખિદમતગારીને ખરીદવા જેટલા પૈસા આ આલા હજરતના ખીસામાં હોય એમ દેખાતું નથી અને પોતા પાસે પૈસા હોવા છતાં બખીલ હોવાથી એઓ પોતાને કંગાલ

તરીકે ઓળખાવતા હોય તો પણ ખુદા જાણે! એટલે હજી અત્યાર સૂધી તો એઓ આપણા મેહમાન થશે કે કેમ એ વાત નક્કી થઈ નથી. જો પૈસા ખર્ચવાનો એમનો વિચાર ન જ હોય, તો આ તળાવની પાળ મોટી છે એટલે તેનાપર ક્યાંક પડયા રહે અને ભલે આનન્દમંગળ કર્યા કરે!" તે વૃદ્ધે નારાયણના શિરપર દરિદ્રતા તથા કૃપણતાનો આરોપ કરી કમરપારાને સંબોધીને આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢયા.

"પણ તળાવની પાળપર પડયા રહીને ઘણાક મુસાફિરો લૂટાઇ ગયા છે અને ઘણાક મુસાફિરો મરાઈ ગયા છે તેનું કેમ?" કમરપારાએ ભય દર્શાવ્યો,

"વળી તળાવની પાળપર અને દરખ્તોની નીચે પડયા રહીને કેટલાક મુસાફિરો વાઘ તથા ચીતાના ભક્ષ થયા છે, કેટલાક સર્પના દંશથી મરી ગયા છે અને કેટલાક બહુ જ ઝેરી વીંછીઓના ડંખવાથી આ દુનિયાને હમેશાને માટે છોડી ગયા છે એ વાર્તા આ હજરત સલામતના જાણવામાં નહિ આવી હોય; કારણ કે, એઓ હિન્દોસ્તાનના કોઇ બીજા ભાગમાંથી આવેલા હોય એમ જ જણાય છે." નાજુંએ અન્ય પ્રકારની ભીતિનું દર્શન કરાવ્યું.

"જ્યારે આ જંગલમાં લૂટારા, વાઘ, ચીતા, સર્પ તથા વીંછી આદિનો આટલો બધો ભય છે તો આપ આટલાં સાધનો સહિત નિર્ભયતાથી આ જંગલમાં કેવી રીતે નિવાસ કરી શકો છો એ મારાથી સમજી શકાતું નથી." સંન્યાસી નારાયણે એક પ્રબળ શંકા દર્શાવી.

"આ જંગલ જે લુટારાની હદમાં આવેલું છે તે લુટારાના સરદારને અમારે તે અને તેના અનુયાયીઓ અમારા મકાનને ન

લૂટે એટલામાટે વર્ષે નાણાંની અમુક રકમ આપવી પડે છે તેમ જ કેટલીકવાર આ મકાનમાં તે સરદારને જિયાફત પણ આપવી પડે છે; વાઘ તથા ચીતા આ મકાનમાં આવી શકતા નથી એટલે તેમનાથી બીવાનું અમને કારણ નથી અને સપ તથા વીંછી દેખાય તો તેમને મારી નાખવામાટેનાં સાધનો અમોએ તૈયાર રાખ્યાં છે તેમ જ તેમના વિષને ઊતારવાનાં ઔષધો પણ અમારી પાસે હમેશા તૈયાર રહે છે. આટલી બધી તકલીફ ઉઠાવીએ છીએ ત્યારે જ અમારાથી આ જંગલમાં બેખૌફોખતર રહી શકાય છે, સમજ્યા કે, સાંઇજી ?" તે વૃદ્ધે આ ઉત્તરથી નારાયણની શંકાનું સમાધાન કરી નાખ્યું.

"આપનું નામ શું છે વારૂ ?" નારાયણે વૃદ્ધને પૂછ્યું.

"મારૂં નામ અબ્દુર્રહીમ પઠાન છે અને મને દૂર દૂરના લોકો 'બાદશાહે બિયાબાન' ના નામથી જ ઓળખે છે." તે વૃદ્ધે પોતાનાં બે નામો ગંભીરતાથી દર્શાવ્યાં.

"આલા હજરત અબ્દુર્રહીમ પઠાન ઉર્ફે બાદશાહે બિયાબાન," નારાયણ તેને સંબોધીને શાંત ભાવથી કહેવા લાગ્યોઃ "આપ માનો કે ન માનો, પણ હું ખુદાના ખરેખરા બંદાઓમાંનો એક બંદો અને સાચો હિન્દુ ફકીર હોવાથી આવા વિલાસ વૈભવોને હું હરામ માનું છું અને તેટલામાટે જો અત્યારે મારી પાસે પૈસા હોત, તો પણ આપના આ મકાનમાં મારાથી પ્રવેશ કરી શકાત અને રાત વીતાડી શકાત કે કેમ એની શંકા જ હતી. અમોએ પૈસા ટકા સાથેના અમારા નાતાને તોડી નાખીને ભયને કૂવામાં નાખી દીધો છે એટલે લૂટાઇ જવાનો ભય સાચા ફકીરોના હૃદયમાં હોતો જ નથી; વાઘ અને ચીતા તો અમને જોતાં અમારાં

ચરણોમાં મસ્તક નમાવીને ચાલ્યા જાય છે એટલે તેમનાથી ડરવાનું પણ કાંઇ કારણ નથી અને સર્પને તો અમો માળા તરીકે કંઠમાં ધારીએ છીએ તથા વીંછીઓને કર્ણમાં કુંડલ તરીકે ધારીએ છીએ એટલે એ પ્રાણીઓ પણ અમોને કષ્ટ પહોંચાડી શકે તેમ ન હોવાથી તળાવની પાળપર જ હું પડયો રહીશ અને પરમાત્માની કૃપાથી નિર્વિઘ્ન રાત્રિ વીતાડીને પ્રભાતમાં મારા પંથે પડી જઇશ. તમારૂં મકાન તમને અને જેઓ શયતાનખસ્લત ઇન્સાન હોય તેમને જ મુબારક!"

નારાયણ એક તો પ્રથમ થાકેલો જ હતો અને તેમાં વળી આ દીર્ઘ સમય પર્યન્ત ઊભા રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થવાથી તેના પગો કંપવા લાગ્યા હતા અને પગોમાં જાણે રસ ઉતરતો હોયની! એવો ભાસ થવા લાગ્યો હતો એટલે આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ તે રૂપવતી યુવતીઓ પ્રતિ દૃષ્ટિપાત ન કરતાં અને તે વૃદ્ધના ઉત્તરની વાટ ન જોતાં ત્યાંથી તળાવની દિશામાં ચાલતો થઇ ગયો. તેના સદ્‌ભાગ્યવશાત્ રાત્રિ શુકલપક્ષની હોવાથી અને અત્યારે આકાશમાં ચંદ્રનો ઉદય થયેલો હોવાથી તળાવની પાળ, તળાવમાંનું જળ તથા તળાવની આસપાસ વિસ્તરેલી વૃક્ષરાજી આદિ તેને સ્પષ્ટ દૃષ્ટિગોચર થતાં હતાં. વનમાં યથેચ્છ વિહરતો વાયુ તળાવની પાળને વાળી ઝાડીને સાફ રાખવાનું કામ બજાવતો હોવાથી વિશાળ પાષાણોની બાંધેલી પાળ જાણે હમણાં જ વાળીને સાફ કરી હોયની! તેવી દેખાતી હતી અને તળાવમાં ઉતરવામાટેના જે કેટલાક ઘાટો બાંધવામાં આવ્યા હતા તે ઘાટોના ઉપરિભાગમાં મનુષ્યોના બેસવામાટે પાષાણનાં વિશાળ આસનો પણ બનાવેલાં હતાં એટલે તેવા એક ઘાટપરના એક પાષાણાસનપર નારાયણ પોતાની ઝોળીને ઉતારીને તથા દંડ અને

કમંડલુ રાખીને પ્રથમ થોડી વાર બેઠો અને ત્યારપછી તળાવમાંથી કમંડલુમાં જળ ભરી લાવી તે જળના પાનથી પોતાની તૃષાનું નિવારણ કરીને ઝોળીમાંથી વ્યાઘ્રચર્મ કાઢી તેને પાથરીને નિદ્રાધીન થવાની તૈયારી કરવા લાગ્યો. અલ્પ સમયમાં જ તે નિર્જન વનમાં તળાવની પાળપર નિદ્રાધીન થઈ ગયો.

ત્યારે શું એ અરણ્યગત ભગ્ન ગૃહના વૃદ્ધસ્વામી અબ્દુર્રહીમ અથવા વનના રાજા તથા તેની યુવતી બાંદીઓના કથન અનુસાર આપણી પ્રસ્તુત નવલકથાનો નાયક સંન્યાસી નારાયણ અત્યારે લુટારા, વાઘ, ચીતા, સર્પ તથા વૃશ્ચિકોના ભયનો જ્યાં વિસ્તાર હતો તેવા ભયાનક અરણ્યમાં જ નિદ્રાધીન થયેલો હતો? આ પ્રશ્નનું ઉત્તર આપણને નારાયણના ગમન પછી અબ્દુર્રહીમ તથા તેની યુવતી બાંદીઓ વચ્ચે થયેલા વાર્ત્તાલાપમાંથી જ મળી જવાનો સંભવ હોવાથી એમાટેના ભિન્ન વિવેચનની આવશ્યકતા નથી.

નારાયણ તે મકાનમાં રહેવાની અનિચ્છા દર્શાવીને તળાવની દિશામાં ચાલ્યો ગયો એટલે અબ્દુર્રહીમ પોતાની તે યુવતી બાંદીઓને સંબોધીને કહેવા લાગ્યો કેઃ " અત્યારે અચાનક આવી ચઢેલો આ સંન્યાસી ખુબ્સુરત, નૌજવાન તથા ધટ્ટોકટ્ટો હોવાથી મારી તો એવી જ માન્યતા હતી કે એની પાસે જરૂર પાંચ પચીસ સોનામોહોરો હશે અને આપણને સારો તડાકો પડી જશે; પણ આ તો સાવ લૂખો નીકળ્યો અને તેથી જ ચાલ્યો ગયો; કારણ કે, જો એની પાસે પૈસા હોત, તો એ આપણા શયતાની ચક્કરમાં સપડાયા વિના કદાપિ રહેત નહિ. "

પરંતુ કમરપારા તે વૃદ્ધના એ વાદનો પ્રતિવાદ કરતી કહેવા લાગી કેઃ " મારી માન્યતા આપની માન્યતાથી સર્વથા ભિન્ન છે.

અને તે એ કે એ સંન્યાસીપાસે પૈસા નથી એમ નથી; પણ ખુબ્સુરત, નૌજવાન તથા ધટ્ટોકટ્ટો હોવા છતાં એ ખરેખરો સંન્યાસી હોવાથી જ આપણા મકાનમાં આવતાં અચકાયો છે અને મારી આ માન્યતા સર્વાંશે સત્ય હોવાનું પ્રબળ પ્રમાણ એ જ છે કે જે લુટારા, વાઘ, ચીતા, સર્પ તથા વીંછી આદિનાં નામ સાંભળતાં જ સાધારણ મનુષ્યો ભયભીત તથા ગર્ભગળિત થઇ જાય છે તે લુટારા, વાઘ, ચીતા, સર્પ તથા વીંછીનાં નામો એ સંન્યાસીના મનમાં નામમાત્રને માટે પણ ભીતિને ઉપજાવી શક્યાં નથી અને એ હિંમત બતાવીને મર્દાનગીથી તળાવની પાળપર સૂવાને ચાલ્યો ગયો છે."

"મને પણ એમ જ દેખાય છે કે આ સંન્યાસી બીજા વેશધારી સંન્યાસીઓ તથા બદમાશ ફકીરો પ્રમાણે આપણા જાળમાં ફસાઇ જાય તેવો ભોળો શિકાર નથી અને તેથી એની આશા હવે આપણે છોડી જ દેવી જોઇએ." નાજુએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"જો એ સંન્યાસી પાસે પૈસા હોય, તો તો આપણે એનું ખૂન કરીને પણ એના પૈસાને આપણા પોતાના કરી લેવામાટેની આપણાથી બનતી કોશિશ કરવી જ જોઇએ; કારણ કે, પૈસાદાર શિકાર આપણા હાથમાંથી આવી રીતે છટકી જાય, તો આપણી આ જંગલમાં વસવાની તકલીફ વ્યર્થ ગયેલી જ કહી શકાય." પૈસાનું નામ સાંભળતાં જ બુઢ્ઢા અબ્દુર્રહીમની આંખો લાલચોળ થઇ ગઇ અને તેણે ખૂનપર આવી જઇને આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢ્યા.

"પણ તે દિવસે પેલા સૌદાગરને મારી નાખવાથી આપણને જેવી રીતે એક હજાર અશરફીઓ અને કેટલાક કીમતી ઘરેણાં મળ્યાં હતાં તેવો ડલ્લો કાંઇ આ ફકીરને મારી નાખવાથી આપણને મળવાનો નથી; કારણ કે, એ સંન્યાસી પાસે કાં તો કાંઈ હશે જ

નહિ અને કદાચિત્ હશે તો પણ માગી ભીખીને ભેગી કરેલી પાંચ પચાસ અશરફીઓ હશે એટલે તેટલામાટે એક ઇન્સાનની જાન લેવી એ મને તો ઠીક નથી લાગતું." નાજાંએ માનવહત્યાના સંબંધમાં પોતાનો નમ્ર વિરોધ મંજુલ શબ્દોમાં દર્શાવ્યો.

"નાજાં, તું આવી ગાંડી ક્યાં સુધી રહીશ વારુ? આજે પેલો માહીગીર આઠ ગાઉપરથી ઉપાડી લાવીને એક ટોપલો ભરીને માછલાં આપણને આપી ગયો છે તેની આપણે શી કીમત આપી છે?" અબ્દુર્રહીમે પૂછ્યું.

"ચાંદીના સિર્ફ ચાર દીનાર." નાજાંએ કહ્યું.

"અને તે ટોપલામાં માછલાં કેટલાંક હશે વારુ?" અબ્દુર્રહીમે દ્વિતીય પ્રશ્ન પૂછ્યો.

"નાનાં મોટાં મળીને લગભગ એક હજાર." નાજાં બોલી.

"જ્યારે એક માહીગીર ચાંદીના સિર્ફ ચાર દીનારમાટે હજાર માછલાંની જાન લઇ નાખે છે તો પછી પાંચ પચીસ અશરફીમાટે આપણે જો એક ઇન્સાનની જાન લઇ નાખીએ તો તેમાં ગયરવાજિબ શું છે વારુ? પાંચ કે પચીસ અશરફી કેમ અને કેવી મુશ્કિલાતથી પયદા કરી શકાય છે એ તું જાણે છે ખરી કે? અશરફીમાટે હું દોજ઼ખ઼માં જવાને પણ તૈયાર છું તો પછી આ ખૂન કરવું એ કાંઇ મોટી વાત નથી. અશરફીમાટે આ હાથોએ ઘણાં ખૂન કરી નાખ્યાં છે એટલે આ ખૂનથી તે ખૂનોની સંખ્યામાં એકનો વધારો થશે; કાંઇ આ એક ખૂન ન કરવાથી નસીબમાં લખાયલો નરકવાસ ટળી જશે?" અબ્દુર્રહીમે માછલાંના દૃષ્ટાંતથી પોતાના હત્યા વિષયક તત્ત્વજ્ઞાનને સિદ્ધ કરી બતાવ્યું.

"એ સંન્યાસીને આપણે આ જંગલમાં જે લુટારા, વાઘ,

ચીતા, સર્પ તથા વીંછી આદિ હોવાની વાર્તા કહી હતી તે આપણી વાર્તા ખોટી હોવા છતાં પણ સાચી જ છે; કારણ કે, જન્નતનશીન શાહનશાહ અકબર તથા મૌજૂદા બાદશાહ જહાંગીરશાહના પ્રબંધથી આ અને આવાં બીજાં જંગલોમાં વાઘ, ચીતા, સર્પ તથા વીંછીઓનો તો સફાયો થઇ ગયો છે; પણ તેમની જગ્યાએ બરાબર આપ જેવા વાઘ તથા ચીતા અથવા સર્પ અને વીંછીઓ હજી હયાત છે. ઓહ, ઇન્સાન પણ એક કેવી બુરી બલા છે કે ઘણીક વાર જે કામ કરતાં વાઘ તથા ચીતા જેવા ફાડી ખાનારાં જંગલી જાનવરો પણ અચકાય છે તે કામ ઇન્સાન પોતાના હકીર મતલબમાટે બેધડક કરી નાખે છે!" નાઝાંએ માનવજાતિની ભયંકરતાને વ્યક્ત કરી બતાવી.

"નાઝાં, તારૂં દિલ પરવરદિગારે મીણ જેવું નર્મ બનાવ્યું છે એટલે ધર્મ તથા અધર્મના વિચારરૂપ અગ્નિનો સહજ સ્પર્શ થતાં જ તે પીગળવા મંડી જાય છે; પણ જો આ દુનિયામાં આઝાદી તથા અમનચમનથી તારે રહેવું હોય, તો પોતાના દિલને સખ્ત કરવાની કોશિશ કર; કારણ કે, જન્નત અને જહન્નમ એ બધી કહેવાની વાતો છે; દૌલત એટલે જન્નત છે અને ગરીબી દોજ઼ખ છે. આ કારણથી જ એક કવિએ કહ્યું છે કે:—

'મુઝકો માલૂમ હય્ જન્નતકી હકીક઼ત, લેકિન;
દિલકે ખ઼ુશ કરને કો, સાહબ, યે ખ઼િયાલ અચ્છા હય્!'"

આ ઉદ્ગારો કાઢીને શયતાનના અવતાર વૃદ્ધ અબ્દુર્રહીમે નાઝાંને હુકમ ફર્માવ્યો કે: "આજ સુધી તો તારી પાસે મેં આવું કોઈ સખ્ત કામ નથી કરાવ્યું; પણ હવે તને આવાં કામોની તાલીમ આપવાની બહુ જ સખ્ત જ઼ુરૂરત હોવાથી આજે એકલી જ

તળાવ પર જવાનું અને જે મુસાફિર હિન્દુ ફકીર આજે અડધી રાત થઇ જવા પછી મારા ખંજરનો શિકાર થવાનો છે તે ફકીર કઇ જગ્યામાં સુતેલો છે, સુઇ ગયો છે કે જાગે છે અને તેણે પોતાની ઝોળી ક્યાં તથા કેવી રીતે રાખેલી છે એની બરાબર તપાસ કરી આવવાનું કામ હું અત્યારે તને જ સોંપું છું. તળાવ અને તેની આસપાસની જમીનની તું જાણીતી હોવાથી અને રાત અજવાળી હોવાથી આ કામ કરી આવતાં તને કોઇ પણ જાતની અડચણ આવે તેમ નથી. હું જમવામાટે અંદર જાઉં છું એટલી વારમાં તું આ કામ કરીને ઉતાવળથી પાછી આવી લાગજે."

"આપનું ફર્માન મારા માથાપર અને મારી આંખોપર છે." આ શબ્દોથી પોતાની આજ્ઞાધીનતાને દર્શાવીને નાજું પોતાને સોંપાયલા કાર્યની પૂર્તિમાટે તત્કાળ ત્યાંથી બહિર્ગત થઇને તળાવની દિશામાં ચાલતી થઇ ગઇ.

અબ્દુર્રહીમ રાક્ષસ સમાન આહાર કરનારો હોવાથી અને ભોજનને ન્યાય આપવા પૂર્વે મદિરાપાનમાં પણ તેનો બહુ સમય વીતતો હોવાથી એક પ્રહર જેટલા સમયથી પૂર્વે તે ભોજનકાર્યથી નિવૃત્ત થાય તેમ ન હોતું એ નાજું સારી રીતે જાણતી હતી અને તેથી શીઘ્રગતિથી ન ચાલતાં તે શાંત ચિત્ત તથા મંદગતિથીજ તળાવની દિશામાં અગ્રેસર થતી જોવામાં આવતી હતી. તે આવીરીતે મંદગતિથી ચાલતી હતી તેનું એક અન્ય કારણ પણ હતું અને તે એ કે અત્યારે તેના મનમાં અનેક પ્રકારના પરસ્પર વિરોધી વિચારોનો આવિર્ભાવ થવા માંડયો હતો. એ વિચારોના પરિણામે તે માર્ગમાં ચાલતી મનોગત કહેવા લાગી કેઃ—

"મેં અત્યારે કયા કાર્યના ભારને મારા મસ્તકપર ઉપાડી

લીધો છે? એક નિર્દોષ પ્રવાસી અને ધર્મશીલ સંન્યાસીનાં નિદ્રાસ્થાન તથા નિદ્રાધીનતાને જાણી લેવાના કાર્યના ભારને જ કે નહિ? અને તે શામાટે? જો તે સંન્યાસીનું નિદ્રાસ્થાન જાણવામાં આવી જાય, તો શયતાનજાદા અબ્દુર્રહીમને તેને શોધવામાટેનો પરિશ્રમ લેવો ન પડે અને તે નિદ્રાધીન થઇ ગયો હોય, તો તેવીજ અવસ્થામાં તેને મારી નાખીને અબ્દુર્રહીમ તેની ઝોળીમાં જે કાંઈ પણ હોય તે હસ્તગત કરી લે, એટલામાટે? પરંતુ માનવહત્યા જેવા ઘોરતમ પાતકમાં સહાયતા આપવાથી મારૂં શું કલ્યાણ થવાનો સંભવ છે વારૂ? એ જ કે આ અરણ્યમાં નીચ નારીઓના સહવાસમાં જન્મ વીતાડવો, અબ્દુર્રહીમના ધનભંડારને ભરવામાટે જ્યાં સુધી રૂપ તથા યૌવન અવિચળ છે ત્યાંસુધી વેશ્યાવૃત્તિ તથા નિર્લજ્જતાને સ્વીકારીને પવિત્રતાનો વિક્રય કર્યા કરવો, અબ્દુર્રહીમના પોતાના અત્યાચારોને પણ સહન કર્યા કરવા, જો પ્રૌઢાવસ્થા આવતાં સૂધી જીવિત રહી શકાય તો એક ગુલામડી તરીકે રાંધવાનું, પાણી ભરવાનું, વાળવા ઝાડવાનું અને યુવતીઓનાં ચરણ ચાંપવાનું કામ કરી પેટના ખાડાને ભરતાં રહેવું અને નહિ તો કોઇ ભયંકર રોગના પરિણામે કૂતરીના મોતે મરી જવું. મરી જવા પછી પણ એ જ અવસ્થા કેઃ 'મર ગયે મરદૂદ જિન્કા ફ઼ાતિહા ન દરૂદ!' આ મારા ભાવિ કલ્યાણની રૂપરેખા! જે યુવતીઓને પરમાત્માએ બુદ્ધિ તથા વિચારશક્તિ નથી આપી તેઓ ભલે અબ્દુર્રહીમને ફ઼રિશ્તો તથા તેના મકાનને જન્નત માનતી રહે; પણ મને તો અબ્દુર્રહીમ સાક્ષાત્ શયતાન તથા તેનું મકાન દોજખના નમૂના જેવું જ દેખાયા કરે છે અને તેથી આવાં પાપકર્મોમાં મારા હૃદયની સંલગ્નતા સ્વાભાવિક જ નથી થતી! ત્યારે અત્યારે હવે મારે શું કરવું?..........."

પોતાના મનમાં ઉદ્દભવેલા આ પ્રશ્નનું ઉત્તર તે પોતાના હૃદય પાસેથી મેળવી શકે તેટલામાં તો તે જે ઘાટના ઉપરિભાગસ્થ પાષાણાસનપર સંન્યાસી નારાયણ નિશ્ચિન્તતા તથા નિર્ભયતાથી શાંત નિદ્રામાં પડયો હતો તે ઘાટ સમક્ષ આવી લાગી; કારણ કે, તે ભગ્ન ગૃહથી તળાવપર આવતાં સર્વથી પ્રથમ એ જ ઘાટ આવતો હતો અને તેથી નારાયણ ત્યાં જ નિદ્રાધીન થયો હતો. નાજું પણ પ્રથમ એ જ ઘાટપર આવી લાગી અને તેથી નિદ્રાધીન નારાયણ તત્કાળ તેના જોવામાં આવી ગયો. કેટલાક સમય પર્યન્ત નિદ્રિત નારાયણના મનોહર તથા પ્રશાંત મુખમંડળનું અવલોકન કર્યા પછી તે મનોગત કહેવા લાગી કેઃ—

“આ સંન્યાસીનું મુખમંડળ છે કે અત્યારે આકાશમાં ઉદય પામેલા ચંદ્રની સ્પર્ધા કરવામાટે આ સંસારરૂપ આકાશમાં ઉદય પામેલા મનુષ્યરૂપ કોઇ એક અન્ય ચંદ્રનું મહામનોહર વદનમંડળ છે! અત્યાર સુધીમાં કોઇ પણ યુવકનું આવું શાંત તથા અશ્રુતપૂર્વ મનોહર મુખમંડળ મારા જોવામાં આવ્યું નથી. પરમાત્માએ પોતાના હસ્તથી અવકાશના સમયમાં ઘડેલી આવી રમણીય પુરુષપ્રતિમા એક દુષ્ટાત્માના હસ્તથી અલ્પ સમયમાં જ ખંડખંડ થઈ જવાની છે એ વાર્તા મારા જાણવામાં હોવા છતાં પણ આ મહાકમનીય સજીવન પુરુષપ્રતિમાનો નાશ થવા દેવો એ શું મારૂં મનુષ્યત્વ કહી શકાય? કદાપિ નહિ. પણ આ પુરુષના પ્રાણને રક્ષવાનો પ્રયત્ન કરતાં મારા પોતાના પ્રાણ ભયમાં આવી પડશે તેનું કેમ? આને એક વાર જગાડું તો ખરી; પછી આ વિષયનો નિર્ણય કરી લેવાશે; કારણ કે, હજી વિપુલ સમય મારા અધિકારમાં છે.”

આવા પ્રકારના નિશ્ચયપર આવીને નાજું સંન્યાસી નારાય-

ણુને જગાડવામાટે તેનાં ચરણ ચાંપવા લાગી. નાઝાંના કોમળ હસ્તોનો પોતાનાં ચરણોને સ્પર્શ થતાં જ નારાયણની નિદ્રાનો ભંગ થઈ ગયો અને તે નાઝાંને આશ્ચર્યસ્તંભિત દૃષ્ટિથી જોઇ રહ્યો. નાઝાં પણ તેને સ્થિર દૃષ્ટિથી જોઇ રહી.

## પ્રકરણ ૯ મું

## મૃત્યુના મુખમાં

“દેવી, તમો કોણ છો ? હું સંન્યાસી હોવા છતાં મારાં ચરણોને હસ્તસ્પર્શ કરી તમોએ મારી નિદ્રાનો શા કારણથી ભંગ કર્યો છે અને આવા નિશાકાળમાં તથા આવા નિર્જન અરણ્યમાં તમારા આગમનનું પ્રયોજન શું છે, તે કૃપા કરીને દર્શાવશો ?” અંતે નારાયણે પાષાણાસનપર બેઠા થવા પછી મૌનનો ભંગ કરી તે યુવતીને આશ્ચર્યદર્શક ભાવથી આ પ્રશ્ન પૂછ્યો.

“હું દેવી નહિ, પણ ઇન્સાનના નામથી ઓળખાતા એક જીવતા શયતાનના પંજામાં સપડાયલી અને દોઝખના રાસ્તાની મુસાફિરા થવાની તૈયારીપર આવી લાગેલી એક બદનસીબ ઓરત છું. આ જગ્યામાં આરામથી સૂઈ રહેવામાં જે સમય જાય છે તેમાં આપની હત્યા થવાનો સંભવ હોવાથી આપને કાળના મુખમાંથી બચાવી લેવામાટે અને મારી ઇન્સાનિયતના ફર્જને અદા કરવામાટેજ અત્યારે મારે આ સ્થાનમાં આવવું પડ્યું છે અને આપને લાચારીથી જગાડવા પડયા છે.” નાઝાંએ ગંભીર ભાવ તથા ગંભીર સ્વરથી નારાયણના પ્રશ્નોના ઉત્તર તરીકે આ વાક્યો ઉચ્ચાર્યાં.

" મારી, એક સર્વસંગપરિત્યાગી સંન્યાસીની હત્યા થવાનો સંભવ છે ? કોના હસ્તથી અને શામાટે ? " નારાયણે અધિક આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

" જે બુઢ્ઢા અબ્દુર્રહીમે આ બિયાબાનમાંના પોતાના મકાનમાં પૈસાના અભાવે આપને આશ્રય નથી આપ્યો તેના અથવા તેના નોકરોના હસ્તથી જે સમય જાય છે તેમાં આપની હત્યા થવાનો સંપૂર્ણ સંભવ છે અને તે બીજા કશામાટે નહિ, પણ કેવળ પૈસામાટે; કારણ કે, આપની ઝોળીમાં અવશ્ય પૈસા હોવા જ જોઇએ એવો આપના જવા પછી તે શયતાનના મનમાં સંશય ઉત્પન્ન થયો છે અને તેથી તેણે આપને મારી નાખીને આપના પૈસા લુટી લેવાનો દૃઢ નિશ્ચય કરીને આપની તપાસ કરી આવવામાટે જ મને અહીં મોકલી છે. " નાજુંએ શાંત ચિત્તથી ઉત્તર આપ્યું.

" ત્યારે તમો પણ એ અરણ્યભવનનાં જ નિવાસિની છો કે શું ? " નારાયણે વિસ્ફારિત નયનોથી પૂછ્યું.

" આપ આટલી વારમાં જ મને ભૂલી ગયા કે શું ? આપ જે વેળાયે તે શયતાન સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા તે વેળાયે જે બે યુવતીઓ તે શયતાનની હામાં હા મેળવતી ઊભી હતી તેમાંની એક યુવતી આપની આ સેવિકા જ હતી. " નાજુંએ પોતાનો પરિચય કરાવ્યો.

" ત્યારે તે વૃદ્ધ પુરુષે અને તમારી સંગિની અન્ય યુવતીએ આ અરણ્યમાં લુટારા, વાઘ, ચીતા, સર્પ તથા વીંછી આદિના ભયની જે કથા સંભળાવી હતી તે કથા સત્ય હતી કે અસત્ય ? " નારાયણે વિચાર કરીને પૂછ્યું.

" તે કથા સત્ય પણ હતી અને અસત્ય પણ હતી; કારણ કે,

તે બુઢ્ઢો શયતાન અને તેના નોકરો આ જંગલના લુટારા, વાઘ તથા ચીતા હોવાથી અને તેના મકાનમાં વસતી યુવતીઓ સર્પ તથા વીંછીની ગરજ સારતી હોવાથી તેમની એ કથા સર્વથા સત્ય હતી અને આ જંગલમાં બીજા લુટારા, વાઘ, ચીતા, સર્પ તથા વીંછીનો ત્રાસ ન હોવાથી જો એ દૃષ્ટિથી જોવામાં આવે, તો તેમની એ કથા સર્વથા અસત્ય અને અસત્ય જ હતી." નાજાંએ આ ઉત્તરથી નારાયણને ત્યાંની યથાર્થ પરિસ્થિતિનું જ્ઞાન કરાવી દીધું.

"ત્યારે હું અત્યારે અને આ ક્ષણે જ મારા પ્રાણની રક્ષા-માટે અહીંથી પલાયન કરી જાઉં એ જ તમારો ઉપદેશ છે કે કેમ ?" નારાયણે આતુરતાથી પૂછ્યું.

"નહિ; કારણ કે, જો આપ અહીંથી પલાયન કરી જશો, તો તે શયતાન પાસે દશ હટ્ટા કટ્ટા હબ્શીઓ અને દશ શીઘ્રગામી અશ્વો તૈયાર હોવાથી ચારે દિશામાં તે પોતાના ઘોડેસવાર હબ્શી-ઓને દોડાવશે, તેઓ આપને એક કે બે ગાઉના ફાસલાપર પકડી પાડશે અને તમારી પાસે જે કાંઈ પણ હશે તે લૂટી લઇને તમારી હત્યા કરી તમારી લાશને જંગલના કોઈ એવા સ્થાનમાં દફનાવી દેશે કે તમારી હત્યાનો કોઇને કદાપિ પત્તો મળી શકશે નહિ." નાજાંએ પલાયન કરવાની ચોખ્ખી ના પાડી દીધી.

"તો પછી બચવાનો બીજો શો ઉપાય છે ?" નારાયણે આતુરતાથી પૂછ્યું.

"જો આપનો મારામાં અને મારા વચનમાં વિશ્વાસ બેસતો હોય, તો મારી સાથે આવો; કારણ કે, આ તળાવની આસપાસ તથા આ અરણ્યમાં એવાં અનેક ગુપ્ત સ્થાનો છે કે તેમનામાંના કોઈ પણ એક ગુપ્ત સ્થાનમાં હું આપને પહોંચાડી દઇશ એટલે પછી

તે બુઠ્ઠા શયતાનને કે તેના હબ્શી ગુલામોને તો શું, પણ તેમના બાપ દાદાને પણ આપનો પત્તો મળી શકવાનો નથી." નાજૂએ નારાયણને પ્રાણરક્ષાનો ઉપાય દર્શાવ્યો.

"જ્યારે તમો આ તળાવની આસપાસનાં તથા આ અરણ્યમાંનાં ગુપ્ત સ્થાનોનું આટલી સીમા પર્યન્ત જ્ઞાન ધરાવો છો તો શું તેઓ આ અરણ્યના નિવાસી હોવા છતાં એ ગુપ્ત સ્થાનોથી સર્વથા અજ્ઞ હશે ? અને જો તેઓ પણ એ ગુપ્ત સ્થાનોના જ્ઞાતા હોય, તો એવા કોઈ પણ ગુપ્ત સ્થાનમાં તમો મને લઇ જાઓ, તો ય ત્યાં મારૂં જીવન સુરક્ષિત તથા નિર્ભય નથી એ સર્વથા નિર્વિવાદ છે. અર્થાત્ જે પ્રયત્નની નિષ્ફળતા પ્રત્યક્ષ દેખાય છે તે પ્રયત્ન આચરણીય નથી." નારાયણે પોતાની એક પ્રબળ શંકા દર્શાવી.

"આપની આ શંકા સર્વથા વ્યર્થ તથા અકારણ છે;" નાજૂ નારાયણની શંકાને નિવારવાનો યત્ન કરતી કહેવા લાગી: "કારણ કે, એ અનેક ગુપ્ત સ્થાનોમાંના એક પણ ગુપ્ત સ્થાનનો ભેદ અદ્યાપિ તે પિશાચોના જાણવામાં આવી શક્યો નથી. હવે આપ કદાચિત્ એવી બીજી શંકા દર્શાવશો કે 'ત્યારે આ ભેદ મારા જાણવામાં કેવી રીતે આવી શક્યો ?' તો આ ભેદ મારા જાણવામાં કેવી રીતે આવી શક્યો છે એ કથા હું આપને સંભળાવું છું. આજથી પાંચેક વર્ષ પૂર્વે જ્યારે અબ્દુર્રહીમના હબ્શી ગુલામો મને બળાત્કારે અહીં ઉપાડી લાવ્યા હતા તે સમયમાં આ તળાવના કિનારાપર એક સો વર્ષના વયનો ફકીર વસતો હતો; હું કોઇ કોઇવાર તેને ખાવાનું આપી જતી હતી, તેના માટે પાણી ભરી લાવતી હતી અને જો કોઇ વાર તેની તબીયત સારી ન હોય તો તેની સેવા શુશ્રૂષા પણ કરતી હતી; કારણ કે, હું નવી આવેલી હોવાથી અબ્દુર્રહીમ મને

એ ફકીરની સેવાથી રોકતો ન હોતો અને મને એ સ્વતંત્રતા આપવામાં મારા મનને પોતા તરફ વાળવાનો જ તેનો ઉદ્દેશ સમાયલો હતો. મારી સેવા સુશ્રૂષાથી પ્રસન્ન થઇને તે ફકીરે મને આ તળાવની આસપાસનાં તથા આ અરણ્યમાંનાં અનેક ગુપ્ત સ્થાનો બતાવ્યાં હતાં અને એ ગુપ્ત સ્થાનોનો ભેદ કોઇને પણ ન દર્શાવવાનું તથા સંકટના સમય વિના અન્ય સમયમાં એ સ્થાનોમાં ન જવામાટેનું મારી પાસેથી વચન લઇ લીધું હતું. આજથી એક વર્ષ પૂર્વે તે ફકીરનો સ્વર્ગવાસ થયો હતો એટલે અત્યારે હવે આ ભેદને જાણનારી મારા વિના અન્ય કોઈ પણ વ્યક્તિ આ સંસારમાં અસ્તિત્વ ધરાવતી નથી. તે ફકીરે મને માત્ર એ ગુપ્ત સ્થાનોજ બતાવ્યાં છે એમ નથી; કિન્તુ ચાર સ્થાનોમાં તો ભૂમિમાં દાટેલા અગાધ ધનભંડારો પણ મને બતાવ્યા છે અને જો ભવિષ્યમાં અનુકૂલ પરિસ્થિતિ પ્રાપ્ત થાય તો એ ધનનો પુણ્ય તથા પરોપકારનાં કાર્યોમાં વ્યય કરવાની પણ તેણે મને આજ્ઞા આપેલી છે. પણ એવી અનુકૂળ પરિસ્થિતિ જ્યારે પ્રાપ્ત થાય ત્યારે ખરી; કારણ કે, અત્યારે તો હું અબ્દુર્રહીમની એક બાંદી અથવા ગુલામડી છું અને આ જંગલમાં એક કયદીની હાલતમાં મારા દિવસો વીતાડી રહી છું એટલે મારાથી તે ફકીરની એ આજ્ઞાનું લેશમાત્ર પણ પાલન કરી શકાય તેમ નથી. અસ્તુઃ એ ગુપ્ત ધનભંડારની તો પરમેશ્વરની ઇચ્છા અનુસાર વ્યવસ્થા થઇ રહેશે; પણ હવે વાતોમાં વીતાડવા જેટલો સમય આપણી પાસે ન હોવાથી આપ સત્વર જે નિશ્ચયપર આવવાનું હોય તે નિશ્ચયપર આવી જાઓ અને પોતાના જીવનની રક્ષામાટે કટિબદ્ધ થાઓ."

પ્રથમ તો નારાયણના મનમાં એ યુવતીના સંબંધમાં એવા સંશયનો ઉદ્ભવ થયો હતો કેઃ 'તે વૃદ્ધ પિશાચ પોતાના હબ્શી

ગુલામો સાથે કોઇ ગુપ્ત સ્થાનમાં આગળથી જ પહોંચી ગયો હશે અને ત્યાંજ મારી હત્યા કરી નાખવાના વિચારથી આ રમણીને મને ભયમાં નાખીને તે ગુપ્ત સ્થાનમાં લઇ આવવામાટે જ તેણે મોકલી હશે, તો ? ' પરંતુ તે યુવતીના મુખમંડળમાં વ્યાપેલી નિર્દોષતા, તેની વાણીમાં વિસ્તરેલી સરળતા અને તેના પ્રત્યેક શબ્દમાં વ્યક્ત થતી પાપભીરુતા તથા અનુકંપાને જોઇને નારાયણનો તેના વચનમાં બહુ અંશે વિશ્વાસ બંધાઇ ગયો અને તેથી પોતાના જીવનની રક્ષાનો ભાર પરમેશ્વરના શિરપર સ્થાપીને તે નાજું સાથે તે જ્યાં લઇ જાય ત્યાં જવાને તૈયાર થઇને કહેવા લાગ્યો કેઃ--

" દેવી, હું તમારા વચનમાં વિશ્વાસ રાખીને તમો મને જ્યાં લઈ જાઓ ત્યાં તમારી સાથે આવું છું; પણ પરમેશ્વરના કોપનો; કૃપા કરીને, ભય રાખજો અને મારા વિશ્વાસનો ઘાત ન કરશો. "

" પરમેશ્વર મને કોઇના વિશ્વાસનો ઘાત કરવાની અથવા તો વિશ્વાસથી કોઇનો ઘાત કરાવવાની બુદ્ધિ આપે તે પૂર્વે મારા જીવનનો અંત થઇ જાય અને મારા શરીરનો પાત થાય એ જ મારા-માટે અધિક શ્રેયસ્કર છે. અર્થાત્ આપ કોઇ પણ પ્રકારની શંકા તથા ચિન્તાને પોતાના હૃદયમાં સ્થાન આપશો નહિ અને મારા વચનમાં અંત પર્યન્ત સંપૂર્ણ વિશ્વાસ રાખજો. " નાજુંએ આશ્વાસન આપ્યું.

" તમારૂં નામ ? " નારાયણે પૂછ્યું.

" આ સેવિકાનું અત્યારનું નામ તો નાજું છે. " નાજુંએ પોતાના વર્તમાન નામનો ઉચ્ચાર કર્યો.

" તમારૂં અત્યારનું નામ નાજું છે તો શું ભૂત કાળમાં તમારૂં કોઇ બીજું નામ હતું ? " નારાયણે જિજ્ઞાસા દર્શાવી.

" ભૂત કાળમાં કેવળ મારૂં નામ જ બીજું હતું એમ ન હોવું;

કિન્તુ મારી જાતિ પણ બીજી હતી, મારો ધર્મ પણ બીજો હતો, મારૂં જીવન પણ બીજું હતું, મારો આચાર પણ બીજો હતો અને મારો વેશ પણ બીજો હતો, અર્થાત્ મારા વર્તમાન અવતારથી મારો ભૂતકાલિક અવતાર સર્વથા ભિન્ન પ્રકારનો હતો; પરંતુ તે કથા અત્યંત વિસ્તૃત હોવાથી જો એવો જ અવસર મળી શકશે, તો હું આપને મારી તે કથા નીરાંતે કહી સંભળાવીશ; કારણ કે, આપ સંન્યાસી હોવાથી જો મારી ઇચ્છા હોય તો મને મારા તે ભૂતકાલિક અવતારની પુનઃ પ્રાપ્તિ થઈ શકે કે કેમ એ વિષયના સંબંધમાં આપના અભિપ્રાયને જાણી લેવાની મારા મનમાં તીવ્ર આકાંક્ષા ઉદ્‌ભવેલી છે.” નાજ઼ાંએ પોતાના જીવનમાં રહેલા એક રહસ્યનો સ્ફોટ કરીને નારાયણના હૃદયમાં એક નવીન જિજ્ઞાસાને ઉત્પન્ન કરી દીધી અને ત્યાર પછી તરતજ સૂચના આપી કે: “ હવે આપ ઉતાવળ કરો; વ્યાઘ્રચર્મને વીંટી લ્યો અને ઝોળીને ખભે ભેરવીને મારી સાથે ચાલવા માંડો; કારણ કે, આપને નિર્ભય સ્થાનમાં પહોંચાડ્યા પછી મારે વખતસર અહીં પાછું આવવાનું છે અને અબ્દુર્રહીમ સમક્ષ અસત્ય વાદનો એક વિલક્ષણ નાટ્યાભિનય કરી બતાવવાનો છે; નહિ તો આપના જીવનનું રક્ષણ કરતાં મારા જીવનનું ભક્ષણ થઇ જશે અને જો તેમ થશે, તો આ અરણ્યમાંથી સુરક્ષિત નીકળી જવાનું કાર્ય આપમાટે સર્વથા અશક્ય થઇ પડશે.”

નારાયણે ઝોળીને ખભે ઓળવીને વ્યાઘ્રચર્મને લપેટીને બગલમાં મારી લીધું અને ત્યાર પછી દંડ તથા કમંડલુને હસ્તમાં લઇને તે નાજાં સાથે જવાને તૈયાર થઈ ગયો. નાજાં તળાવની પાળપર આગળ ચાલવા લાગી અને નારાયણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તળાવના એક ખૂણા પર પહોંચીને તેઓ બીજી દિશામાં વળ્યાં

અને તળાવની લંબાઇના મધ્યભાગમાં એક વિશાળ ઘાટ પાસે આવીને ઊભાં રહી ગયાં; કારણ કે, એ તળાવ સમચોરસ ન હોતું, કિન્તુ એની પહોળાઇ કરતાં લંબાઇ દોઢી હતી. એ ઘાટનાં પગથિયાંની બન્ને બાજૂએ તળાવથી જૂદા અને જેમાં લગભગ પચાસ મનુષ્યો એકી વખતે સ્નાન કરી શકે તેટલા મોટા પાષાણના હોજો બાંધેલા હતા અને તે હોજો આકંઠ પાણીથી ભરેલા હતા. નાજાં એ બેમાંના જમણી બાજૂના હોજના કિનારાપર બેસી ગઇ અને નમીને પોતાના હસ્તનો તેણે એક વિશિષ્ટ સ્થાનને સ્પર્શ કરાવતાંની સાથે જ તેમાંનું જળ ઓછું થવા લાગ્યું. જોતજોતાંમાં તે હોજ ખાલી થઇ ગયો એટલે તેમાં ઊતરીને નાજાંએ એક વિશિષ્ટ સ્થાનમાં લોઢાનું એક કડું હતું તેને પકડીને એક તરફ તાણતાં સરકણિયા દરવાજા પ્રમાણે એક વિશાળ પાષાણ એક બાજૂ અંદર ખાલી રાખેલી જગ્યામાં ચાલ્યો ગયો અને ત્યાં નીચે ઊતરવાની પાષાણસોપાનપરંપરા દૃષ્ટિગોચર થવા લાગી. નાજાંએ નારાયણને તે નિઃસરણીપરથી નીચે ઊતરવાની સૂચના આપતાં નારાયણ હોજમાં ઊતરીને ભૂમિના ગર્ભમાં ઊતરવા લાગ્યો એટલે નાજાંએ પણ તેની પાછળ નીચે ઊતરીને પાષાણને નીચેથી પાછો તેના પૂર્વસ્થાનમાં સરકાવીને તે માર્ગને બંધ કરી દીધો અને ત્યાર પછી પોતાના વસ્ત્રતળે છુપાવી રાખેલા કાષ્ઠના કેટલાક કકડાઓમાંના એક કકડાને કાઢી ચકમકવડે સળગાવતાં તે કાષ્ઠખંડ દીપક પ્રમાણે બળવા લાગ્યો અને તેના પ્રકાશનો તે નિઃસરણી તથા તલપ્રદેશમાં વિસ્તાર થઇ ગયો. લગભગ પચાસ સોપાન ઊતર્યા પછી તેઓ તલપ્રદેશમાં આવી લાગ્યાં અને ત્યાં એક દીવાલ વિના બીજું કાંઇ પણ નારાયણના જોવામાં ન આવ્યું; પરંતુ તે દીવાલમાંના એક ગુપ્ત દ્વારને નાજાંએ નિમેષ-

માત્રમાં ઉઘાડી નાખતાં જે દૃશ્ય નારાયણના જોવામાં આવ્યું તેથી તેથી તે સર્વથા આશ્ચર્યસ્તંભિત જ થઈ ગયો; કારણ કે, ત્યાં એક અત્યંત વિશાળ ભૂમિકક્ષની સુંદર રચના કરાવલી હતી. એ કક્ષમાં સ્થળે સ્થળે સ્ફટિક પાષાણનાં શ્વેતવર્ણ તથા કૃષ્ણવર્ણ સૂવા તથા બેસવામાટેનાં ભિન્ન ભિન્ન આસનો કરેલાં હતાં તેમ જ ફર્શ, દીવાલો તથા છત આદિમાં પણ ચકચકાટ કરતા સ્ફટિક પાષાણો જડીને તેમાં સુંદર કારીગરી પણ કરવામાં આવી હતી. એ કક્ષના એક ખૂણામાં એક હોજ બનાવેલો હતો અને તેમાં દુગ્ધ સમાન શ્વેત તથા ગંગાજલ સમાન મધુર અને સ્વચ્છ જળ ભરેલું હતું. કચરાનું તો ત્યાં નામ માત્ર પણ ન હોવાથી જાણે એ કક્ષને કોઈ અલ્પ સમય પૂર્વે જ વાળી ઝાડીને સાફ કરી ગયું હોયની! એવો જ ભાસ થતો હતો. એક ખૂણામાં માત્ર એક વિશિષ્ટ જાતિના કાષ્ઠનો એક ભારો પડયો હતો અને તેનાથી થોડા અંતરપર અગ્નિને પ્રકટાવવા-માટેનાં સાધનો ચકમક અને પાષાણ પણ પડેલાં હતાં. નારાયણ કેટલાક સમય પર્યન્ત મૌન તથા આશ્ચર્ય પૂર્વક ત્યાંની એ સર્વ રચના તથા વ્યવસ્થાને જોતો ઊભો રહ્યો. વળી ત્યાં આવતી મંદ અને શીતલ વાયુલહરીના સ્પર્શથી તો તેના આશ્ચર્યનો અવધિ જ થઇ ગયો.

નારાયણને અવાક્ તથા આશ્ચર્યચકિત થયેલો જોઇને નાજાંએ પૂછ્યું કે: " કેમ, સંન્યાસીજી, આમ અવાક્ કેમ થઇ ગયા છો અને કેમ કાંઇ બોલતા નથી ? "

" મારા મનમાં કયારનો એ જ વિચાર થયા કરે છે કે ભૂમિના ગર્ભમાં આવાં રમણીય તથા માનવનિવાસયોગ્ય ભવનો કોણે નિર્માણ કરાવ્યાં હશે અને આવાં ભવનોને નિર્માણ કરાવવામાં તેમનો શો હેતુ સમાયલો હશે ? " નારાયણે પોતાના મનમાં ઉદ્-

ભરેલી જિજ્ઞાસાને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવી.

નારાયણની એ જિજ્ઞાસાની તૃપ્તિમાટે નાજાં કહેવા લાગી કે: " આ અત્યંત વિશાળ ભારતવર્ષમાં પ્રાચીન કાળથી જ જો કે ભૂગર્ભમાંના તથા પર્વતોમાંનાં ભવનો અથવા ગુહાઓને નિર્માણ કરવાની પ્રણાલી અસ્તિત્વ ધરાવે છે તથાપિ જ્યારથી ભારતવર્ષમાં મુસલ્માન શાસકોના શાસનનો આરંભ થયો છે ત્યારથી કેટલાક દુર્ગોના તલભાગમાં, કેટલાક મહાલયોના નિમ્ન ભાગમાં, કેટલાક પર્વતોમાં તેમ જ કેટલાંક નિર્જન અરણ્યોમાં આવા પ્રકારના ભૂગર્ભ ભવનોને નિર્માણ કરવાની પદ્ધતિ કેટલાક રાજનૈતિક કારણોવશાત્ અધિકતર પ્રચારમાં આવી હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે; કારણ કે, મુસલ્માન બાદશાહોનાં બંધાવેલાં ભવનોમાંનું એવું કોઇ દુર્ભાગી અપવાદરૂપ ભવન જ હશે કે જેના નિમ્ન ભાગમાં આવું કોઇ ગુપ્ત ભવન અસ્તિત્વ નહિ ધરાવતું હોય.* જે ફકીરે મને અહીંનાં આવાં ગુપ્ત સ્થાનો બતાવ્યાં છે તે ફકીરના કથન અનુસાર જે વેળાયે આર્યાવર્તમાં લોદી વંશના બાદશાહોની સત્તા વર્તમાન હતી તે સમયમાં જેના નામથી આગ્રાથી અઢી ગાઉપર આવેલું સ્થાન સિકન્દરા કહેવાય છે તે સિકન્દર લોદીએ આ ભૂગર્ભભવન નિર્માણ

* અહમ્મદાબાદ–અમદાવાદ–માં મુસલ્માન સુલ્તાનોના સમયના 'ભદ્ર' નામક પ્રખ્યાત દુર્ગનો જે એક વિશિષ્ટ ભાગ અત્યારે પોસ્ટ ઑફિસ તરીકે વપરાય છે તેની નીચે ભૂગર્ભમાં એક આવું જ ભવન નિર્માણ કરવામાં આવ્યું છે તેમ જ કમિશ્નર સાહેબના બંગલા તરીકે જે ઈમારત વપરાય છે તે પણ મુસલ્માનોના સમયની હોવાથી તેના નિમ્ન ભાગમાં પણ અત્યારે એવી જ રચના અચાનક જોવામાં આવી છે એટલે આ ભૂગર્ભભવનની કથાને કોઇએ પણ કાલ્પનિક કિંવા અસત્ય કથા માની લેવાની નથી; કારણ કે, એ ભૂગર્ભભવન અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે.

કરાવ્યું હતું એટલે કે સિકન્દરામાં જે ઇમારત સિકન્દર લોદીની બારાદરીના* નામથી અત્યારે વિખ્યાત છે તે બારાદરીના અને આ ભૂગર્ભભવનના નિર્માણનો સમય પાસે પાસેનો છે; માત્ર એટલું જ નહિ, પણ જે શિલ્પકલાભિજ્ઞોના હસ્તથી તે બારાદરીની રચના થયેલી છે તે જ શિલ્પકારોના હસ્તથી આ ભૂગર્ભભવન પણ નિર્માણ થયેલું હોવું જોઇએ એવી એ ઉભય સ્થાનોમાંની શિલ્પકલાના સામ્યથી સ્પષ્ટ કલ્પના કરી શકાય છે; કારણ કે, તે બારાદરીના નિમ્ન ભાગમાં જે આવું જ એક ભવન નિર્માયલું છે તેનો અને આ ભૂગર્ભભવનનો એકજ નમૂનો છે અને તે ઉપરાંત એ ઉભય ભવનોમાં સિકન્દર લોદીના નામના શિલાલેખો પણ વિદ્યમાન છે એટલે એ વિષયમાં કોઇ પણ પ્રકારનો સંશય રહેતો જ નથી.” આવી રીતે એ ભૂગર્ભ-ભવનના નિર્માણ તથા નિર્માતાનો સંક્ષિપ્ત ઇતિહાસ વર્ણવીને ના.જા. આવશ્યક વિષય પ્રતિ વળીને કહેવા લાગી કે: “ અસ્તુ: ત્યારે હવે આપ આ સ્થાનમાં જ રહેજો અને મારા આવ્યા વિના આ સ્થાનમાંથી ચાલ્યા જવાનો પ્રયત્ન કરશો નહિ; કારણ કે, નહિ તો

* સિકન્દરા નામક સ્થાન આગ્રાથી પાંચ માઇલના અંતર-પર આવેલું છે અને લોકોની માન્યતા એવી છે કે લોદી વંશના બાદ-શાહોના સમયનું આગ્રા નગર એ જ છે. આગ્રા તથા સિકન્દરાના પાંચ માઇલના અંતરમાં અનેક પુરાણી ઇમારતોનાં ખંડિયેરો અદ્યાપિ આપણા જોવામાં આવી શકે છે. સિકન્દરામાં સિકન્દર લોદીની બારાદરી સર્વથી અધિક વિખ્યાત છે અને તેનું ઇ. સ. ૧૪૯૫ માં નિર્માણ થયેલું છે. એ ઇમારતને લોકો અકબરની ક્રિશ્ચિયન બેગમ મરીયમુજ.જ.માનીના રોજા.ના નામથી વધારે ઓળખે છે, પરંતુ એ તેમની ભ્રમણા છે અને એ રોજા.માં તે બેગમની કબ્ર હોવાથી એ ભ્રમણાનો જન્મ થયેલો છે એવો ઇતિહાસ-વેત્તાઓનો અભિપ્રાય છે.

અચાનક ભયમાં આવી પડશો. છતાં ધારો કે આવતી કાલે સંધ્યાકાળ પર્યન્ત મારૂં આગમન ન થાય અને આપમાટે આ સ્થાનને ત્યાગવાની આવશ્યકતા અનિવાર્ય થઇ પડે, તો હું આપને દેખાડું તે માર્ગમાંથી જ બહિર્ગત થજો અને જે માર્ગથી આપણે અહીં આવ્યાં છીએ તે માર્ગથી બાહર નીકળવાનું સાહસ કરશો નહિ; કારણ કે, જે હોજમાંથી મેં પાણી ખાલી કરી નાખ્યું હતું તે હોજમાં અત્યાર સૂધીમાં તો ક્યારનું ય પાણી પાછું ભરાઇ ગયું હશે અને તે માર્ગ બંધ થઇ ગયો હશે. આ ભૂગર્ભભવનમાં આવવાનો માર્ગ એ છે એને અહીંથી બહિર્ગત થવાનો માર્ગ સર્વથા ભિન્ન છે કે જેનું મુખ એક નિબિડ અરણ્યના જનશૂન્ય ભાગમાં એવા તો ચાતુર્યથી રાખવામાં આવ્યું છે કે તે ભૂગર્ભમાંથી બહિર્ગત થવાનો ગુપ્ત માર્ગ છે એવી કોઇના મસ્તિષ્કમાં કલ્પનામાત્ર પણ થઇ શકે તેમ નથી. હું તે માર્ગ આપને હમણાંજ બતાવીશ; કારણ કે, મારે અત્યારે એ માર્ગદ્વારાજ બહિર્ગત થવાનું છે. જો અંધકાર આપને ભયંકર ભાસે તો આ કાષ્ઠોના ભારામાંથી કાઇને કાઢીને પ્રજ્વલિત કરતા રહેજો એટલે આપને દીપક સમાન પ્રકાશ મળતો રહેશે અને રાત્રિનો અંત થતાં એક પ્રકારનો ઝાંખો પ્રકાશ અહીં વિસ્તરશે તેના યોગે દિવસના આગમનની સૂચના આપને સ્વાભાવિક જ મળી જશે. હું મારી સાથે આ ત્રણ ચાર ફળ લેતી આવી છું એટલે એ ફળોના આહારથી ક્ષુધાનું અને આ હોજ અથવા ચસ્માના પાણીથી તૃષાનું નિવારણ કરી લેજો. જ્યાં સૂધી મારાથી બની શકશે ત્યાં સૂધી તો હું આવતી કાલે દિવસના સમયમાં બીજાં ફળો લઇને આવી લાગીશ અને નહિ તો પછી રાત્રિના સમયમાં તો અવશ્ય આવીશ. ચાલો ત્યારે મારી સાથે. ”

નારાયણ પોતાની ઝોળી તથા અન્ય સાધનોને ત્યાં જ રહેવા દઈને નાઝૂંની સૂચના અનુસાર તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. હોજની પેલી બાજૂના એક ખૂણામાં ગલી જેવો એક માર્ગ જોવામાં આવ્યો અને તે માર્ગમાં લગભગ અડધા માઇલ જેટલો પ્રવાસ કરી તેને એક નિઃસરણી આગળ આવી લાગ્યાં. નિઃસરણીનાં સાઠ સોપાનોને ઓળંગ્યા પછી તેઓ એક ગુપ્ત દ્વાર સમક્ષ ઊભાં રહ્યાં. નાઝૂંએ તે દ્વારને એક પ્રકારની ગુપ્ત કળાથી ઉઘાડયું અને તે કળા નારાયણને પણ બતાવી દીધી. તે દ્વારના ઉપરિભાગમાં કોઇ કઘના આભ્યંતર ભાગ જેવો પાષાણરચિત આકાર જોવામાં આવ્યો અને તેમાંના એક પાષણને સરકણિયા દરવાજા પ્રમાણે ખસેડતાં બહાર નીકળવાનો માર્ગ દૃષ્ટિગોચર થયો. નાઝૂંએ તત્કાળ તેમાંથી બહાર નીકળીને સંન્યાસી નારાયણને તે દ્વારને અંદરથી વાસીને તેમ જ અન્ય દ્વારને પણ બંધ કરીને ભૂગર્ભભવનમાં ચાલ્યા જવાની ઉતાવળથી સૂચના આપી દીધી અને તે પોતે ઘનવૃક્ષરાજીમાં કોઈ એક વનદેવી પ્રમાણે નિમેષમાત્રમાં અદૃશ્ય થઈ ગઈ. નારાયણ નાઝૂંની સૂચના અનુસાર ઉભય દ્વારોને વાસીને પાછો ભૂગર્ભભવનમાં આવી લાગ્યો અને ત્યાં એક દાઇને પ્રદીપ્ત કરી એક પાષણાસનપર વિરાજીને પોતાના મનમાં અનેક પ્રકારના વિચારોની સૃષ્ટિને નિર્માણ કરવા લાગ્યો. તે મનોગત કહેવા લાગ્યો કેઃ-

"શાહનશાહ જહાંગીર તથા મહાબુદ્ધિશાલિની બાદશાહ બેગમ નૂરજહાનના શાસનકાળમાં પણ આ ભારતવર્ષમાં અબ્દુર્રહીમ જેવા માનવપિશાચો પોતાના પૈશાચિક વ્યવસાયને કોઈ પણ પ્રકારના ભય વિના ચલાવી રહ્યા છે અને પરસ્રીહરણ, વ્યભિચાર, લૂટ તથા માનવહત્યા જેવાં પાપોને દિવસરાત્ર આચરી રહ્યાં છે એ

પણ અવશ્ય એક આશ્ચર્યકારક વિષય છે. આજે મને એ માનવ-પિશાચ સાથે અચાનક ભેટાડી દેવામાં અને યુવતી નાજૂના હસ્તથી મારા જીવનની રક્ષા કરાવવામાં પરમેશ્વરનો અવશ્ય કોઈ શુભ ઉદ્દેશ હોવો જોઇએ એમ સ્પષ્ટ જણાય છે; કારણ કે, શાહનશાહ જહાંગીર મારા ઉપકારના ભાર તળે દબાયલો હોવાથી અને મારી ઇચ્છા અનુસાર ગમે તે વેળાયે મારાથી બાદશાહ સમક્ષ ઉપસ્થિત થઇ શકાય તેમ હોવાથી જો પરમાત્માની કૃપાથી આ સ્થાનમાંથી બહિર્ગત થઇને હું નિર્વિઘ્ન વારાણસી ક્ષેત્રમાં પહોંચી જઇશ અને મારૂં જીવન અવિચલ રહેશે, તો અબ્દુર્રહીમ જેવા જીવતા શયતાનોના હસ્તથી થતી પ્રજાની પાયમાલીની કથા હું અવશ્ય બાદશાહને સંભળાવીશ અને એ નરપિશાચોના નાશનો અવશ્ય પ્રબંધ કરવાવીશ કે જેથી ભારતીય જનતા એ માનવરાક્ષસોના ભયથી મુક્ત થાય અને ધર્મ તથા નીતિનો વિધ્વંસ થતો અટકી જાય. પરંતુ યુવતી નાજૂ અબ્દુર્રહીમના અન્નથી પોષાતી અને તેની એક આશ્રિતા બાંદી હોવા છતાં મારા જેવા એક સંસારત્યાગી સંન્યાસી પ્રતિ તેના હૃદયમાં આટલી સીમા પર્યન્ત અનુકંપા તથા દયાનો શા કારણથી ઉદ્ભવ થયો હશે અને તેણે પોતાના જીવનને ભયમાં નાખીને મારા જીવનને રક્ષવાનો આટલી સીમા પર્યન્ત સાહસરૂપ પ્રયત્ન શા હેતુથી કર્યો હશે એ સમસ્યા અદ્યાપિ મારી સમજમાં આવી શકતી નથી. જો નાજૂનો આ પ્રયત્ન કેવળ સ્વાભાવિક ભૂતદયાના પરિણામરૂપ હોય, તો તો કોઇ પણ પ્રકારના વિઘ્નની સંભાવના નથી; પરંતુ મારા જીવનને રક્ષવામાં તેનો જો કોઇ સ્વાર્થમય તથા અભદ્ર ઉદ્દેશ સમાયલો હશે, તો પોતાના તે અભદ્ર ઉદ્દેશની સિદ્ધિની અશક્યતાને અનુભવતાં જ તે પણ મારી વૈરિણી થઇ

જશે અને મારા શિરપર કોઈ નવીન વિપત્તિના મેઘોને ખેંચી લાવશે, એ નિર્વિવાદ છે. પરંતુ નહિ; મારી આ શંકા વ્યર્થ છે; કારણ કે, જો તેનો એવો કોઇ પણ ઉદ્દેશ હોત, તો અહીંથી બહિર્ગત થવાના માર્ગનો ભેદ મને તે કદાપિ જણાવી દેત નહિ. અત્યારે અને આ ક્ષણે જ મારાથી કોઇ પણ પ્રકારનો નિશ્ચય કરી શકાય તેમ ન હોવાથી અત્યારે તો પરમાત્માએ જે પરિસ્થિતિમાં મને લાવી મૂક્યો છે તે પરિસ્થિતિમાં જ સંતુષ્ટ રહેવું અને વિધિના ભાવિ વિધાનની શાંતિ પૂર્વક પ્રતીક્ષા કરવી એ જ મારૂં કર્તવ્ય છે; કારણ કે, પરમાત્માથી બલવત્તર અન્ય કોઇ પણ નથી અને વિધિના વિધાનને અન્યથા કરવાનું સામર્થ્ય દેવોમાં પણ નથી તો પછી એ સામર્થ્ય મનુષ્યોમાં તો ક્યાંથી જ હોઇ શકે વારૂ ?"

આવા પ્રકારના તાત્ત્વિક વિચારોથી પોતાના અંતઃકરણને આશ્વાસન આપીને તથા શાંતિનો સ્પર્શ કરાવીને નારાયણ પોતાના કમંડલુને હસ્તમાં લઇને ઊઠ્યો, હોજમાંથી નિર્મલ જળ ભરી લાવ્યો અને તે જળના પાનથી તૃષાનું નિવારણ કરીને પાષાણાસનપર પાથરેલા મૃગચર્મપર લેટી ગયો. ભૂગર્ભમાં ભૂતલ કરતાં સ્વાભાવિક જ શીતલતા તો હોય છે જ અને આ ભૂગર્ભભવનમાં તો જળાશયના યોગે કાંઇક અધિક શીતળતા વ્યાપેલી હતી તેમ જ ઉપરના કોઇ અદૃશ્ય રંધ્રોમાંથી પવનની સુશીતલ મંદ લહરી પણ આવ્યા કરતી હતી એટલે પ્રવાસ તથા ચિન્તાના પરિશ્રમથી શરીર તથા મન ઉભયમાં તીવ્ર શ્રાંતિને અનુભવતો નારાયણ લેટયા પછી અલ્પ સમયમાં જ ગાઢ નિદ્રાને આધીન થઇ ગયો અને શૂળીપર પણ શ્રાંત મનુષ્યને નિદ્રા આવી જાય છે એ નિયમને પોતાના ઉદાહરણથી જાણે સત્ય સિદ્ધ કરવા લાગ્યો. નિદ્રામાં તેનો લગભગ એક પ્રહર

જેટલો સમય વીતી ગયો અને ત્યારપછી તેના શરીરને કોઇ મનુષ્ય પોતાના હસ્તથી હચમચાવતું હોય એવો તેને ભાસ થવાથી તેની નિદ્રાનો અચાનક ભંગ થઇ ગયો. જાગ્રત થવા પછી નારાયણે નેત્રોને ઉઘાડીને જોયું તો તે ભૂગર્ભભવનમાં કાષ્ઠરૂપ દીપકનો પ્રકાશ વિસ્તરેલો હતો, વૃદ્ધ અબ્દુર્રહીમ પોતાના હસ્તમાં એક તીવ્રધાર કૃપાણ લઇને તેના આસનની પાસે જ ઊભો હતો, તેની બાજૂમાં અલ્પ અંતરપર અમાવાસ્યાની રાત્રિના અંધકારથી પણ અધિકતર કૃષ્ણવર્ણ એક હબ્શી ગુલામ પોતાના હસ્તમાં એક બર્છો ધારીને ઊભેલો હતો અને એ ઉભય પિશાચોના મધ્યમાં યુવતી નાઝ્નીન ઝંઝાવાતના પ્રબળ આઘાતથી કંપાયમાન થતી કોમલ કુસુમલતા સમાન અવસ્થાને દર્શાવતી અને નેત્રોમાંથી નીર વર્ષાવતી ઊભી હતી. આ ભયાનક દૃશ્યને જોઇને નારાયણને જાણે પોતાનો કાળજ પોતા સમક્ષ આવીને ઊભો હોયની ! એવો ભાસ થવા લાગ્યો અને તેથી તેના ધૈર્યનો દુર્ગ પણ ધરાશાયી થવાની અણીપર આવી લાગ્યો.

---

## પ્રકરણ ૧૦ મું

### દૈવી ચમત્કાર અને પલાયન

"કેમ સંન્યાસી મહારાજ, તમો સત્ય સંન્યાસી અથવા ખુદાના ખરેખરા બન્દા હતા અને આટલી વારમાં જ લપસી ગયા ? જો તમારી આ નાજ઼ીન્ નાઝ્નીન સાથે અયશો ઇશિરત કરવાની ઇચ્છા હતી, તો અમારી મેહમાંસરામાં મેહમાન થઇને તમારાથી પોતાની તે ઇચ્છા પૂરી શકાય તેમ હતું; કારણ કે, એ ભેદ તો મેં

તમોને પ્રથમથી જ જણાવી દીધો હતો; પણ તમારી અયશો પ્રશ-રત કરવાની ઇચ્છા હોવા છતાં અમોને પૈસા આપવાની ઇચ્છા ન હોતી; માત્ર એટલું જ નહિ, પણ જેના પર મારી કમાણીનો કેટ-લોક આધાર છે તે નાઝ્નીને અહીંથી પોતા સાથે ભગાડી જવાનો તમારો વિચાર હતો અને તેટલામાટે જ આ ભોળી બાળાને ફોસલાવી પટાવીને એની સહાયતાથી આ ભૂમિભવનમાં આવી એની યૌવનવાટિકામાં વિહરવાની પોતાની લાલસાને તમોએ તૃપ્ત કરી લીધી હતી અને ત્યારપછી મારા મકાનમાં ચોરી કરવામાટે એને તમોએ પાછી મોકલી હતી કે જેથી આવી હસીના સાથે માલ પણ હાથમાં આવી જાય અને તે માલના યોગે કોઇ દૂરના દેશમાં જઇને અમનચમન ઉડાવી શકાય; પણ સારૂં થયું કે મારી આ નમકહરામ બાંદીની નમક-હરામીનો અને તમારી જાલસાજી તથા મક્કારીનો ભેદ વખતસર અમારા જાણવામાં આવી ગયો છે અને તેથી મારી નુકસાનીને બદલે તમારી પોતાની નુકસાનીનો એટલે કે કૂતરાના મોતે મરી જવાનો વખત તમારી આંખો આગળ આવીને રજૂ થયો છે. તમારી ઝોળીમાં જે કાંઇ હોય, તે કોઈ પણ જાતનો સવાલ પૂછ્યા વગર બહાર કાઢી નાખો અને ત્યારપછી તમારા જે કોઇ પણ દેવ કે દેવીનું નામ ઉચ્ચારવું હોય તે ઉચ્ચારીને મરવામાટે તૈયાર થઈ જાઓ; કારણ કે, આજે મારા હાથથી તમારી જિન્દગાની પૂરી થવાની છે અને જે જગ્યામાં તમોએ આ નાજનીન્ નાઝ્નીના વસ્લનો સ્વાદ ચાખ્યો છે તે જગ્યાજ તમારી કબ્રના રૂપને ધારણ કરવાની છે. આ નમ-કહરામ નાઝ્નીને એના ગુનાહની સજા પછીથી અપાશે અને એની જિન્દગીનો પણ આવીજ રીતે ભોગ લેવાશે.” અબ્દુર્રહીમે જાગ્રત થયેલા નારાયણને સંબોધીને અત્યંત કર્કશ તથા કઠોર સ્વરથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

નારાયણ અત્યારે જો કે સર્વથા નિરાધાર તથા અસહાય અવસ્થામાં હતો; તથાપિ પોતાપર તથા નાઝુંપર કરાયલા વ્યભિચાર તથા ચોરી આદિના સર્વથા અસત્ય આક્ષેપોને તે સહન કરી શક્યો નહિ અને તેથી ઉત્તેજનાપૂર્ણ હૃદયથી તે નરપિશાચ અબ્દુર્ર્હીમને સંબોધીને કહેવા લાગ્યો કે: "જો અન્ય કોઇથી નહિ, તો પણ પોતાના ખુદાથી ડરો અને જે બોલવાનું હોય તે જરા વિચાર કરીને બોલો. મારો જન્મ થયો છે ત્યારથી અત્યાર સૂધીમાં મેં કોઇ પણ સ્ત્રીને વિકારની દૃષ્ટિથી જોઇ નથી, કોઇ પણ અબળાના અંગને ઇચ્છા પૂર્વક સ્પર્શ કર્યો નથી અને કોઈ પણ નારીના સંબંધમાં મારા અંતઃકરણમાં અભદ્ર ભાવનાનો ઉદ્ભવ થયો નથી; છતાં તમો આ તમારી બાંદી સાથે વ્યભિચાર કરવાના કલંકને મારા શિરપર સ્થાપો છો એથી મને અતિશય આશ્ચર્ય થાય છે. નાઝું પોતે એ વાર્તાને સ્વીકારે છે કે ખરી કે મેં એની સાથે ભ્રષ્ટ વ્યવહાર કર્યો છે અને એને નસાડી જવાની ઇચ્છાને હૃદયમાં સ્થાન આપ્યું છે ? "

" નહિ, કદાપિ નહિ; ત્રિલોકનો નાથ જાણે છે કે આપ પણ સર્વથા નિર્દોષ છો અને હું પણ સર્વથા નિરપરાધિની છું; કારણ કે, આપણામાંથી કોઇએ પણ ભ્રષ્ટતાના વિચારમાત્રને પણ હૃદયમાં સ્થાન આપ્યું નથી; તો પછી આપણે ભ્રષ્ટતાના પંકથી લેપાયાં હોઇએ એ કદાપિ શક્ય હોઈ શકે ખરૂં કે ? આ ઘરડા ઘૂવડની આખી જિન્દગી નાના પ્રકારનાં પાપોમાં જ વીતેલી હોવાથી એ સંસારનાં સર્વ સ્ત્રીપુરુષોને પોતાનાં જેવાં પાપીઓ જ પ્રમાણ્યા કરે છે; પણ પરમાત્મા આપણી શુદ્ધતાનો સાક્ષી છે એટલે પરમાત્માના કોપથી તો આપણે સર્વથા નિર્ભય છીએ. જો કોઇ પણ નિર્દોષ મનુષ્યના જીવનને રક્ષ-

વાનો પ્રયત્ન અપરાધ મનાતો હોય, તો તે અપરાધ મારા હસ્તથી અવશ્ય થયો છે અને તેની જે કાંઇ પણ શિક્ષા હોય તે ભોગવવાને હું તૈયાર છું." આ વાક્યો નારાયણને અનુલક્ષીને ઉચ્ચાર્યા પછી નાઝુ પોતાના જીવનની આશાને ત્યાગીને અબ્દુર્રહીમને સંબોધીને નિર્ભયતાથી કહેવા લાગી કે: "શયતાનના સાથી, આ સંન્યાસીને એમની પ્રાણરક્ષામાટે આ સ્થાનમાં લઇ આવનારી હું હોવાથી એમને અહીંથી જીવતા ચાલ્યા જવા દે અને તારા આ કૃપાણને મારા વક્ષસ્થળમાં પ્રવેશાવીને મારી હત્યા કરી નાખ્ય કે જેથી તારા હૃદયમાં પણ શાંતિ થાય અને મારા આ પાપમય તથા દુ:ખમય જીવનનો અંત આવી જતાં મારો પણ મોક્ષ થઇ જાય; કારણ કે, આવા પાપમય જીવનને ધારીને જીવવાની મારી લેશમાત્ર પણ આકાંક્ષા નથી."

"હું ઘરડો ઘૂવડ અને શયતાનનો સાથી, કેમ ? ઠીક છે; જો એમ જ છે, તો હવે હું શયતાનના સાથીનું જ કામ કરી બતાવીશ અને ભૂમિના આ ગર્ભને જ તમો બન્ને આશકોમાશૂકની કબ્ર બનાવીશ; કારણ કે, તારા જેવી અને તારાથી પણ સારીસારી અનેક નૌજવાન્ તથા હસીના નાજ઼નીનો મારા મકાનમાં મૌજૂદ હોવાથી તારા એકના મરી જવાથી કાંઈ મારી કમાણીમાં ખાડો થવાનો નથી અને આ જંગલમાંનો મારો જૂનો ધંધો મરી જવાનો નથી. તું જો જીવતી હોઇશ અને મારા મકાનમાં રહીશ, તો કોઈ વાર બીજી છોકરીઓને પણ ઉશ્કેરીને બળવાખોર બનાવી દઇશ અને મારા ઘરમાં આગ લગાવી દઇશ એટલામાટે તારી જિન્દગીનો ખાતમો કરી નાખવો એ જ મારામાટે વધારે લાભકારક છે." નાઝુને આવી રીતે પોતાની પૈશાચિકતાનો પરિચય કરાવીને અબ્દુર્રહીમે પોતાના હબ્શી ગુલામને સંબોધીને કહ્યું કે: "રમજ઼ાન, આ ફકીરની ઝોળીમાં

જે કાંઇ હોય તે બહાર કાઢી લે અને મને બતાવ."

"બજા ધ્રર્શાદ;" એ બે શબ્દોના ઉચ્ચારથી હબ્શી રમજાને પોતાના સ્વામીની આજ્ઞાને મસ્તકે ચઢાવીને સંન્યાસી નારાયણની ઝોળીમાંથી ઔષધો તથા કૌપીન સાથે નારાયણીની આપેલી એક સો સોનામોહોરોથી ભરેલી કોથળીને પણ બહાર કાઢી લીધી અને તે અબ્દુર્રહીમના હાથમાં આપી દીધી. અબ્દુર્રહીમે તે થેલીમાંની સોનામોહોરો કાઢતાં તેમાંથી જહાંગીર બાદશાહની આપેલી મુદ્રિકા પણ તેના હાથમાં આવી. એ વસ્તુઓને જોઇને અબ્દુર્રહીમ તિરસ્કાર ઘૃણા તથા ઉપહાસદર્શક ભાવથી નારાયણને કહેવા લાગ્યો કે:--

"જેવી રીતે આ નાઝું સાથે ભ્રષ્ટાચાર કરવાની વાર્તાનો તમોએ અત્યારે અસ્વીકાર કર્યો છે તેવી જ રીતે પોતા પાસે પૈસા હોવાની વાર્તાનો પણ તમોએ પ્રથમ અસ્વીકાર કર્યો હતો અને તમારી ઝોળીમાંથી આ એક સો સોનામોહોરો અને બસેં સોનામોહોરો જેટલી કીમતની આ વીંટી ક્યાંથી નીકળી પડી ? અર્થાત્ પોતા પાસે પૈસા ન હોવાની તમારી વાર્તા આ સોનામોહોરો તથા વીંટી નીકળવાથી જૂઠી સાબિત થઇ છે તેવી જ રીતે નાઝુંસાથેના ભ્રષ્ટાચારને તમો નથી સ્વીકારતા એ પણ તમારૂં જૂઠાણું નહિ હોય, એની શી ખાત્રી વારૂ ? આવા એકાંતવાસમાં ઘૃત અગ્નિના નિકટમાં હોય અને તેમ છતાં તે ન પીગળે એ કદાપિ માની શકાય તેવી વાર્તા છે ખરી કે ? હશે; તમારો કાળજ તમને આ સ્થાનમાં ખેંચી લાવ્યો છે, તો હવે સત્વર મૃત્યુને સત્કારવામાટે કટિબદ્ધ થઇ જાઓ."

"આ સુવર્ણમુદ્રાઓ મારી નથી; પણ કોઇની અમાનત છે અને કાશીમાં મારે એ સુવર્ણમુદ્રાઓનો પરોપકારના કાર્યમાં વ્યય-

કરવાનો છે તેમ જ આ મુદ્રિકા શહનશાહ જહાંગીરશાહે મને એક સેવાના બદલામાં આપી છે અને એનો માત્ર શહનશાહને મળવાના કાર્યમાં જ ઉપયોગ કરવાનો છે. સત્ય વાર્તા આ છે; છતાં જો તમો મારી આ વાર્તાને અસત્ય માનો તો તે તમારી ઇચ્છાને આધીન છે. ” નારાયણે સુવર્ણમુદ્રા તથા મુદ્રિકાનો સંક્ષિપ્ત વૃત્તાંત જણાવ્યો.

“ જો આ સોનામોહોરો તમારી પાસે કોઇની અમાનત તરીકે આવી હોય અને એ પરોપકારમાટે જ તમને અપાયલી હોય, તો તે આપનારનો મકસદ પૂરો થઇ ગયો છે; કારણ કે, આ સોનામોહોરો અમારા કામમાં આવશે એના જેવો પરોપકાર બીજો કોઇ છે જ નહિ.” પરોપકારનો આવા પ્રકારનો અર્થ ઉપજાવીને અબ્દુર્રહીમે હબ્શી રમજાનને સંબોધીને કહ્યું કે: “ રમજાન, આ બેઇમાનની કબ્ર સમાન ફૂલેલા લંગોટાને મજબૂત પકડી રાખ એટલે હું એનું કામ તમામ કરી નાખું; કારણ કે, જો એ છૂટો હશે અને મરણિયો થઇને ક્યાંક મારાપર જ તૂટી પડશે, તો લેવાના સામા દેવા જ થઇ પડશે. ”

“ બજા ઇર્શાદ;” કહીને હબ્શી રમજાને નારાયણના પશ્ચાદ્‌ભાગમાં લપકીને તેના બન્ને હાથોને એવી રીતે પકડી રાખ્યા કે તેની છાતી અગ્રભાગમાં જરાક ઊંચી નીકળી આવી અને અબ્દુર્રહીમે તત્કાળ પોતાના છરાને તેની છાતીમાં ખોસી દેવામાટે ઉગામ્યો પણ ખરો; પરંતુ એટલામાં એક એવો ચમત્કાર થયો કે ઉગામવા જતાં છરો અબ્દુર્રહીમના હસ્તમાંથી છટકીને એક ખૂણામાં જઇ પડ્યો અને તેથી તત્કાળ નારાયણનો બચાવ થઇ ગયો. અબ્દુર્રહીમ છટકેલા છરાને ઉપાડવામાટે તે ખૂણાતરફ ગયો અને જેવો તેણે તે છરાને ઉપાડવાનો પ્રયત્ન કર્યો કે તે ક્ષણે જ અચાનક એક

કૃષ્ણવર્ણું પ્રચંડ નાગ નીકળી આવીને તેના ઉભય હસ્તોમાં એવી રીતે વીંટળાઇ ગયો કે તેના યોગે જાણે તેના હસ્તોમાં લોહની ભારી શૃંખલા પડી ગઇ હોયની ! એવો જ તેને ભાસ થવા લાગ્યો; માત્ર એટલું જ નહિ, પણ તે નાગ દંશવાનો ભય વારંવાર દર્શાવતો હોવાથી અબ્દુર્રહીમના મનમાં ક્ષણે ક્ષણે પોતાના અકાળ મૃત્યુની ભયાનક શંકા થવા લાગી. તેણે પોતાને નાગપાશથી મુક્ત કરવામાટે રમઝાનને બોલાવ્યો અને રમઝાને બર્છાને હાથમાં લઇને આગળ વધવાનો પ્રયત્ન પણ કર્યો; પરંતુ હજી તો તે ત્રણ કે ચાર પગલાં આગળ વધ્યો હશે એટલામાં એક અન્ય નાગ આવીને તેનાં ચરણોમાં લપ-ટાઇ જવાથી તેની પણ અબ્દુર્રહીમ જેવી જ દશા થઇ પડતાં તેનાથી આગળ વધી શકાયું નહિ, તેનો બર્છો તેના હાથમાં જ રહી ગયો અને પાપાત્મા અબ્દુર્રહીમને નાગપાશથી મુક્ત કરવા જતાં તે પોતે જ નાગપાશમાં બદ્ધ થઈ ગયો.

તે ઉભય પાપાત્માઓની આવી દયાજનક અવસ્થાને જોઇને નાઝ તેમનાપર ધિક્કાર વર્ષાવતી કહેવા લાગી કેઃ "જીવતા શય-તાનો, જુઓ તમારાં પાપો તથા અમારા ધર્મનું આ પ્રત્યક્ષ પરિણામ. અત્યારના આ અદ્દભુત દૈવી ચમત્કારના સાક્ષાત્કારથી તમારો આટલો નિશ્ચય તો અવસ્ય થયેલો હોવો જ જોઇએ કે પાક પરવરદિગાર પોતાના નેક તથા બેગુનાહ બંદાઓને બચાવવા-માટે તેમ જ ગુનાહગારોને તેમના ગુનાહોની વાજબી સજા આપવામાટે પ્રત્યેક સમય તથા પ્રત્યેક સ્થાનમાં વર્તમાન જ રહે છે અને તેથી જે બેઇમાનો તેને સૂતેલો તથા બેખબર માને છે તેઓ કાફિર છે, નાદાન છે, મલઊન છે અને મુરીદે શયતાન છે ! હવે ક્યાં છે તમારા કૃપાણ તથા બર્છાના

પ્રહાર ? જો તમારા હાથો તથા પગોમાં વીંટળાયલા ઝેરી નાગો તમને દંશ કરશે, તો નિમેષમાત્રમાં જ તમો થઈ જશો ફિન્નાર ! ચેતો, હજી પણ સાચા દિલથી પોતાના ગુનાહોની તૌબા કરો અને બારેતાલાની મોઆફી માગો; માત્ર એટલું જ નહિ, પણ હવે પછી ગુનાહ ન કરવાના સૌગંદ લ્યો; નહિ તો આજનો દિવસ તમારી જિન્દગીનો છેલ્લો દિવસ થવાનો છે અને આ નાગોના દંશથી તમારી જિન્દગીનો ચિરાગ સદાને માટે બુઝાઇ જવાનો છે !" એ પછી નાઝનું સંન્યાસી નારાયણને સંબોધીને કહેવા લાગી કેઃ " સંન્યાસી મહારાજ, મને તો આ ચમત્કારથી એમ જ જણાય છે કે કાં તો પરમાત્માએ આ પાપાત્માઓને આજે નષ્ટ કરી નાખવાનો નિશ્ચય કર્યો છે અને કાં તો આપને તથા મને આ વિપત્તિમાંથી છટકવાના સમયને મેળવી આપવામાટે આ વિલક્ષણ પ્રબંધ કરી બતાવ્યો છે; તો હવે આપનાં ચરણોમાં મારી એ જ પ્રાર્થના છે કે આ સોનામહોરો તથા વીંટી આદિ આપની જે વસ્તુઓ હોય તેમને સંભાળી લઇને મારી સાથે સત્વર અહીંથી બહિર્ગત થાઓ અને મને સાથે લઇને આ ભયાનક અરણ્યની સીમામાંથી બહાર નીકળી જાઓ; કારણ કે, અત્યાર સુધી તો મારો આપ સાથે પલાયન કરી જવાનો વિચાર ન હોતો; પરંતુ હવે મારો પોતાનો પણ આ સજીવન શયતાનના આશ્રયમાં ન રહેવાનો અને પાપપંકથી અધિક લિપ્ત ન થવાનો દૃઢ નિશ્ચય થઇ ચૂકયો છે. ચાલો, વિલંબ વિઘાતક હોવાથી અકારણ વિલંબ ન કરો અને પરમાત્માએ મેળવી આપેલા અવસરનો સત્વર યોગ્ય લાભ લઇ લ્યો." સંન્યાસી નારાયણને આ પ્રાર્થના કરીને નાઝનીએ પ્રથમ હબશી રમજાનના હાથમાંના બર્છાને છીનવી લીધો અને કૃપાણને પણ ઉપાડી લીધો.

"આ શસ્ત્રોને હસ્તગત કરવાનું શું કારણ છે વારૂ ?" નારાયણે નાજુંને પૂછ્યું.

"આ શસ્ત્રો પણ કોઇ વાર આપણને ઉપયોગી થઇ પડશે; કારણ કે, સંઘર્યો સર્પ પણ કોઇ વાર કામનો થઇ પડે છે એ માન્યતામાં કાંઈપણ રહસ્ય નહિ હોય એમ તો નથી જ." નાજુંએ ઉત્તર આપ્યું.

નારાયણ વધારે ન બોલતાં પોતાની વસ્તુઓને એકત્ર કરી ઝોળીમાં ભરવા લાગ્યો અને ત્યાર પછી ત્યાંથી પ્રયાણ કરી જવામાટે તૈયાર થઈ ગયો. તેને અને નાજુંને વિદાય થવાની અણીપર આવેલાં જોઇને નરપિશાચ અબ્દુર્રહીમ સંન્યાસી નારાયણને સંબોધીને આર્જવથી કહેવા લાગ્યો કે: "સાંઇજી, તમારી આ જાદૂગરીથી અમારા જાણવામાં આવી ગયું છે કે તમો જરૂર કોઇ પહોંચેલા ફકીર છો અને બેગુનાહ છો એટલે હવે મેહરબાની કરીને પોતાના આ જાદૂને પાછો ખેંચી લ્યો અને અમને આ આફતમાંથી છોડાવો; કારણ કે, હવે મારા મનમાં મેં તમને કાંઈપણ ઇજા ન પહોંચાડવાનો તેમ જ આ નાજુંને આગળ કરતાં પણ વધારે આરામમાં રાખવાનો સુસ્તકીમ ઇરાદો કરી લીધો છે."

"આ જાદૂ મારો નથી, પણ આ જગતના ઉત્પાદક મોટામાં મોટા પરમેશ્વર નામક જાદૂગરનો છે અને તેથી આ જાદૂને પાછો ખેંચી લેવાનું મારામાં સામર્થ્ય નથી. જો તમારૂં આયુષ્ય અવશિષ્ટ હશે, તો આ નાગો તમોને દંશવાના નથી એ નિશ્ચય પૂર્વક માનજો અને જો તમારા આયુષ્યની સમાપ્તિ જ થઈ હશે, તો આ નાગોના પાશથી તમને કોઇ પણ મુક્ત કરી શકે તેમ નથી. આ આપત્તિના નિવારણમાટે જે પ્રાર્થના કરવાની હોય તે પરમાત્માને જ કરો

અને માનવશક્તિને ક્ષુદ્ર માનો, એ જ મારો તમને યોગ્ય ઉપદેશ છે.” નારાયણે પરમાત્માની મહત્તાનું દર્શન કરાવ્યું.

નારાયણના મુખથી આવું નિરાશાજનક ઉત્તર સાંભળીને અબ્દુર્રહીમે પોતાના હસ્તોને નાગપાશથી મુક્ત કરવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેના એ પ્રયત્નને જોઇને નાગદેવતાએ એવો તો ભયાનક ફૂત્કાર કર્યો કે તેના યોગે અબ્દુર્રહીમ એક ભયંકર ચીત્કાર કરીને કંપવા લાગ્યો અને તેનો સમસ્ત ગર્વ ત્યાંનો ત્યાં જ ગળી જતાં ‘ યા પરવરદિગાર, યા પરવરદિગાર ’ એ શબ્દો જ વારંવાર તેના મુખમાંથી બહિર્ગત થવા લાગ્યા.

નાજુંએ નારાયણને ત્યાંથી બહાર નીકળવાના માર્ગમાં ચાલવાનો સંકેત કર્યો અને તેથી નારાયણ અબ્દુર્રહીમની દુર્દશા પ્રતિ અધિક લક્ષ ન આપતાં તે માર્ગમાં અગ્રેસર થયો. નાજું તથા નારાયણ નિર્વિઘ્ન બાહ્ય ભાગમાં આવી લાગ્યાં અને ત્યાં એક સ્થાનમાં બેસીને તેમણે સ્વતંત્રતાનો શ્વાસ લીધો. થોડી વાર પછી નારાયણે નાજુંને પૂછ્યું કે:—

“ ત્યારે શું ખરેખર જ તમોએ આ સ્થાનને સદાનેમાટે ત્યાગી દેવાનો અને મારી સાથે હું જ્યાં જાઉં ત્યાં આવવાનો દૃઢ નિશ્ચય કરી લીધો છે ? ”

“ જી હા. ” નાજુંએ બે અક્ષરોના ઉચ્ચારથી પોતાના નિશ્ચયને દર્શાવી દીધો.

“ પરંતુ હું સંન્યાસી હોવાથી અને સંન્યાસીમાટે સ્ત્રીના સહવાસ તથા સાહચર્યનો નિષેધ હોવાથી મારાથી તમોને મારી સાથે લઇ જઈ શકાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ સંન્યાસીના સહવાસને સ્વીકારવાથી તમારૂં જીવન પણ શુષ્ક થઈ જશે અને

તમારા હૃદયની આકાંક્ષાઓ કદાપિ પૂર્ણ થઇ શકશે નહિ.” સંન્યાસી નારાયણે તેને સાથે લેવામાં જે એક પ્રબળ બાધા રહેલી હતી તેનું દર્શન કરાવ્યું.

“ હું સારી રીતે જાણું છું કે સંન્યાસીમાટે સ્ત્રીના સહવાસ તથા સાહચર્યનો સર્વથા નિષેધ છે; તથાપિ હું આપને એમ પૂછું છું કે ભૂલાં પડેલાં પ્રવાસિજનોને સત્ય માર્ગ બતાવવો, પતિત જીવોનો ઉદ્ધાર કરવો અને સંસારમાં પવિત્રતાને વિસ્તારવી એ સંન્યાસીઓનો ધર્મ નથી કે શું? સંન્યાસીઓનું જીવન પરોપકારમાટે નિર્માયલું છે ખરૂં કે નહિ? કારણ કે, જો સંન્યાસીઓનું જીવન પરોપકારમાટે ન નિર્માયલું હોય, તો પછી સંન્યાસીઓમાં અને સંસારના સાધારણ મનુષ્યોમાં ભેદ શો રહ્યો વારૂ?” નાજુએ ગંભીરતાથી પૂછ્યું.

“ સંસાર–અટવીમાં ભૂલાં પડેલાં પ્રવાસિજનોને સત્ય માર્ગ બતાવવો, પતિત જીવોનો ઉદ્ધાર કરવો અને સંસારમાં પવિત્રતાને વિસ્તારવી એ સંન્યાસીઓનો ધર્મ નથી એમ તો મારાથી ન જ કહી શકાય; કારણ કે, એ તો સંન્યાસીઓનો પરમધર્મ છે; તેમ જ સંન્યાસીઓનું જીવન પરોપકારમાટે જ નિર્માયલું છે એનો પણ મારાથી અસ્વીકાર કરી શકાય તેમ નથી; કારણ કે, સંન્યાસીઓના જીવનની એ જ વિશિષ્ટતા તથા મહત્તા છે.” નારાયણે કહ્યું.

“જો એમ જ હોય, તો હું આ સંસાર–અટવીમાં એક ભુલી પડેલી પ્રવાસિની હોવાથી મને સત્ય માર્ગ બતાવવામાટે, હું પતિતા પ્રમદા હોવાથી મારા ઉદ્ધારમાટે અને મારામાં અપવિત્રતા વ્યાપેલી હોવાથી મારામાં પવિત્રતાને વિસ્તારવામાટે મને આપની સહચરી થવા દો અને પરોપકારમાટે આપદ્ધર્મને સ્વીકારી લ્યો; કારણ કે, આપદ્ધર્મના નિયમો સર્વ આશ્રમોમાં સાધારણ ધર્મથી

સર્વથા ભિન્ન પ્રકારના હોય છે એ તો આપ સારી રીતે જાણતા હશો-જ." નાજાંએ નારાયણને આપદ્ધર્મને સ્વીકારીને પોતાને સાથે લઇ જવાની પ્રાર્થના કરતાં આ પ્રમાણેના શબ્દો વિનીત ભાવથી ઉચ્ચાર્યા.

"ત્યારે તમો મારી સાથે વારાણસી ક્ષેત્રમાં આવશો ?" નારાયણે હવે તેની પ્રાર્થનાનો અસ્વીકાર કરી શકાય તેમ ન હોવાથી નિરુપાય થઇને અનુમતિદર્શક પ્રશ્ન પૂછ્યો.

"આપ જ્યાં લઇ જશો ત્યાં હું આપની સાથે આવીશ, આપની સેવા એકનિષ્ઠાથી કરતી રહીશ અને આપ મારા જીવનની જે વ્યવસ્થા કરી આપશો તે વ્યવસ્થાને સ્વીકારીને હું મારૂં અવશિષ્ટ જીવન વીતાડી દઇશ." નાજાંએ પોતાની ભાવનાને વ્યક્ત કરી બતાવી.

"પરંતુ કાશી ક્ષેત્ર પર્યન્ત તમારાથી પગે ચાલીને પ્રવાસ કરી શકાશે અને પ્રવાસનાં કષ્ટો સહી શકાશે કે કેમ ?" નારાયણે પૂછ્યું.

"એક અબળા જ્યારે કષ્ટોને સહન કરી લેવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લે છે તે વેળાયે તેનાથી જો કે સર્વ પ્રકારનાં કષ્ટો સહન કરી શકાય છે; પરંતુ આ પ્રવાસમાં આપને તેમ જ મને વિશેષ કષ્ટ સહન કરવું પડે તેમ નથી; કારણ કે, અબ્દુર્રહીમની અશ્વશાળામાંથી હું અત્યારે જ બે ઉત્તમ તથા શીઘ્રગામી અશ્વો લઇ આવું છું એટલે આપણે અશ્વારૂઢ થઇને જ પ્રવાસ કરીશું અને આપની ધારણા કરતાં ન્યૂન સમયમાં જ કાશી ક્ષેત્રમાં પહોંચી જઇશું." નાજાંએ પ્રવાસજન્ય કષ્ટના નિવારણનો ઉપાય દર્શાવ્યો.

"અશ્વશાળામાંથી અશ્વોને લાવતાં વળી કોઇ નવીન વિપત્તિમાં તમો ન સપડાઇ જાઓ એનો વિચાર તમોએ કર્યો છે ખરો કે ?" નારાયણે વિપત્તિની શંકા દર્શાવી.

"હવે નવીન વિપત્તિ મારા શિરપર આવવાની નથી; કારણ

કે, પરમેશ્વર આપણા પક્ષમાં છે, અબ્દુર્રહીમ તથા રમજાન ભૂગર્ભભવનમાં ભયંકર દશાને ભોગવી રહ્યા છે અને મકાનમાંનાં અન્ય સર્વ સ્ત્રીપુરુષો આપણા પલાયનના ભેદથી અજ્ઞ હોવાથી તેમ જ મને અબ્દુર્રહીમની કૃપાપાત્ર માનીને મારાથી ડરતાં હોવાથી અશ્વશાળામાંથી અશ્વોને લાવતાં મને એક પળમાત્રનો પણ વિલંબ થવાનો નથી. આપ આ સ્થાનમાં જ મારી પ્રતીક્ષા કરતા બેસો; હું યથાશક્ય શીઘ્રતાથી પલાણેલા અશ્વોને લઇને પાછી અહીં જ આવી પહોંચું છું." આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢીને નાજાં તત્કાળ તે અરણ્યમાં પ્રવેશીને નારાયણની દૃષ્ટિથી અદૃશ્ય થઈ ગઇ.

નાજાંના જવા પછી નારાયણના મનમાં વળી એક નવીન શંકાનો ઉદ્‌ભવ થયો અને તે એ કે: "એક વાર નાજાં મને ભૂગર્ભભવનમાં રાખીને ગઈ અને અલ્પ સમયમાં જ અબ્દુર્રહીમ તથા પેલા હબ્શી સાથે આવી લાગી; અબ્દુર્રહીમે મને લૂટીને મારી નાખવાનો પ્રયત્ન કર્યો અને તે સાથે નાજાંને પણ મારી નાખવાનો ભય દર્શાવ્યો, એ સર્વ પ્રપંચ કિંવા ષડ્યંત્ર તો નહિ હોય? પરંતુ ત્યાં પરમાત્માએ તે ઉભય પાપીઓને પન્નગપાશમાં બદ્ધ કરી દીધા એટલે હવે નાજાં બીજા હબ્શીઓને લાવીને મારો ઘાત કરાવવામાટે અને પોતાના પાલક અબ્દુર્રહીમને નાગપાશથી મુક્ત કરાવવામાટે તો મને અહીં બેસાડીને પેલા ભગ્ન મકાનમાં નહિ ગઈ હોય? જો એમ હોય, તો પણ અહીંથી પલાયન કરી જવાનો પ્રયત્ન વ્યર્થ છે; કારણ કે, જો હું પલાયન કરીશ, તો પણ અશ્વારોહી હબ્શીઓ મને અવશ્ય પકડી પાડશે અને જો પરમાત્માની જ મને બચાવી લેવાની ઇચ્છા હશે તો જેવી રીતે તેણે ભૂગર્ભભવનમાં અદ્‌ભુત ચમત્કારનું દર્શન કરાવીને મારા જીવનની એક વાર રક્ષા કરી છે તેવી જ

રીતે હવે પછી પણ તે મારા જીવનની અવસ્ય રક્ષા કરશે." આવા પ્રકારના નિશ્ચયથી હૃદયમાં ભય હોવા છતાં નારાયણ, પરમેશ્વરમાં તેની અચલ શ્રદ્ધા હોવાથી, સાંનો ત્યાં જ બેસી રહ્યો અને નાજાંના આગમનની આતુર તથા અધીર હૃદયથી પ્રતીક્ષા કરવા લાગ્યો; કારણ કે, ઉષઃકાળ નિકટમાં આવતો જતો હતો.

પરંતુ નારાયણની એ શંકા સર્વથા અસત્ય સિદ્ધ થઈ; કારણ કે, નાજાં અર્ધ પ્રહરના બે તૃતીયાંશ જેટલા સમયમાં એક સુસજ્જિત અશ્વપર પોતે આરૂઢ થઈને અન્ય સુસજ્જિત અશ્વની લગામને પકડી ત્યાં આવી લાગી. પ્રથમની નાજાં અને અત્યારની નાજાંમાં એક પ્રકારનું વિલક્ષણ પરિવર્તન નારાયણના જોવામાં આવ્યું અને તે એ કે અત્યાર સુધી નાજાંને નારાયણે તાતારી રમણીના વેશમાં જોઈ હતી અને અત્યારે નાજાંને એક આપાદમસ્તક શ્વેતવસ્ત્રપરિધાના સામાન્યા હિન્દુ કિંવા આર્ય નારીના વેશમાં જોવાનો પ્રસંગ નારાયણને પ્રાપ્ત થયો હતો. આ વેશપરિવર્તનના યોગે પ્રથમ તો નારાયણ તેને ઓળખી જ ન શક્યો અને તેથી તેના મનમાં ઉદ્‌ભવેલી શંકા તત્કાળ કાંઈક પ્રબળતર થવા લાગી; પરંતુ જ્યારે નાજાંએ "આ અશ્વપર આરૂઢ થાઓ એટલે આપણે પ્રયાણ કરી જઈએ" એ શબ્દો પોતાના મંજુલ તથા વીણાવિનિન્દિત સ્વરથી ઉચ્ચાર્યા ત્યારે જ તેને ઓળખી શક્યો અને તેને ઓળખતાંની સાથે જ તેની શંકાનો પણ લોપ થઈ ગયો.

જે અશ્વપર નાજાં પોતે આરૂઢ થયેલી હતી તેમ જ જે અશ્વને તે સંન્યાસી નારાયણમાટે લાવી હતી તે ઉભય અશ્વો સંપૂર્ણ શ્વેતવર્ણ, બૃહદાકાર, હૃષ્ટપુષ્ટ તથા એટલી સીમાપર્યન્ત મનોહર હતા કે તેમના દર્શનથી જ નેત્રો તૃપ્ત થઈ જતાં હતાં.

એ અશ્વોના પૃષ્ઠભાગો એવા તો પહોળા હતા કે સાધારણ મનુષ્ય સૂઇ જાય તો પણ વાંધો ન આવે. અશ્વો જેવા સુંદર હતા તેવા જ સુંદર સાજથી તેમને સજાવવામાં આવ્યા હતા; માત્ર એટલું જ નહિ, પણ તેમના જીનોના અગ્રભાગોમાં નાના પ્રકારના ફળોને અક્કેક કરંડિયો તથા જગની ચાંદીની અકેકી સુરાહી એ આવશ્યકીય વસ્તુઓ પણ બાંધીને લટકાવી દેવામાં આવી હતી; કારણ કે, પ્રવાસમાં એ વસ્તુઓ વિના ચાલી શકે તેમ હતું જ નહિ એ અનુભવિની નાજાં, સારી રીતે જાણતી હતી. અસ્તુઃ નારાયણે પોતાની ઝોળીને જીનના એક ભાગમાં બાંધીને તથા દંડને પોતાના હસ્તમાં ધારણ કરી લઇને અશ્વારોહણ કર્યું અને ત્યાર પછી નાજાંએ અશ્વની લગામ તેના હસ્તમાં આપતાં જ અશ્વ ચાલવા લાગ્યો. નાજાંએ તે પોતે અરણ્યના માર્ગોની જ્ઞાત્રી હોવાથી બુદ્ધિ પૂર્વક પોતાના અશ્વને આગળ રાખ્યો હતો કે જેથી નારાયણને માર્ગ વિષયક ચિન્તામાં પડવાનો પ્રસંગ વારંવાર પ્રાપ્ત ન થાય.

અદ્યાપિ ઉષાનો મંદ પ્રકાશ વિસ્તરેલો હોવાથી અને વૃક્ષરાજીમાંનો માર્ગ કિંચિત્ સંકુચિત હોવાથી અશ્વો મંદગતિથીજ ચાલતા હતા એટલે નાજાંએ સંન્યાસી નારાયણને પૂછ્યું કેઃ " આપે અશ્વારોહણવિદ્યાનો અભ્યાસ કરેલો છે કે કેમ ? કારણ કે, જ્યારે અશ્વને અતિશય વેગથી દોડાવવાનો પ્રસંગ આવી લાગે છે ત્યારે અશ્વારોહણવિદ્યાના અભ્યાસની આવશ્યકતા અનિવાર્ય થઇ પડે છે."

" જો એવો જ પ્રસંગ આવી લાગશે, તો તે વેળાયે મારા એ અભ્યાસનો તમને સાક્ષાત્કાર થઇ જશે એટલે અત્યારે જ એ વિષયના વિવેચનની આવશ્યકતા નથી. " અશ્વારોહણવિદ્યામાં પોતે એટલો બધો નિષ્ણાત ન હોવા છતાં નાજાંના હૃદયમાં પ્રવાસના

પ્રારંભમાં જ ચિન્તાનો આવિર્ભાવ ન થાય એટલામાટે નારાયણે આવા આશ્વાસક શબ્દો ઉચ્ચાર્યા.

" અસ્તુઃ પરંતુ અત્યારે આપણે વિલક્ષણ સંયોગોમાં પ્રવાસ કરતાં હોવાથી મારે કદાચિત્ હવે પુરુષવેશ ધારવો પડશે અને જો એવું જ કોઇ કારણ ઉપસ્થિત થશે, તો શહનશાહ જહાંગીરશાહે પોતાની જે મુદ્રિકા આપને આપી છે તે મુદ્રિકાનો પણ એક અથવા એકથી અધિક સ્થાનોમાં આપણને ઉપયોગ કરવો પડશે એ લક્ષમાં રાખજો. અમુક પ્રસંગોમાં કૂટનીતિના પ્રયોગની અતિશય આવશ્યક્તા હોવાથી જો આપથી કૂટનીતિનો પ્રયોગ ન કરી શકાય, તો એ કાર્ય મને જ કરવા દેજો અને આપ મૌનનું અવલંબન કરી લેજો; કારણ કે, આપ એક સરલહૃદય તથા સત્યવક્તા પુરુષ હોવાથી એ કાર્ય કદાચિત્ આપથી નહિ કરી શકાય એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે." નાજ્નુએ ગંભીરતાથી જણાવ્યું.

" વ્યાવહારિકતામાં તમારી બુદ્ધિ વિશેષ ચપળ હોવાથી પ્રવાસમાં આપણા પ્રવાસની નિર્વિઘ્ન સમાપ્તિમાટે તમને જેમ યોગ્ય લાગે તેમ વર્તવાની સંપૂર્ણ સત્તા છે અને હું તમારા કોઇપણ કાર્યમાં બાધા ઉપસ્થિત કરવાનો નથી." નાજ્નુની બુદ્ધિમત્તામાં વિશ્વાસ બંધાઇ જવાથી નારાયણે તેને તેની પોતાની ઇચ્છા અનુસાર વર્તવાની અનુમતિ આપી દીધી.

આટલા વાર્તાલાપ પછી તેઓ રાજમાર્ગમાં આવી લાગ્યાં અને પોતાના અશ્વોને દ્રુતગતિથી ચલાવવાનો તેમણે આરંભ કરી દીધો. હવે આપણે અબ્દુર્રહીમ તથા હબ્શી રમજાન કિંવા નાગપાશમાં બદ્ધ થયેલા પાપાત્માઓની સ્થિતિનું અવલોકન કરીશું.



જે બે નાગોએ અબ્દુર્રહીમ તથા તેના ગુલામ હબ્શી રમજા-નના હાથો તથા પગોને પોતાનાં શરીરરૂપ બંધનોથી બાંધી રાખ્યા હતા તે નાગો દ્વિતીય દિવસના મધ્યાન્હ પર્યન્ત પોતાની એ સ્થિતિને જ જાળવી રહ્યા હતા; એટલે કે, તેમણે જેમ તે પાપાત્માઓને પોતાના બંધનથી મુક્ત કરવાની ઉદારતા દર્શાવી ન હોતી તે જ પ્રમાણે પોતાના દંશથી તેમના પ્રાણુનાશનો પ્રયત્ન પણ કર્યો ન હોતો. પરંતુ લગભગ ચાર પ્રહર જેટલો સમય મૃત્યુના ભયમાં વીતવાથી અને એક જ સ્થાનમાં ઊભા રહેવાથી તેમના ધૈર્યનો અંત આવી ગયો હતો અને તેમનાં હૃદયો મૃત્યુની યંત્રણા કરતાં પણ અધિકતર ભયંકર યંત્ર-ણાને અનુભવવા લાગ્યાં હતાં. અંતે દ્વિતીય દિવસનો મધ્યાન્હકાળ થતાં તે નાગો પોતાની મેળે જ તે પાપાત્માઓને પોતાના બંધનથી મુક્ત કરીને અદૃશ્ય થઈ ગયા અને તેમના બંધનથી મુક્ત થતાંની સાથે જ તે પાપાત્માઓ જીવ લઈને જે માર્ગમાં નાજા઼ તથા નારા-યણ ગયાં હતાં તે માર્ગમાં દોડયા. તેમનાં એટલા વળી સદ્ભાગ્ય કે નાજા઼એ ભુલથી તે દ્વારને વાસ્યું ન હોતું એટલે તેઓ તત્કાળ બહાર નીકળી આવ્યા; નહિ તો તે દ્વારના ભેદથી તેઓ અજ્ઞ હોવાથી નાગપાશથી મુક્ત થવા છતાં ભૂગર્ભભવનરૂપ કારાગૃહમાં અન્ન વિના મૃત્યુના ભક્ષ થઈ જાત. ચાર પ્રહર પર્યન્ત ઊભા રહે-વાની તપસ્યા થયેલી હોવાથી તેઓ વિશ્રાંતિ લેવામાટે એક વિશાળ વૃક્ષની છાયામાં બેસી ગયા અને ત્યાર પછી અબ્દુર્રહીમે જલપાનની ઇચ્છા દર્શાવતાં વૃક્ષનાં ખરી પડેલાં પાંદડાંનું એક પર્ણપાત્ર બનાવીને નિકટમાં વહન કરતા એક ઝરણુમાંથી હબ્શી રમજા઼ન પોતે જળપાન કર્યા પછી તે પર્ણપાત્રમાં જળ ભરી લાવ્યો. જળના પાનથી કાંઈક શાંતિ થતાં અને તે શાંતિના પરિણામે બોલવાની શક્તિનો આવિ-

બાંવ થતાં વૃદ્ધ પિશાચ અબ્દુર્રહીમ હબ્શી રમજાનને સંબોધીને પોતાના કર્કશ તથા બજ્ઞ સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

"નાજાં આટલી હદ સુધી બેઇમાન નીવડશે અને કોઇ અમીરની માશૂક થવાને બદલે એક ફકીરની માશૂક થવાનું પસંદ કરી તેની સાથે ન્હાસી જશે; માત્ર એટલું જ નહિ, પણ મારા જેવા જમાનાના ખાધેલા જાલિમ મર્દની આંખોમાં પણ ધૂળ નાખવાની હિમ્મત કરશે એમ મેં સ્વપ્નમાં પણ ધાર્યું ન હોતું."

"જે થવાનું હતું તે થઈ ગયું છે એટલે હવે અત્યારે એના વિચારમાં સમય વીતાડવો વ્યર્થ છે. અત્યારે તો હવે અહીંથી પલાયન કરી ગયેલાં એ બન્ને ચોરને પકડી પાડવાનો અને રીબાવી રીબાવીને મારી નાખવાનો જ આપણે વિચાર કરવો જોઇએ; કારણ કે, એ રાંડ નાજાં તથા તેના યાર પેલા ફકીરે આપણને સતાવવામાં કશી પણ કચાશ રાખી નથી. તેઓ બામદાદથી પહેલાં અહીંથી નાઠાં છે એટલે અત્યાર સુધીમાં બહુ બહુ તો તેમણે દશથી પંદર ગાઉ જેટલો પંથ કાપ્યો હશે અને તેથી જો આપણે આપણા ઘોડા દોડાવીને તેમની પૂઠ પકડીશું તો સાંઝ સુધીમાં, રાતે અથવા મોડામાં મોડા આવતી કાલે સવારમાં તેમણે જ્યાં પણ ઊતારો કર્યો હશે ત્યાં તેમને પકડી પાડીશું અને બળાત્કારે તેમને પાછાં આપણા મકાનમાં લઈ આવીશું. મારી તો એવી જ ઇચ્છા છે કે આપણા મકાનમાં જઇને ઘોડાઓને સફરમાટે તૈયાર કરવાનો હુકમ આપીને થોડો નાસ્તો કરી લીધા પછી ઘોડા તૈયાર થાય એટલે આપણે ચાલતા થઇએ તો સારૂં, વધારે વખત ન જવા દઇએ તો સારૂં." કાળા હૃદયના કાળા હબ્શી ગુલામે પોતાના કાળા વિચારોનો પ્રકાશ કરી બતાવ્યો.

"ઓછામાં ઓછો એક દિવસ અને એક રાત્રિ જેટલો સમય વિશ્રાંતિમાં વીતાડયા વિના એટલે કે આવતી કાલના સૂર્યનો ઉદય થવા પૂર્વે મારાથી તો પ્રવાસ કરી શકાય તેમ નથી; કારણ કે, મારૂં શરીર અત્યારે બિલ્કુલ મુર્દાર થઈ ગયું છે. આ કારણથી મારો એવો વિચાર છે કે તું નાસ્તો કરીને તારા દોસ્ત જલાલને લઇને જા અને તે બન્ને બદમાશોને પકડી લાવ. જો તું તેમને પકડી લાવીશ, તો હું નાજાં સાથે તારો નિકાહ કરાવી આપીશ; કારણ કે, ઘણા દિવસથી તારૂં દિલ નાજાંમાં પરોવાયલું છે અને મારા ડરથી તુ તેને નથી છેડી શકતો એ હું સારી રીતે જાણું છું; માત્ર એટલું જ નહિ, પણ હું તારા પગારમાં પણ વધારો કરી આપીશ. પેલા બદમાશ ફકીરને જ આપણે મારી નાખીશું એટલે આપણા વૈરનો બદલો વળી રહેશે. છતાં નાજાં સાથે નિકાહ કરવાની તારી મરજી નહિ હોય, તો પછી નાજાંને પણ આપણે સખ્ત સજા આપવાનો બંદોબસ્ત કરીશું કે જેથી બીજી બાંદીઓના દિલમાં પણ ધાક બેસી જાય અને બીજી કોઈ બાંદી નાફર્માન થવાની કદાપિ હિમ્મત જ ન કરે." અબ્દુર્રહીમે પ્રવાસમાટે પોતાની અશક્તિને દર્શાવીને રમજાનને લોભમાં લપટાવવાનો ઉદ્યોગ કર્યો.

"એક વાર એ બન્ને બદમાશોને અમો પકડી લાવીએ એટલે પછી નાજાંની શી વ્યવસ્થા કરવી અને એ ફકીરને શી સજા આપવી એનો આપણે નીરાંતે નિશ્ચય કરી લઇશું. ત્યારે હવે ચાલો સત્વર મકાન ભણી; ત્યાં આપ ખાઇ પીને આરામ ફર્માવો અને હું મારા દોસ્ત જલાલને લઇને તે બદમાશોની પાછળ અત્યારે જ રવાના થાઉં છું." રમજાને કહ્યું.

એ પછી અબ્દુર્રહીમ તથા રમજાન ત્યાંથી ઉઠીને જે મકાનના

દ્વારમાં નારાયણ અને અબ્દુર્રહીમનો પ્રથમ સાક્ષાત્કાર થયો હતો તે મકાનના દ્વાર પાસે આવી લાગ્યા અને એ વેળાયે હબશી જલાલ દ્વારમાંજ ઊભેલો હોવાથી અબ્દુર્રહીમ તથા રમજાનને આવી રીતે પગે પાળા આવેલા જોઇને તેના મનમાં આશ્ચર્ય થતાં તેના મુખમાંથી અચાનક એવા પ્રશ્નો નીકળી ગયા કેઃ " આપ બન્ને આમ ચાલતા ક્યાંથી આવો છો ? ઘોડા ક્યાં છે ? તળાવની પાળપર તેમને ચરવામાટે છોડી તો નથી આવ્યા ? ? "

" અમો ગઇ કાલે રાત્રે અહીંથી ગયા હતા ત્યારે ઘોડા લઇ જ ક્યારે ગયા હતા કે ઘોડાને પાંછા લાવીએ અથવા જંગલમાં ચરવામાટે છોડી આવીએ ? આ તું શું બકે છે ? શરાબ પીને તો નથી આવ્યો ? " અબ્દુર્રહીમે સામો તેનેજ ભરખી ખાધો.

" ગઇ કાલે રાતે આ રમજાન પણ ઘોડો લઇ ગયો ન હોતો, તેમ જ આપ પણ ઘોડાને લઇ ગયા ન હોતા; પણ જ્યારે થોડી રાત બાકી હતી ત્યારે નાજુંને આપે બે પલાણેલા ઘોડા લાવવામાટે મોકલી હતી ખરી કે નહિ ?" જલાલે પ્રતિપ્રશ્ન પૂછ્યો.

" તો શું નાજું જ્યારે થોડી રાત બાકી હતી ત્યારે અહીં આવીને બે પલાણેલા ઘોડા અહીંથી લઇ ગઈ હતી ? " અબ્દુર્રહીમે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

" તેણે અહીં આવીને જણાવ્યું કે ' ગઈ કાલે સાંઝે અહીં આવેલો પેલો માલદાર ફકીર ક્યાંક પલાયન કરી ગયો છે તેને પકડી પાડવામાટે ખાં સાહબ તથા રમજાન જવાના હોવાથી તેમના ઘોડાઓને સફરમાટે તૈયાર કરી આપો અને દરેક ઘોડાના જીન સાથે ખાનાનો અકોકો કરંડિયો તથા પાણીની ચાંદીની અકોરી સુરાહી પણ બાંધી દો.' અમોએ તેના કહ્યા પ્રમાણે ઘોડાઓને તૈયાર

કરી આપ્યા અને તે ઘોડાઓને આપના હાથમાં સોંપીને આવવાનું કહી ગયેલી હોવા છતાં હજી પાછી આવી નથી. ” જલાલે મોકાણના સમાચાર સંભળાવ્યા.

“ રમજાન, આપણે પોતાને દુનિયાના ઉસ્તાદ માનીએ છીએ ખરા, પણ આ નાની અને નાજુકડી આજકાલની છોકરી નાજાં. તો આપણા જેવા ઉસ્તાદોની પણ ઉસ્તાદ નીકળી એટલું તો આપણે અત્યારે કાન પકડીને કબૂલ કરવુંજ જોઇએ. નાજાંની આ કાંઈ જેવી તેવી ચાલાકી કહેવાય ? ” રમજાનને સંબોધીને આ પ્રમાણેના ઉદ્દગારો કાઢયા પછી અબ્દુર્રહીમે જલાલને પૂછ્યું કે : “ એ તો ઠીક; પણ નાજાં જયારે ઘોડાઓને લેવામાટે આવી હતી ત્યારે પોતાના અને મારા ઓરડામાં ગઈ હતી ખરી કે ? ”

“ જી હા, હું જ્યારે ઘોડાઓને પલાણીને તૈયાર કરવામાટે અસ્તબલમાં ગયો હતો તે વેળાએ તે પોતાના ઓરડામાં ગઇ હતી, ત્યાંથી એક નાની પોટલીમાં કાંઇક બાંધીને લઇ આવી હતી અને તેનામાં આપનો પૂરો વિશ્વાસ હોવાથી મારા મનમાં કાંઇક શક આવવા છતાં પણ મેં તેને કોઇ સવાલ પૂછ્યો ન હોતો. ” જલાલે વધારે ચમકાવનારી વાર્તા સંભળાવી.

“ આથી સ્પષ્ટ જણાય છે કે તે રંડા અહીંથી કાંઇક પૈસા ટકા તથા ઘરેણાં પણ અવશ્ય પોતા સાથે લઈ ગયેલી હોવી જોઇએ અને તેથી હવે તેને પકડી લાવવામાટે અહીંથી નીકળ્યા વિના મારો છૂટકો જ નથી. રમજાન, હવે અતિશય ઉતાવળ કરવાની આવશ્યક્તા નથી; કારણ કે, એ બદમાશ ઔરત અને એનો યાર ગમે તેટલી ઉતાવળથી આગળ વધ્યાં હશે; તો પણ બન્નેનાં શરીર કોમળ હોવાથી તેમ જ પેલા પહોરે ગઇ કાલથી અન્ન લીધેલું ન હોવાથી

રાત્રિના સમયમાં તો ખાનપાનની વ્યવસ્થા તથા વિશ્રાંતિમાટે ક્યાંક પણ ઊતારો કર્યા વિના તેમને ચાલે તેમ છે જ નહિ; એટલામાટે અત્યારે ખાઇ પીને સંધ્યાકાળ સુધીનો સમય વિશ્રાંતિમાં વીતાડીને રાત્રિના આરંભમાં હું, તું, આ જલાલ અને કમાલ મળીને ચાર-જણુ મારતા ઘોડે અહીંથી રવાના થઇશું અને સવાર સુધીમાં તો આપણે આપણાં તે ચોરોને જરૂર પકડી પાડીશું. જલાલ, રાત્રિના આરંભ પૂર્વે સફરની સઘળી તૈયારી થઇ જવી જોઈએ." અબ્દુર્રહીમે પોતાના વિચારો દર્શાવી દીધા.

"બજા ઇર્શાદ." જલાલે આજ્ઞાધીનતા દર્શાવી.

સારાંશ કે, રાત્રિનો આરંભ થતાં જ અબ્દુર્રહીમ શયતાન અને તેના ત્રણુ હબ્શી ગુલામ નાજાં તથા નારાયણુને પકડી લાવવામાટે અશ્વારોહણુ કરીને ત્યાંથી વિદાય થઇ ગયા અને રાજમાર્ગમાં પોતાના અશ્વોને તેમણે એકદમ મારી મૂક્યા.



## પ્રકરણુ ૧૧ મું
## પૂઠે પડેલા પિશાચો



નાજાંએ નારાયણુ સાથે પોતાના પ્રવાસનો આરંભ કરીને ચાર કે પાંચ ગાઉ જેટલો પંથ કાપ્યા પછી એક સ્થાનમાં અશ્વ-પરથી નીચે ઊતરીને પોતાના સ્ત્રીવેશને ત્યાગી પુરુષવેશને ધારણુ કરી લીધો હતો અને ત્યારપછી નારાયણુને પોતાને નરોત્તમના નામથી બોલાવવાની સૂચના આપીને તે પુરુષવેશમાં જ નારાયણુ સાથે પ્રવાસ કરી રહી હતી. જે વેળાયે દિવસના તૃતીય પ્રહરનો અંત થયો તે વેળાયે તેઓ પોતાના અત્યંત શીઘ્રગામી અશ્વોની સહાયતાથી પચીસ

આઠ જેટલો પ્રવાસ કરીને એક સુંદર ગ્રામની સીમમાં આવી લાગ્યાં અને ત્યાંની એક ધર્મશાળામાં ઊતરીને નાજુએ પ્રથમ તે ધર્મશાળાના રક્ષકને પોતા પાસે બોલાવ્યો અને વિનયપૂર્વક કહ્યું કેઃ—

" આપ કૃપા કરીને પ્રથમ અમારા અશ્વોને ઘાસ દાણો આપવાની વ્યવસ્થા કરો અને ત્યારપછી અમારા ભોજનની વ્યવસ્થા કરી નાખો. આ લ્યો એક સુવર્ણમુદ્રા, જેટલો ખર્ચ થાય તેટલો કરજો અને જે કાંઈ બચે તે તમારા પરિશ્રમના મૂલ્ય તરીકે તમારી પાસે રાખી લેજો; કારણ કે, પ્રવાસમાં અમને જો સુખ મળતું હોય, તો પૈસા વધારે ખર્ચાય તેની અમને દરકાર નથી. "

જે સમયમાં એક સુવર્ણમુદ્રાના યોગે દશ મનુષ્યોના કુટુંબનો એક માસ પર્યન્ત નિર્વાહ ચલાવી શકાતો હતો એટલી બધી સોંઘવારી હતી અને મોંઘવારીના નામને પણ લોકો જાણતાં ન હોતાં તે સમયમાં બે અશ્વોના એક વારના ઘાસદાણા તથા બે મનુષ્યોના એક વારના ભોજનના મૂલ્ય તરીકે એક સુવર્ણમુદ્રા આજના હિસાબે પચાસ સુવર્ણમુદ્રા સમાન હોવાથી ધર્મશાળાના રક્ષકના આનન્દનો અવધિ થઇ ગયો અને એ પ્રવાસીઓ ધર્મશાળામાં બે પાંચ દિવસ પડયા રહે તો સારૂં એવી તે પરમેશ્વરનાં ચરણોમાં પ્રાર્થના કરવા લાગ્યો; કારણ કે, ધર્મશાળામાં આવતાં સાધારણ પ્રવાસિજનો પાસેથી તેને આખા મહિનામાં પણ એટલી આવક ભાગ્યે જ થતી હતી. અર્થાત્ ધર્મશાળાના રક્ષકે નાજું અથવા નરોત્તમની આજ્ઞા અનુસાર સર્વ વ્યવસ્થા તત્કાળ કરી આપી અને જ્યારે નાજું તથા નારાયણ ભોજનના કાર્યથી નિવૃત્ત થયાં એટલે ધર્મશાળાના રક્ષકે તેમને વિશ્રાંતિના ઉપભોગમાટે એક જૂદો ઓરડો પણ કાઢી આપ્યો અને સારાં ગાદલાં પણ બિછાવી આપ્યાં ખરી. વાત છે, હાથ પોલો

તો આખો દેશ ગોતો; અર્થાત્ એવું કયું સુખ છે કે જે પૈસાથી પ્રાપ્ત નથી થઇ શકતું ? પરંતુ નારાયણ ગાદલાંનો ઉપયોગ ન કરતાં પોતાના મૃગચર્મને પાથરીને તેના પર જ સૂઇ રહ્યો. ગત દિવસના પગે ચાલીને કરેલા પ્રવાસ, ગતરાત્રિના ઉદ્વેગયુક્ત જાગરણ તથા આજના પ્રવાસના પરિણામે અત્યંત શ્રાંત થયેલો નારાયણ મૃગચર્મપર લેટતાંની સાથેજ ગાઢ નિદ્રાને આધીન થઇ ગયો અને રાત્રિનો એક પ્રહર વીતતાં નાજુંએ જ્યારે તેને જગાડયો ત્યારે જ તે જાગ્રત થયો.

પોતાના ઓરડામાં દીપકને પ્રજ્વલિત જોઇને નારાયણે નાજુંને પૂછયું કે: "બંધુ નરોત્તમ, રાત્રિનો કેટલોક સમય વીત્યો હશે વારૂ ?"

"રાત્રિનો પ્રથમ પ્રહર પરિસમાપ્ત થયો છે અને રાત્રિના દ્વિતીય પ્રહરનો આરંભ થઇ ચૂક્યો છે. મેં આપની નિદ્રાનો એટલામાટે ભંગ કર્યો છે કે આપણે અત્યારે જ આપણા પ્રવાસનો પુનઃ પ્રારંભ કરવાનો છે; કારણ કે, મારા હૃદયમાં કાંઇક ભયની શંકા થયા કરે છે અને આવી શંકાઓ બહુ વાર સત્ય સિદ્ધ થતી હોવાથી યથાસમય ચેતી જવું અને ભયના મુખમાંથી મુક્ત થવું એ જ વધારે સારૂં છે." નાજુંએ પ્રવાસમાં અગ્રેસર થવાનો પ્રસ્તાવ કર્યો અને તેનું કારણ પણ દર્શાવી દીધું.

"વિચારશક્તિ પણ એક અદ્દભુત શક્તિ હોવાથી અને વિચાર યોગવિદ્યાનો એક અંશ હોવાથી ઘણીક વાર એમ બની જાય છે કે જે સમયમાં આપણો કોઇ મિત્ર આપણા સંબંધમાં કાંઇ અનુકૂલ વિચાર કરી રહ્યો હોય છે તે સમયમાં આપણા અંતઃકરણમાં એક પ્રકારના અજ્ઞેય આનંદનો ભાવ ઉદ્દભવે છે અને જ્યારે આપણો કોઇ શત્રુ આપણા અકલ્યાણના વિચારમાં નિમગ્ન થયેલો હોય છે

ત્યારે અચાનક આપણા હૃદયમાં શોક તથા ભયની ભાવનાનો આવિર્ભાવ થાય છે. અત્યારે તમારા મનમાં જે ભયની શંકા થાય છે તે આપણા શત્રુઓના અત્યારે ચાલતા વિઘાતક વિચારોનું જ પરિણામ હોવું જોઇએ એવી મારી દૃઢ માન્યતા છે; કારણ કે, મારા મનમાં પણ આજે મધ્યાન્હ પછી આપણે પ્રવાસમાં હતાં ત્યારથી જ આવા પ્રકારની શંકાનો આવિર્ભાવ થયેલો છે." નારાયણે કહ્યું.

"જો સત્ય કહું તો મારા મનમાં પણ તે જ સમયથી આ સંશય ઉદ્‌ભવ્યો છે; પરંતુ અત્યારસૂધી મેં આપને મારા એ સંશયની વાર્તા કહી ન હોતી તેનું કારણ એ હતું કે આપને ખાનપાન તથા વિશ્રાંતિની અનિવાર્ય આવશ્યકતા હોવાથી જો આપ ભયભીત થઈ જશો, તો આપથી ખાનપાન તથા નિદ્રાનો ઉપભોગ નહિ કરી શકાય. અત્યારે હવે આપે પુનઃ પ્રવાસ કરવા જેટલી શક્તિને પ્રાપ્ત કરી લીધી છે અને તેથી જ મારી આ શંકા મેં આપને દર્શાવી દીધી છે." નાજાંએ જણાવ્યું.

વિચારશક્તિનો કેવો અને કેટલો અદ્‌ભુત પ્રભાવ! એ તો પાઠકો તથા પાઠિકાઓ સારી રીતે જાણે છે કે મધ્યાન્હકાળ પછી જ અબ્દુર્રહીમ તથા રમજાન નાગપાશથી મુક્ત થયા હતા અને તે સમયથી જ તેમણે નાજાં તથા નારાયણના સંબંધમાં વિઘાતક વિચારો કરવા માંડયા હતા અને અહીં મધ્યાન્હ પછી જ નાજાં તથા નારાયણનાં અંતઃકરણોમાં એકસમયાવચ્છેદે ભયદર્શક સંશયનો આવિર્ભાવ થવા લાગ્યો હતો, એ વિચારશક્તિનું જ નહિ, તો અન્ય શાનું પરિણામ હોઈ શકે વારુ? મિત્ર તથા શત્રુના આવા અનુકૂલ તથા પ્રતિકૂલ વિચારોનું ઇષ્ટ કિંવા અનિષ્ટ પરિણામ સર્વ મનુષ્યોનાં મનમાં થાય છે; પરંતુ જેઓ માનવવિચાર અને તેની નાનાવિધ

શક્તિઓના જ્ઞાતા હોય છે તેઓ એ પરિણામના કારણને તત્કાળ જાણી લે છે અને જેઓ યોગવિદ્યાના એ અંશના જ્ઞાતા નથી હોતા તેઓ એ પરિણામની યથાર્થ કલ્પના કરી શકતા નથી એટલો જ માત્ર ભેદ છે. નાજું તથા નારાયણ એ યોગવિદ્યાના અંશને અલ્પ સ્વલ્પ પરિમાણમાં જાણતાં હોવાથી પોતાની શંકાના કારણની અધિક કલ્પના કરી શક્યાં હતાં; પરંતુ જો તેઓ યોગવિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન ધરાવતાં હોત, તો શત્રુઓના સર્વ વિચારો અને શત્રુઓની સઘળી હીલચાલોને તેઓ તેમના યથાર્થ સ્વરૂપમાં તત્કાળ જાણી લેત એ સર્વથા નિર્વિવાદ છે. અસ્તુ: નારાયણે નાજુંના ઉપર્યુક્ત ઉદ્‌ગારો સાંભળીને પૂછ્યું કે:—

"ત્યારે આપણે હવે કેટલા સમય પછી પ્રયાણ કરવાનું છે? કારણ કે, આ સ્થાનને હવે સત્વર ત્યાગી જવામાં જ આપણું શ્રેય છે."

"અશ્વોને પલાણીને તૈયાર કરવાની મેં ધર્મશાળાના રક્ષકને ક્યારનીયે આજ્ઞા આપી દીધી છે એટલે આપ પ્રવાસમાટે તૈયાર થઈ જાઓ એટલી જ વાર છે." નાજુંએ કહ્યું.

અલ્પ સમયમાં જ નાજું તથા નારાયણે પુનઃ પોતાના પ્રવાસનો પ્રારંભ કરી દીધો,

* * * * *

સંન્યાસી નારાયણ કાશીક્ષેત્રમાં પહોંચવામાટે પ્રવાસ કરતો હતો એ રહસ્ય નારાયણના પોતાના મુખથી જ અબ્દુર્રહીમના જાણવામાં આવી ગયેલું હોવાથી અને સંન્યાસી નારાયણના મુખમાંથી એ રહસ્યને દર્શાવનાર ઉદ્‌ગાર સ્વાભાવિક જ બહિર્ગત થયેલો હોવાથી અબ્દુર્રહીમે પણ પોતાના ત્રણ હબ્શી ગુલામો સહિત કાશીક્ષેત્રના માર્ગમાં જ પ્રવાસ કરવા માંડ્યો હતો એ

અમારાં ચાણુક્યબુદ્ધિ પાઠકો તથા પાઠિકાઓને નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી. અબ્દુર્રહીમ તથા તેના હબ્શી ગુલામો માર્ગમાં પ્રવાસીઓનાં જે જે વિશ્રામસ્થાનો આવતાં હતાં ત્યાં ત્યાં ' અહીં એક અશ્વારોહી સંન્યાસી તથા એક અશ્વારોહિણી મુસલ્માન યુવતી આવ્યાં હતાં કે કેમ ?" એ પ્રમાણેની પૃચ્છા કર્યા કરતા હતા; પરંતુ એક પ્રવાસીના મુખથી માત્ર એટલી વાર્તા જ તેમના સાંભળવામાં આવી હતી કે: ' એક સંન્યાસીને મેં અશ્વારૂઢ અવસ્થામાં પ્રવાસ કરતો આજે મધ્યાન્હ પૂર્વે જોયો હતો ખરો; પરંતુ તેની સાથે કોઇ અશ્વારૂઢ મુસલ્માન યુવતી ન હોતી; કિન્તુ હિન્દુજાતિનો એક સુંદર યુવક હતો એટલે તમો જેમને શોધવા નીકળ્યા છો તે પ્રવાસીઓ એ તો નહિ જ હોય.' ઉષ:કાળમાં તેઓ જે ધર્મશાળામાં નારાયણ તથા નાજુંએ ખાનપાન તથા વિશ્રાંતિમાટે આશ્રય લીધો હતો તે ધર્મશાળાના દ્વારમાં આવી પહોંચ્યા અને તે ધર્મશાળાના રક્ષકને બહાર બોલાવીને અબ્દુર્રહીમે પૂછ્યું કે--

"આ ધર્મશાળામાં અમને આશ્રય મળી શકશે કે કેમ ?"

"આ ધર્મશાળા હિન્દુઓમાટે જ બંધાવવામાં આવી છે એટલે ઉચ્ચજાતિના હિન્દુઓ વિના અન્ય કોઇને પણ આ ધર્મશાળામાં આશ્રય આપવામાં આવતો નથી. પાસે જ એક મુસલ્માન ભઠિયારાનું ઘર છે ત્યાં જો આપ પૈસા આપશો તો આપને આશ્રય પણ મળી શકશે અને ખાવાપીવાની સગવડ પણ થઇ જશે." ધર્મશાળાના હિન્દુ રક્ષકે ઉત્તર આપ્યું.

"વારૂ, એ સગવડ અમો કરી લઇશું; પણ જે એક બીજી બાબત અમારે તમારી પાસેથી જાણવાની છે તે એ કે ગઇ કાલે

તમારી આ ધર્મશાળામાં એક અશ્વારૂઢ સંન્યાસી તથા એક અશ્વારોહિણી મુસલ્માન યુવતી આવ્યાં હતાં કે કેમ?" અબ્દુર્રહીમે સ્વાર્થદર્શક પ્રશ્ન પૂછ્યો.

"આ ધર્મશાળામાં મુસલ્માનને આશ્રય મળી જ નથી શકતો એ તો મેં અત્યારે જ આપને જણાવી દીધું છે; છતાં એક મુસલ્માન યુવતીના આ સ્થાનમાંના આગમનના સમાચાર આપ મને પૂછો છો એથી મારા મનમાં આશ્ચર્ય થાય છે. અમારી આ ધર્મશાળામાં તો શું, પણ ગઇ કાલે આ ગ્રામમાં પણ કોઇ મુસલ્માન યુવતી અશ્વારૂઢ થઇને આવી હોય એ ઘટના સર્વથા અશક્ય છે; કારણ કે, ગ્રામમાં આવતાં પ્રવાસીઓ આવતાં કે જતાં મારી દૃષ્ટિયે ન પડે એ કદાપિ ન માની શકાય તેવી વાર્તા છે. આ ધર્મશાળામાં ગઈ કાલે સંધ્યાકાળથી પૂર્વે બે અશ્વારોહી પ્રવાસીઓ આવ્યા હતા ખરા; પણ તેઓ બન્ને હિન્દુ જ હતા; અર્થાત્ તેમનામાંનો એક સંન્યાસી હતો અને બીજો એક ગૃહસ્થ યુવક હતો........"

"ત્યારે તો તેઓ અદ્યાપિ અહીં જ હોવા જોઈએ: કારણ કે, જે પ્રવાસીઓ રાત્રિનિવાસમાટે ધર્મશાળાનો આશ્રય લે છે તેઓ પ્રભાત પૂર્વે પોતાના પ્રવાસમાં ભાગ્યે જ આગળ વધે છે." અબ્દુર્રહીમે ધર્મશાળાના રક્ષકને વચ્ચે જ બોલતો અટકાવીને આ પ્રમાણેના ઉદ્‌ગારો કાઢ્યા; કારણ કે, અત્યારે અચાનક તેના મનમાં 'કદાચિત્ નાજુંએ વેશપરિવર્તન કર્યું હોય, તો?' એવી શંકાનો ઉદ્‌ભવ થયો હતો અને એ શંકાના પરિણામે જ તેના મુખમાંથી આ ઉદ્‌ગારો નીકળ્યા હતા.

એ જ વેળાયે ધર્મશાળાના રક્ષકના મનમાં પણ અબ્દુર્રહી-

મના સંબંધમાં 'પેલા બે નિર્દોષ પ્રવાસીઓની પૂઠે પડેલા આ કોઇ લુટારા તો નહિ હોય ? કારણ કે, આમના રંગઢંગ તો લુટારા જેવા જ દેખાય છે અને એટલામાટે જેમણે મને એક સુવર્ણમુદ્રા આપવાની ઉદારતા દર્શાવી છે તેમનો ખરો પત્તો તો આમને મારે ન જ આપવો જોઇએ.' આ પ્રમાણેની શંકા ઉદ્દભવતાં તેણે નાઝું તથા નારાયણનો પત્તો તેમને ન આપવાનો આવી રીતે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો અને ત્યારપછી ગંભીરતાથી કહ્યું કેઃ--

"નહિ, તે પ્રવાસીઓ અત્યારે આ ધર્મશાળામાં નથી; કારણ કે, તેઓ રાત્રિના દ્વિતીય પ્રહરના પ્રારંભમાં જ અહીંથી પ્રયાણ કરી ગયા છે અને તેથી અત્યારે તો કોણ જાણે ક્યાંય પહોંચી ગયા હશે."

"તેમના ઘોડા સફેદ હતા કે કેમ ?" અબ્દુર્રહીમે પૂછ્યું.

"નહિ, તેમના ઘોડા લાલ રંગના હતા." ધર્મશાળાના રક્ષકે અબ્દુર્રહીમને સર્વથા ભ્રમમાં નાખી દેનારૂં ઉત્તર આપ્યું.

"તેઓ અહીંથી ક્યાં જવાના હતા એ તમો જાણો છો ખરા કે ?" અબ્દુર્રહીમે એક વિશિષ્ટ આશયથી પૂછ્યું.

"પ્રવાસીઓને તેઓ ક્યાંથી આવે છે અને ક્યાં જવાના છે ઇત્યાદિ પ્રશ્નો પૂછવાનો જો કે અમારો અધિકાર નથી; તથાપિ તેમના પરસ્પર વાર્તાલાપથી એ મારા જાણવામાં આવ્યું હતું કે તેઓ લખનૌ પાસેના કોઈ નાના ગામડામાં જવાના હતા. એથી વધારે હું કાંઇ પણ જાણતો નથી." ધર્મશાળાના રક્ષકે સર્વથા અસત્યનું અવલંબન કરીને આ ઉત્તર આપ્યું અને ત્યારપછી કાર્યનું નિમિત્ત દર્શાવીને તે પાછો ધર્મશાળામાં ચાલ્યો ગયો.

ધર્મશાળાનો રક્ષક ધર્મશાળામાં ચાલ્યો ગયો એટલે અબ્દુ-

રહીમે રમજાનને સંબોધીને કહ્યું કેઃ "અત્યાર સુધી આપણાં ચોરો આ રસ્તામાં ચાલીને આગળ વધ્યાં હોય એવી ખાત્રી કરાવનારા સમાચાર આપણને મળી શક્યા નથી અને તેથી તેઓ કદાચિત્ કોઇ બીજા માર્ગથી પોતાનો પ્રવાસ કરતાં હોવાં જોઇએ એવી કલ્પના કરી શકાય છે. તો હવે આપણે આ માર્ગમાં જ આગળ વધવું કે કેમ?"

"મને તો એમ જ લાગે છે કે તેઓ આ માર્ગમાં જ પ્રવાસ કરતાં હોવાં જોઇએ અને તેઓ વિશ્રાંતિમાટે ક્યાંય રોકાયાં નથી તેથી જ આપણને તેમના સમાચાર મળી શકતા નથી. આપણને આપણા પ્રવાસના માર્ગને બદલવાની આવશ્યક્તા નથી; કારણ કે, કદાચિત્ તેઓ માર્ગમાં ક્યાંય આપણા હાથમાં નહિ આવે, તો પણ કાશીપુરીમાં તો જુરૂર તેઓ આપણને ભેટી જશે અને જો તેમ થશે, તો આ રમજાન, જલાલ તથા કમાલ કાં તો તેમને ત્યાંથી ઊપાડીને પાછાં આપણા મકાનમાં લઇ આવશે અને કાં તો ત્યાં જ તેમની હત્યા કરીને આ ઝગડાને હમેશાને માટે મટાડી દેશે; કારણ કે, નાજાં આપણા સર્વ ભેદોને જાણતી હોવાથી આપણી દુશ્મન્ થવા પછી આપણા મકાન વિના અન્ય કોઇ પણ સ્થાનમાં તેને જીવતી રહેવા દેવી એ ગોયા આપણા પોતાના નાશને પોતે જ બોલાવી લેવા બરાબર છે. સારાંશ કે, આપણા ભેદોને પ્રકાશમાં લાવવાનો પ્રસંગ તેને પ્રાપ્ત થાય ત્યાર પહેલાં કાં તો તે આપણા કબ્જામાં આવી જવી જોઇએ અને કાં તો તેની જિન્દગીનો ચિરાગ બુઝાઇ જવો જોઇએ, નહિ તો આપણી જિન્દગી જોખમમાં આવી પડશે અને આપણી પાયમાલી થઇ જશે." હબ્શી રમજાને એ જ માર્ગથી પ્રવાસમાં આગળ વધવાનાં અને કાશીપુરી પર્યન્ત

પહોંચી જવાનાં અબ્દુર્રહીમને અત્યન્ત પ્રબળ તથા અનિવાર્ય કારણો દર્શાવ્યાં.

"પરંતુ આપણા રોજગારના આપણે ચારે સિતુન આપણા મકાનમાં નહિ હોઇએ તો આપણા રોજગારની શી હાલત થશે? ફક્ત એટલું જ નહિ, પણ આપણી ગયરહાજરીમાં કોઇ અમીર આવી લાગશે, તો તેની ખાતિરબર્દાસ્ત કોણ કરશે તેમ જ કોઇ નૌજવાન હસીનાને આપણા હાથોમાં વેચવામાટે કોઇ લઇ આવશે તો તે વેચાણનું સાટું નક્કી કોણ કરશે?" અબ્દુર્રહીમે પોતાના મકાનમાં પોતાની હાજરીનાં કારણો દર્શાવ્યાં.

"આપની આ વાત પણ સાચી છે અને તેથી મારી એવી રાય છે કે આપ આ કમાલને લઇને પાછા આપણા મકાન ભણી જવાને રવાના થઇ જાઓ અને મને તથા જલાલને આપણાં ચોરોની પાછળ જવા દો. જો અમો બે જણ સાથે હઇશું, તો બાવીસને પૂરા પડીશું અને કામયાબ થઇને જ પાછા ફરીશું એટલે આપ કોઇ પણ જાતની ફિક્ર રાખશો નહિ." રમજાને ગંભીરતાથી કહ્યું.

"મારો પણ એ જ ઇરાદો હતો. લે આ પચાસ સોનામોહોરો મેં મારી સાથે રાખી છે તે તું તારી પાસે રાખી લે; જુરૂરત પ્રમાણે એમાંથી ખર્ચ કરજો અને જેમ બને તેમ ઉતાવળથી કામ ફતેહ કરીને પાછા આવજો." આ શબ્દો ઉચ્ચારીને અબ્દુર્રહીમે પચાસ સુવર્ણમુદ્રાથી ભરેલી નાની થેલી રમજાનના હાથમાં આપી દીધી અને ત્યાર પછી પોતાના અશ્વને પાછો વાળીને કહ્યું કે: "ત્યારે હવે ખુદા હાફિજ!"

"ખુદા હાફિજ." રમજાને પણ તે જ શબ્દો ઉચ્ચાર્યા.

અબ્દુર્રહીમ તથા કમાલ ત્યાંથી પાછા વળ્યા અને રમજાન

તથા જમાલ જે માર્ગમાં નાજૂં તથા નારાયણુ અગ્રેસર થયાં હતાં તે જ માર્ગમાં પોતાના અશ્વોને દ્રુતગતિથી ચલાવતા અગ્રેસર થવા લાગ્યા. જમાલ તથા રમજાને સમસ્ત રાત્રિ પ્રવાસમાં વીતાડેલી હોવાથી ઉપર્યુક્ત ધર્મશાળા પાસે અબ્દુર્રહીમ તથા કમાલથી છૂટા પડીને દશ ગાઉ જેટલો પ્રવાસ કર્યા પછી દિવસના પ્રથમ પ્રહરનો અંત થતાં માર્ગમાં જ એક તળાવની પાળપર તેઓ અશ્વોપરથી નીચે ઊતરી પડયા; કારણ કે, અશ્વોને ઘાસ દાણો આપવાની તથા પાણી પાવાની તેમ જ તેમને પોતાને પણ કાંઇક નાસ્તો કરીને જળપાન કરી લેવાની અનિવાર્ય આવશ્યકતા હતી. એ તળાવની પાળપર એક વૃદ્ધ મુસલ્માન તથા તેની વૃદ્ધ સ્ત્રી એક ઝૂપડી બાંધીને પડયાં હતાં; તેઓ મુસલ્માન મુસાફિરોને જંગલમાં જેટલા પરિમાણમાં કરી શકાય તેટલા પરિમાણમાં ઘોડાના ઘાસ દાણાનો તથા તેમના પોતાના નાસ્તા વગેરેનો બંદોબસ્ત કરી આપતાં હતાં અને એ વ્યવસાયથી જે નફો રહેતો હતો તેનાથી પોતાનું ગુજરાન ચલાવ્યાં કરતાં હતાં. અર્થાત્ એ સ્થાનમાં મળતી આ સગવડના રમજાન તથા જમાલ જાણીતા હોવાથી તેમણે પોતાની આવશ્યકતાને પૂરી કરી લેવામાટે એ સ્થાનમાં અટકવાનું જ યોગ્ય ધાર્યું હતું. પરંતુ એ સ્થાનમાં તેમને એક એવું પ્રમાણ મળી ગયું કે તેના યોગે નાજૂં તથા નારાયણુ એ જ માર્ગમાં અગ્રેસર થયેલાં હતાં, એ ઘટના નિશ્ચય પૂર્વક તેમના જાણવામાં આવી ગઈ. તે પ્રમાણ એ કે નાજૂં જે બે શ્વેત અશ્વોને અબ્દુર્રહીમની અશ્વશાળામાંથી લઇ આવી હતી તે બે અશ્વોમાંનો એક અશ્વ તળાવથી થોડાક અંતરપર એક વૃક્ષની છાયામાં આડો પડયો હતો. તે અશ્વને રમજાન તથા જમાલે તરત ઓળખી લીધો અને તેના સંબંધમાં પૃચ્છા

કરતાં તે કુટીરવાસી વૃદ્ધ મુસલ્માનના મુખથી એવી કથા તેમના સાંભળવામાં આવી કે: " ગઇ કાલે મધ્યરાત્રિના સમયમાં કોઈ બે મુસાફિરો પોતાના ઘોડાઓપર સવાર થઇને સફર કરતા હતા એવામાં એક ઘોડાનો પગ રસ્તામાંના એક ઊંડા ખાડામાં ધસી પડવાથી ટૂટી ગયો અને સફરમાટે એ ઘોડો નકામો થઈ ગયો. એ ઘોડાપર જે મુસાફિર સવાર થયેલો હતો તેને પણ તે પછડાઈ પડવાથી ઇજા થઇ હતી અને તે બેભાન થઈ ગયો હવો. તેને શુદ્ધિમાં લાવવામાટે તેનો સાથી રાત્રિના ત્રીજા પ્રહરની સમાપ્તિ થતાં સુધી આ સ્થાનમાં રોકાયો હતો અને ત્યાર પછી તે તેને પોતાના ઘોડાપર નાખી, આ ઘોડાને અહીં જ છોડી દઇને, અહીંથી રવાના થઇ ગયો હતો; કારણ કે, તેના સાથીને ઇજા વધારે થયેલી હોવાથી અને તાવ પણ ચઢેલો હોવાથી પાસેના કોઈ ગામમાં લઇ જઇને કોઈ હકીમના હાથે તેનો ઇલાજ કરાવવાની બહુ જ આવશ્યકતા હતી. સવારમાં કેટલાક મુસાફિરોએ આ ઘોડાને રસ્તામાંથી ખસેડીને આ ઝાડ નીચે નાખ્યો હતો અને ખાડાને પણ પુરી દીધો હતો કે જેથી બીજા મુસાફિરોને આવું નુકસાન ન થાય. મને લાગે છે કે આ ઘોડાનો એક પગ બિલ્કુલ ટૂટી ગયેલો હોવાથી અને એના માથામાં પણ જખ્મ થયેલો હોવાતી આ ઘોડો જીવવાનો નથી અને જીવશે તો કોઇના કામમાં આવવાનો નથી." આ કથા સાંભળીને રમજાન તથા જલાલ આશ્ચર્યદર્શક ભાવથી એક બીજાને જોઇ રહ્યા.

" જે બે મુસાફિરો અહીં આવ્યા હતા તે બન્ને મર્દ હતા કે એક મર્દ હતો અને એક ઓરત હતી ? " જલાલે તે વૃદ્ધ મુસલ્માનને પુછયું.

" મને તો બન્ને મર્દજ દેખાતા હતા અને તેઓ જાતના

મુસલ્માન નહિ, પણ હિન્દુ અથવા કાફિર હતા. " વૃદ્ધ મુસલ્માને ઉત્તર આપ્યું.

" બન્ને જવાન હતા કે કેમ ? " રમજાને પૂછ્યું.

" જો કે રાત્રિના સમયમાં મને કાંઇક ઓછું દેખાય છે; તો પણ દીવાના અજવાળામાં તેમના જે ચેહરા મારા જોવામાં આવ્યા હતા તે ચેહરાથી તો તેઓ નૌજવાન જ દેખાતા હતા અને તેમાંના એકને તો દાઢી કે મૂછ ઊગેલી ન હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તેનો ચેહરો બહુ જ ખૂબસૂરત હોવાથી જાણે તે કોઇ નૌજવાન હસીના ઔરતનો જ ચેહેરો હોયની ! એવો જ ભાસ થતો હતો. " કુટીરવાસી વૃદ્ધે તે પ્રવાસીઓનું વર્ણન કરી સંભળાવ્યું.

" એ બેમાંથી અકસ્માત કોને થયો હતો વારૂ ? " જલાલે પૂછ્યું.

" જે કાંઇક વધારે ઉમ્રનો અને દાઢીમૂછોવાળો નૌજવાન હતો તેને; જે પોતાના વેશથી કોઇ કાફિર ફકીર જેવો દેખાતો હતો તેને. " વૃદ્ધના મુખથી ઉત્તર મળ્યું.

આટલા વાર્તાલાપથી રમજાન તથા જલાલે જે કલ્પના કરવાની હતી તે કરી લીધી અને રમજાને તે વૃદ્ધ મુસલ્માનને પોતાના અશ્વોને ઘાસ દાણો આપવાની તથા પોતામાટે કાંઇક ખાવાનું તૈયાર કરી નાખવાની આજ્ઞા આપી દીધી. તે વૃદ્ધે પોતાની બીબીને રાંધવાનો હુકમ ફર્માવીને પોતે અશ્વોને ઘાસ દાણો આપવાના કાર્યને આરંભી દીધું. રમજાન તથા જલાલ એક વિશાળ વૃક્ષની છાયામાં બેસીને નીચે પ્રમાણે વાર્તાલાપ કરવા લાગ્યા.

" આ બુઢ્ઢાની જબાનીથી સાફ સાફ જણાઇ આવે છે કે એ બન્ને મુસાફિરો બીજાં કોઇ નહિ, પણ નાપાક નાજનીં અને પેલો ફન્દાબાજ ફકીર જ હોવાં જોઇએ અને નાજનીં પોતાના તે યાર સાથે

મર્દોના બિલાસમાં સફર કરતી હોવી જોઇએ. " રમજાને જલાલને સંબોધીને કહ્યું.

"અને પોતાના બીમાર થયેલા યારને સાજો કરવામાટે જરૂર નાજાં. પાસેના કોઇ ગામમાં અટકી હશે અને તેથી હવે થોડા વક્તમાં જ તેઓ આપણા હાથમાં સપડાઈ જશે. મને લાગે છે કે હવે કાશી સુધી આગળ વધવાની જ હિમત આપણને નહિ જ ઉઠાવવી પડે. " જલાલે આનંદદર્શક મુદ્રાથી પોતાના અભિપ્રાયને વ્યક્ત કરી બતાવ્યો.

"આપણે ઘેરથી કોઇ સારી ઘડીમાં જ નીકળ્યા છીએ એટલે આપણો બેડો પાર છે અને આપણા પાસા પોબાર છે." રમજાને પણ આનંદ દર્શાવ્યો.

"તારે તો એમ જ કહેવું જોઇએ કે 'આજે મારો બેડો પાર છે અને મારા પાસા પોબાર છે;' કારણ કે, નાજાંનો ખાવિન્દ તું થવાનો છે; કાંઈ હું થવાનો નથી અને પગાર પણ તારો એકલાનો જ વધવાનો છે એટલે મારી મેહનત તો આટાલૂણમાં જ ચાલી જવાની છે. એ તો, ભાઇ, જેવું જેનું નસીબ!" જલાલે રમજાનના ભાગ્યની મહત્તાનો પ્રકાશ કર્યો.

"તું શામાટે ગભરાય છે અને માયૂસ થાય છે? આપણા આકા અબ્દુર્રહીમખાનને સમજાવીને હું કોઇ બાંદી સાથે તારો નિકાહ પણ કરાવી આપીશ અને તારા પગારમાં વધારો પણ કરાવી આપીશ." રમજાને જલાલને આશ્વાસન આપીને આશાનું દર્શન કરાવ્યું.

એ પછી તેઓ થોડી વાર નિદ્રાધીન થયા અને જ્યારે ભોજન તૈયાર થયું ત્યારે કુટીરવાસી વૃદ્ધ મુસલ્માને આવીને તેમને જગાડ્યા.

તેમણે તે સ્થાનમાં જ ભોજનને ન્યાય આપીને ક્ષુધાનું નિવારણ કર્યું અને જલપાન કરી લીધા પછી રમજાને તે વૃદ્ધને પૂછ્યું કે: "જ્યાં હકીમ તથા વૈદ્યની મદદ મળવાનો સંભવ હોય તેવું ગામ અહીંથી નજીકમાં નજીક કયું છે વારુ ? કારણ કે, મારા આ દોસ્તની એક બીમારીનો અમારે ઇલાજ કરાવવાનો છે."

"પ્રયાગ નામક નગર અહીંથી પચીસ કે છવ્વીસ ગાઉ થાય છે અને પ્રયાગ નગરમાં પહોંચ્યા વિના આપને સારી તબીબી મદદ મળી શકે તેમ નથી; કારણ કે, ગામડાના હકીમો નીમહકીમો જ હોય છે અને તેમના હાથે ઇલાજ કરાવવાથી ઘણીક વાર જાન ખતરામાં આવી પડે છે. ગઈ રાતે આવેલા મુસાફિરો પણ મારી સલાહથી પ્રયાગની દિશામાં જ ગયા છે." વનવાસી વૃદ્ધ મુસલ્માને પ્રયાગનગરમાં જવાનો તેમને ઉપદેશ આપ્યો.

તે વૃદ્ધને ઘાસ દાણાની તથા ભોજનની કીમત તેમ જ તેની મેહનતનો બદલો ઇનામના રૂપમાં આપીને રમજાન તથા જલાલ પોતાના અશ્વોપર આરોહણ કરી પ્રયાગની દિશામાં જવામાટે ત્યાંથી વિદાય થઇ ગયા; કારણ કે, તે વૃદ્ધના બોલવાથી નાજ્મં તથા નારાયણ પ્રયાગમાં હોવાના સમાચાર સ્વાભાવિક જ તેમને મળ્યા હતા અને તેથી ત્યાં યથાસમય પહોંચવા વિના તેમનો છૂટકો જ ન હોતો.

ચાલો ત્યારે, પાઠકો તથા પાઠિકાઓ, આપણે પણ કરીએ મહાતીર્થરાજ શ્રી પ્રયાગક્ષેત્રની યાત્રા.

## પ્રકરણ ૧૨ મું

### પુન: પીડાના પાશમાં

મુસલ્માનોની રાજસત્તાના સમયમાં જે સ્થાન અલ્લાહાબાદ નામથી ઓળખાવા માંડયું હતું અને અદ્યાપિ એ જ નામથી ઓળખાય છે તે અલ્લાહાબાદ નામક નગર પ્રાચીનકાળથી ભારતવર્ષમાં પ્રયાગ ક્ષેત્ર નામથી વિખ્યાત છે અને એ સ્થાનમાંનાં તીર્થોનું માહાત્મ્ય અન્ય સર્વ તીર્થો કરતાં વરિષ્ઠ હોવાથી બ્રહ્મદેવ આદિ દેવોએ એ તીર્થને ઇતર તીર્થોના સ્વામિત્વને દર્શાવનારૂં 'તીર્થરાજ' એવું જે એક અન્ય નામ આપ્યું છે તે પણ સર્વથા અન્વર્થક જ છે; કારણ કે, તીર્થમાહાત્મ્યમાં પ્રયાગ ક્ષેત્ર તથા એ ક્ષેત્રમાંનાં તીર્થસ્થાનોની મહત્તા અત્યંત વરિષ્ઠતાથી વર્ણવાયલી છે. પ્રયાગ ક્ષેત્રમાં ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ પરમપવિત્ર સરિતાઓનો એકત્ર સંગમ થયેલો છે અને તેથી એ સંગમને 'ત્રિવેણીસંગમ' એવા સંક્ષિપ્ત નામથી પણ ઓળખવામાં આવે છે. એ સંગમસ્થાનમાં પાષાણના ઘાટો તે સમયમાં પણ બાંધવામાં આવ્યા ન હોતા અને અત્યારે પણ બંધાયલા નથી તેનું કારણ એ છે કે એ ત્રણ સરિતાઓનો સંગમ કદાપિ એક જ સ્થાનમાં સ્થિર રહેતો નથી, એટલે કે, આજે તે જે સ્થાનમાં હોય છે તે સ્થાનમાં બીજે દિવસે અગાધ જળ આવી જાય છે અને સંગમ અન્ય સ્થાનમાં ચાલ્યો ગયેલો દેખાય છે; કોઇ કોઇ વાર તો એક કે બે પ્રહર જેટલા સમયમાં જ એ સંગમ સ્થાનાન્તરિત થઇ જાય છે અને ગંગા તથા યમુનાના જળની થતી ભરતી તથા ઓટ નિરીક્ષકને આશ્ચર્યચકિત કરી નાખે છે. અન્ય

કોઈ પણ સ્થાનમાં આવા દૃશ્યના દર્શનનો યોગ કોઈને મળી શકતો નથી. આ કારણથી ક્ષેત્રસ્થ લોકો એ સ્થાનના વાલુકાપ્રદેશમાં યાત્રાળુઓને સ્નાન કરવામાં સરળતા થઈ પડે એટલામાટે નદીના તીરે ચોરંગ અથવા કાષ્ઠના વિશાળ તખ્તા નાખીને ઘાટની ન્યૂનતાને પૂર્ણ કરી દે છે.

કેટલાક લોકોની એવી માન્યતા છે કે એ નગરનું પ્રયાગ નામ મુગલ સમ્રાટ્ અકબરના સમયમાં પડયું છે અને એ નામના સંબંધમાં જે એક દંતકથા પ્રચલિત છે તે આ પ્રમાણેઃ—જ્યારે અકબર બાદશાહે પ્રયાગનો કિલ્લો ચણાવવાનો આરંભ કર્યો, ત્યારે બહુ દિવસ પર્યન્ત તેને પોતાના એ કાર્યમાં યશ મળી શક્યો નહિ; કારણ કે, વારંવાર યમુનાના જલપ્રવાહના આઘાતથી તે કિલ્લો તૂટી જતો હતો અને તણાઈ જતો હતો. વારંવાર આ પ્રમાણે થવાથી કોઈએ અકબર બાદશાહને એમ કહ્યું કેઃ 'માનવબલિ આપ્યા વિના આ કિલ્લો ચણાઈને પૂરો થવાનો નથી અને કાયમ રહી શકવાનો નથી.' એટલે અકબરે એવા આશયની દાંડી પીટાવી દીધી કેઃ 'જે મનુષ્યની જીવનબલિ આપવાની ઇચ્છા હોય તેણે બાદશાહ આગળ આવીને હાજર થવું.' આ દાંડી સાંભળ્યા પછી પ્રયાગ નામક એક રાજનિષ્ઠ બ્રાહ્મણે બાદશાહ સમક્ષ આવીને કહ્યું કેઃ 'જો આપના આ કિલ્લાને મારૂં નામ આપવામાં આવે, તો હું બલિ થવાને તૈયાર છું.' બાદશાહે તેની એ પ્રાર્થનાને માન્ય રાખવાથી બ્રાહ્મણ પોતે બલિ થયો અને તેનું બલિદાન અપાયા પછી કિલ્લાનું કાર્ય સમાપ્ત થઈ ગયું. તે દિવસથી તે કિલ્લો તથા નગર પ્રયાગ નામથી ઓળખાવા લાગ્યાં અને અદ્યાપિ ઓળખાય છે. પરંતુ આ લોકમાન્યતા કિંવા દંતકથામાં લેશમાત્ર પણ ઐતિહાસિક તથ્ય નથી; કારણ કે,

શાહનશાહ અકબરનો સમય ઇ. સ. ની સોળમી સદીનો છે અને ઇ. સ. ની સાતમી સદીમાં એટલે કે અકબરના સમયથી લગભગ ૯૦૦ વર્ષ પૂર્વે ભારતવર્ષમાં ભ્રમણ કરતા ચીના પ્રવાસી હ્યુંએન્ સંગે એ નગરના પ્રયાગ નામનો પોતાના પ્રવાસગ્રંથમાં સ્પષ્ટ ઉલ્લેખ કરેલો હોવાથી તેમ જ પુરાણોમાં પણ એ સ્થાનના પ્રયાગ નામનો અનેક વાર ઉલ્લેખ કરાયલો હોવાથી એ નામ અકબરના સમયનું નહિ, કિન્તુ અત્યંત પ્રાચીન છે, એમ સર્વથા નિર્વિવાદ સિદ્ધ થાય છે.

હવે એ નગરનું અલ્લાહાબાદ નામ ક્યારે અને શા કારણથી પડ્યું એનો આપણે કિંચિદ્ વિચાર કરીશું. આ વિષયનો શોધ* કરતાં એમ જણાય છે કે એ સ્થાનમાં અકબર બાદશાહે 'ઇલિહાસ' નામક કિલ્લો બંધાવ્યો હતો અને નગરને પણ એ જ નામ આપ્યું હતું. ત્યાર પછી શાહજહાન બાદશાહે એ નામનું પરિવર્તન કરીને એ નગરને 'અલ્લાહાબાસ' નામ આપ્યું અને અત્યારે તેનો અપભ્રંશ 'અલ્લાહાબાદ' થયેલો† છે. આ અભિપ્રાયો કનિંગહામ તથા પ્રોફેસર લાસેન્ના છે; પરંતુ એ અભિપ્રાયો પણ યથાર્થ હોય એમ જણાતું નથી; કારણ કે, અકબરના સમયમાં લખાયલા કેટલાક ગ્રંથોમાં પ્રયાગનું અલ્લાહાબાદ નામ મળી આવે છે અને તેથી એવું જ અનુમાન નિશ્ચય પૂર્વક કરી શકાય છે કે એ નગરનું પ્રયાગ નામ પ્રાચીન છે અને અલ્લાહાબાદ નામ એ નગરને અકબરના સમયમાં

---

* Vide Indian Antiquities vol. I, Chapt. III. p. 24. Lines 13–17 Also Vide Cunn. Anct. Geog. pp. 338–381.

† Prof. Lassen's Map of Anct. India drawn by Henry Kieperts.

અપાયલું છે કે જે બન્ને નામો અદ્યાપિ પ્રચલિત છે. એ સ્થાનમાં બ્રહ્મદેવે યાગ+ કરેલા હોવાથી એ સ્થાન પ્રયાગ નામથી વિખ્યાત થયું હતું એવો મહાભારતમાં સ્પષ્ટ ઉલ્લેખ કરાયલો છે અને તેથી પ્રયાગ નામ અકબરના સમયમાં અસ્તિત્વમાં આવવાની કથા સર્વથા નિરાધાર છે.* અસ્તુઃ જેવી રીતે કુરુક્ષેત્રને પિતામહની વેદી કહેવામાં આવે છે તેવી જ રીતે પ્રયાગની આસપાસના ગંગા તથા યમુના એ બે નદીઓની વચ્ચેના પ્રદેશને પણ પિતામહની વેદીના નામથી ઓળખવામાં આવે છે. પ્રતિષ્ઠાન એવા એ નગરના એક તૃતીય નામનો ઉલ્લેખ પણ ક્યાંક ક્યાંક મળી આવે છે; પરંતુ એ નામ અધિક પ્રચારમાં ન હોવાથી એનો વિશેષ વિચાર કરવાની આવશ્યકતા નથી. કેટલાકોની માન્યતા અનુસાર કેટલાંક નૈસર્ગિક કારણોથી એ નગર ઉજ્જડ થઇ ગયું હતું અને અકબરે ઇ. સ.

+ જે સ્થાનમાં ગંગા ભાગીરથીનો પ્રવાહ વહન કરી રહ્યો છે તે સ્થાનમાં પૂર્વે બ્રહ્મદેવે દશ વાર અશ્વમેધ યજ્ઞો કર્યા હતા અને તેથી ભાગીરથીના તીરે જે એક વિશિષ્ટ તીર્થ છે તે અદ્યાપિ 'દશાશ્વમેધતીર્થ' નામથી વિખ્યાત છે.

* મહાભારત, વનપર્વ, અધ્યાય ૮૭ માના ૧૯ મા શ્લોકમાં પ્રયાગ નામનો જે ઉલ્લેખ કરાયલો છે તે આ પ્રમાણેઃ—

" यत्राऽजत भूतात्मा पूर्वमेव पितामहः ।
प्रयाग मिति विख्यातं तस्माद्भारतसत्तम " ॥

પ્રયાગ નામ વિષયક આવાં અનેક પ્રમાણો અન્ય ગ્રંથોમાં પણ મળી આવે છે; પરંતુ મહાભારતનું પ્રમાણ સર્વથી બલિષ્ઠ પ્રમાણ હોવાથી અન્ય પ્રમાણોના વિસ્તૃત ઉલ્લેખની આ સ્થાનમાં આવશ્યકતા નથી; કારણ કે, આ એક જ પ્રમાણથી પ્રયાગ નામની પ્રાચીનતાની યથાર્થ કલ્પના કરી શકાય તેમ છે.

૧૫૭૨ માં ત્યાં કિલ્લો બંધાવીને એ નગરને નવીનતાથી વસાવ્યું હતું; પરંતુ અકબરના સમયમાં પ્રયાગમાં મનુષ્યવસતી હોવાનાં અનેક ઐતિહાસિક પ્રમાણો વિદ્યમાન હોવાથી એ માન્યતા પણ નિર્મૂલ છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી.

પ્રયાગ ક્ષેત્રમાં દેવો તથા તીર્થસ્થાનો અનેક છે અને તેમાં અક્ષય્ય વટ, જેમાંથી સરસ્વતી સરિતાનો ગુપ્ત સ્રોત નીકળેલો છે તે સરસ્વતીકુંડ, દશાશ્વમેધ તીર્થ, યમુનાપરતીરવર્તી વેણીમાધવ, સોમેશ્વર, ભારદ્વાજેશ્વર, વાસુકીશ્વર તથા શેષ આદિ સ્થાનો તથા મંદિરો પ્રમુખ હોઇને ભાગીરથી તથા યમુનામાં બીજાં પણ અનેક તીર્થો અસ્તિત્વ ધરાવે છે. મુખ્ય ત્રિવેણી નામક તીર્થમાં સૌભાગ્યવતી સ્ત્રીઓએ વેણીદાન કરવું અને પુરુષોએ તેઓ સપિતૃક હોય તો પણ મુંડન કરાવવું એવો એ તીર્થનો વિધિ છે. પ્રતિવર્ષ પૌષ માસમાં મકર સંક્રાંતિના પ્રસંગે તથા સમસ્ત માસ પર્યન્ત ત્રિવેણીસ્નાનાર્થ જેવી રીતે લગભગ બેથી અઢી લાખની સંખ્યામાં યાત્રાળુઓ અત્યારે આવે છે તેવી જ રીતે તે સમયમાં પણ આવતાં હતાં તેમ જ બાર બાર વર્ષના અંતરે કુંભના મેળાના સમયમાં તો એ ક્ષેત્રમાં આઠથી નવ લાખ યાત્રાળુઓ અત્યાર પ્રમાણે જ ભારતવર્ષના ભિન્ન ભિન્ન ભાગોમાંથી આવીને એકત્ર થઇ જતાં હતાં. ઇ. સ. થી ૨૫૦ વર્ષ પૂર્વે જેનું નિર્માણ કરવામાં આવ્યું હતું તે સમ્રાટ્ અશોકે ઊભો કરાવેલો વીસ ફીટની ઉંચાઇનો પાષાણસ્તંભ આપણી નવલકથાના સમયમાં પણ પ્રયાગમાં વિદ્યમાન હતો.

સંન્યાસી નારાયણ તથા નાજ઼ું આવા પ્રાચીન, ઐતિહાસિક મહત્ત્વયુક્ત તથા પવિત્રતમ તીર્થક્ષેત્રમાં નિર્વિઘ્ન આવી લાગ્યાં હતાં અને તે ઘટનાને આજે ત્રણ દિવસ જેટલો સમય વીતી ગયો

હતો. જો કે અશ્વપરથી પછડાઇ પડ્યા પછી તત્કાળ નારાયણની સ્થિતિ કાંઇક ગંભીર તથા ચિન્તાજનક થઇ પડી હતી; પરંતુ શુદ્ધિમાં આવ્યા પછી પોતાનાં જ ઔષધોના ઉપચારથી પ્રયાગ પર્યન્ત નિર્વિઘ્ન પહોંચવાની શક્તિ તેનામાં આવી ગઈ હતી. તેના સદ્દભાગ્યના યોગે જે એક અશ્વ અવશિષ્ટ રહ્યો હતો તે અત્યંત બલિષ્ટ હોવાથી તેમ જ વિશાળકાય હોવાથી નારાયણ તથા નાજ઼ું ઉભય તે એક જ અશ્વપર આરૂઢ હોવા છતાં અતિશય વેગ પૂર્વક તેણે તેમને નિર્વિઘ્ન પ્રયાગમાં પહોંચાડી દીધાં હતાં અને તેથી તેમની પાછળ પડેલા શત્રુઓ માર્ગમાં ક્યાંય પણ તેમને પકડી શક્યા ન હોતા. નારાયણને શારીરિક સ્વસ્થતાની સંપૂર્ણ પ્રાપ્તિમાટે ઓછામાં ઓછા આઠેક દિવસ જેટલો સમય પ્રયાગમાં વીતાડવાની આવશ્યકતા હોવાથી ત્યાંના એક પંડ્યાદ્વારા નારાયણ તથા નાજ઼ુંને એક ધર્મશાળામાં બે વિશાળ ઓરડા મળી ગયા હતા અને તેમાં તેઓ સુખ પૂર્વક કાલયાપન કરતાં હતાં; કારણ કે, તેમનામાટે ભોજન પંડ્યાને ત્યાંથી તૈયાર આવતું હતું એટલે રાંધવા આદિની પણ તેમને ચિન્તા ન હોતી. જો કે પ્રયાગમાં આવ્યા પછી દ્વિતીય દિવસથી જ નારાયણના શરીરમાં થયેલી જ્વરબાધાનો અંત આવી ગયો હતો; તથાપિ નિર્બળતા વિશેષ હોવાથી તેણે બે દિવસ વિશ્રાંતિના સેવનમાં જ વીતાડ્યા હતા અને તે એટલે સુધી કે અનિવાર્ય આવશ્યકતા વિના તે નાજ઼ું સાથે પણ વધારે વાર્તાલાપ કરતો ન હોતો. આજે ચતુર્થ દિવસની નિશાનો પ્રથમ પ્રહર વિશ્વમાં વિદ્યમાન હતો. નરવેશધારિણી નાજ઼ું તથા સંન્યાસી નારાયણને ધર્મશાળાના ઉપરિભાગમાંના જે ઓરડા તેમના નિવાસમાટે આપવામાં આવ્યા હતા તેમનામાંના એક ઓરડાના બાહ્ય ભાગ-

માંની વિશાળ અગાશીમાં, અલ્પ પરિમાણમાં રાત્રિભોજન કર્યા પછી, નારાયણ અન્નને પચાવવામાટે ભ્રમણરૂપ વ્યાયામમાં નિમગ્ન થયેલો હતો અને નાજૂ શુભ્ર ચંદ્રિકામાં ત્યાંથી અલ્પ અંતર-પર આવેલા ત્રિવેણીસંગમના મલિન રજત સમાન દેખાતા જલપ્રવાહ તથા અન્ય નૈસર્ગિક સૌન્દર્યના નિરીક્ષણમાં તલ્લીન થયેલી હતી. કેટલોક સમય ભ્રમણરૂપ વ્યાયામમાં વીતાડયા પછી નારાયણ પ્રકૃતિ સુન્દરીના સૌન્દર્યની સમીક્ષામાં આત્મવિસ્મૃતા થયેલી પુરુષવેશધારિણી નાજૂ સમક્ષ આવીને અચાનક અટકી ગયો અને ક્ષણ બે ક્ષણ તેની તલ્લીનતાનું અવલોકન કર્યા પછી તેને સંબોધીને તેણે પૂછ્યું કેઃ--

" બંધુ નરોત્તમ, આટલી સીમા પર્યન્ત તમો અત્યારે આત્મ વિસ્મૃત થઇ ગયાં છો તેનું કારણ શું છે વારૂ ? " નાજૂના સ્ત્રી-ત્વની કોઇના મનમાં શંકા માત્ર પણ ન આવવી જોઇએ એટલા-માટે નારાયણ એકાંતમાં પણ નાજૂને તેના ધારણ કરેલા પુરુષના નામથી જ બોલાવતો હતો એટલે અત્યારે પણ તેણે એ જ નિય-મનું અવલંબન કર્યું હતું.

નારાયણના એ પ્રશ્નના ઉત્તરમાં નાજૂ કહેવા લાગી કેઃ " હું અત્યારે એવા વિચારમાં આત્મવિસ્મૃતા થયેલી હતી કેઃ–"

" બંધુ, સાવધાન; " નારાયણ તેને વચ્ચે જ બોલતી અટ-કાવીને કહેવા લાગ્યોઃ " અત્યારે તમો પુરુષવેશમાં હોવાથી પુરુષો-ચિત ભાષાનો જ વ્યવહાર કરો; કારણ કે, એકાંતમાં અબલોચિત ભાષા બોલવાની ટેવ અન્ય સ્થાનમાં પણ પ્રકટી નીકળશે, તો તમારા એ વેશપરિવર્તનનો ભેદ પ્રકાશિત થઇ જશે અને તેના પરિણામે આપણે કદાચિત્ કોઇ નવીન વિપત્તિમાં આવી પડીશું. "

" પરંતુ પુરુષની ભાષા બોલતાં મને બહુજ લજ્જા થાય છે

અને મારા શબ્દો મારા મુખમાં જ રહી જાય છે તેનું મારે શું કરવું ? આ પુરુષનાં વસ્ત્રો પરિધાન કરવાથી કાંઇ હું સ્ત્રી મટીને પુરુષ થઇ જવાની નથી." નાઝુંએ એક સ્વાભાવિક વિરોધનું દર્શન કરાવ્યું.

"પરંતુ જે ભૂમિકાને સ્વીકારી હોય તે ભૂમિકાને અંત પર્યન્ત દક્ષતાથી ભજવી બતાવવી જ જોઇએ." નારાયણે કહ્યું.

"તો હવે હું એવી ભાષાનો વ્યવહાર કરીશ કે જેથી બોલનાર સ્ત્રી છે કે પુરુષ એની શ્રોતાથી કશી કલ્પનાજ ન કરી શકાય અને અંત પર્યન્ત સંદિગ્ધ અને સંદિગ્ધતા જ દેખાતી રહે." નાઝુંએ ભાષાપ્રયોગનો એક અન્ય માર્ગ દર્શાવ્યો.

"એમ થાય, તો પણ ઠીક છે." નારાયણે અનુમતિ દર્શાવી.

"હં, ત્યારે મારું મન એ વિચારમાં તલ્લીન થયેલું હતું કે સમસ્ત સંસારનો જો કોઇ પણ સર્વમાન્ય ગુરુ હોય તો તે કેવળ પ્રેમ જ છે; કારણ કે, નેત્રોને સૌન્દર્યસમીક્ષાની આવશ્યકતાનો પાઠ પ્રેમ ગુરુએ જ પઢાવ્યો છે, રસનાને મધુર રસના આસ્વાદનની લાલસાનું શિક્ષણ પ્રેમ નામક શિક્ષાગુરુએ જ આપેલું છે, શ્રવણોને મધુર સંગીતના શ્રવણની વાસના છે એ ભેદનો પ્રકાશક પ્રેમ જ છે; નાસિકાને સુગંધિત સુમનોને સૂંઘવાનું રહસ્ય પ્રેમે જ બતાવ્યું છે; હૃદયમાં પ્રિયતમના ગાઢ આલિંગન તથા મધુર ચુંબનની આકાંક્ષાને પ્રેમ ગુરુએ જ જાગ્રત કરેલી છે; સરિતારૂપ શિષ્યાના હૃદયમાં સમુદ્રના સમાગમની ઉત્કટ ઉત્કંઠાનો ઉદ્દ્ભવ થયો એટલે પ્રેમ ગુરુએ તત્કાળ પર્વતને ભેદીને તેના સમુદ્રસમાગમમાર્ગને નિર્માણ કરી આપ્યો; નલિનીને વ્યાકુલ જોઇને પ્રેમે સૂર્યનારાયણને ઉદિત કરી દીધો, વાયુને દેશદેશાન્તરમાં જવામાટે આતુર જોઇને પ્રેમે પુષ્પોના સુગંધથી લાદી દીધો અને પ્રેમ પણ પાવક છે એવી માન્યતાથી ચકોર જ્યારે પાવકભક્ષણ

કરવા લાગ્યો ત્યારે પ્રેમ ગુરુએ જેના કંઠદેશમાં નક્ષત્રોની માલા વિરાજી રહેલી છે અને જેવું વદનમંડળ રમણીય સ્મિતવડે મંડિત છે એવા આ સુશીતલ, સુધાંશુ અને શર્વરીસ્વામી ચંદ્રને લાવીને તેનાં નેત્રો સમક્ષ ઊભો રાખી દીધો ! ત્યારે હવે કહો કે પ્રેમ આ સંસારનો એકમાત્ર સર્વમાન્ય ગુરુ છે ખરો કે નહિ ?" નાઝુંએ સંદિગ્ધ ભાષામાં પોતાની આત્મવિસ્મૃતતાના કારણને દર્શાવ્યું.

"સત્ય છે; જેને આ સંસારમાં પ્રેમ, પ્રણય, સ્નેહ, અનુરાગ તથા ભાવ આદિ અનેક નામો આપવામાં આવ્યાં છે તે પ્રેમનું ગુરુત્વ અવશ્ય સર્વમાન્ય તથા સર્વવ્યાપક છે અને તેમાં પણ અતિશય આશ્ચર્યનો વિષય તો એ છે કે પ્રેમોન્મત પ્રેમિક કિંવા પ્રેમિકા પોતાના પ્રેમભાજનને નિરંતર સર્વસદ્ગુણાલંકૃત તથા આદર્શ માન્યા કરે છે; કારણ કે, પ્રેમની દૃષ્ટિમાં દોષ પણ ગુણોના સ્વરૂપને જ ધારણ કરી લે છે. દીપકના દાહદોષને પતંગ ભૂલી જાય છે; રાત્રિના સમયમાં સંપુટબદ્ધ થઇ જનારા કમલના અવગુણને જાણવા છતાં ભ્રમર તેમાં બુદ્ધિ પૂર્વક બદ્ધ થાય છે; પ્રેમથી અધીર થયેલી મૃગી ધનુષ્યબાણધારી કિરાતની બંસીમાં આકર્ષકતા સાથે વિશ્વાતકતા પણ સમાયલી છે એ રહસ્યને જાણવા છતાં પણ બંસીના નાદ પ્રતિ આકર્ષાય છે અને પોતાના વક્ષસ્થલમાં કલંકમુદ્રાને ધારનારા કલંકિત ચન્દ્રમાના દર્શનથી, તેના કલંકની કથાને જાણવા છતાં પણ, સમુદ્ર ઉન્માદથી ઉછળવા મંડી જાય છે; અર્થાત્ પ્રેમિજનોના આવા મહાવિલક્ષણ વ્યવહારો સાંસારિક જનોનાં નેત્રો તથા હૃદયોને નિરંતર આશ્ચર્યચકિત કરતા રહે છે અને તેથી જ વિચારશીલ જનોના સમુદાયમાં આવા પ્રકારનો પ્રેમ ઉન્માદ નામથી વિખ્યાત થયેલો છે." નારાયણે સંસારમાં વ્યાપેલા

વિલક્ષણ પ્રેમભાવને ઉન્માદ સિદ્ધ કરી બતાવ્યો; કારણ કે, નાજી.ની પ્રેમના વિષયને ચર્ચવાની પ્રવૃત્તિને જોઈને તેના મનમાં એક પ્રકારના સંશયનો ઉદ્ભવ થવાથી નાજી.ના સંદિગ્ધ ભાષણનું સંદિગ્ધ ભાષણથી જ ખંડન કરી નાખવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો હતો અને પોતાના તે નિશ્ચયને વ્યવહારમાં યોજવાનું આ મંગલાચરણ હતું.

" મારી તો એવી જ માન્યતા છે કે આ વિશ્વમાં પરમાત્માની જો કોઈ પણ સજીવન તથા સાકાર પ્રતિમા હોય, તો તે કેવળ પ્રેમ જ છે; કારણ કે, પરમાત્મા અથવા પરબ્રહ્મ એક હોવાથી પ્રેમનું સ્વતંત્ર અંકશાસ્ત્ર એક અને એકનો સરવાળો બે થવાની પદ્ધતિને સ્વીકારતું નથી કિન્તુ પ્રેમગણિતના નિયમ અનુસાર એક અને એકનો સરવાળો એક જ થાય છે; માત્ર એટલું જ નહિ, પણ ગમે તેટલી સંખ્યાના અંકો હોય છતાં તેમનો સરવાળો તો સદાસર્વદા એકમાં જ આવે છે. આનું કારણ સ્પષ્ટ છે કે ' બહુ ' કરતાં ' એક ' જ અધિક મહત્ત્વપૂર્ણ છે અને તેથી જ પ્રેમના ગણિતની સમસ્ત ભિત્તિ કેવળ ' એક ' ના પાયાપર જ નિર્માણ થયેલી છે. સારાંશ કે, અંતે એક પરબ્રહ્મમાં લીન થવું એ આ સૃષ્ટિનો ઉદ્દેશ હોવાથી અને પ્રેમ સૃષ્ટિના સર્વ જીવોને સરળતાથી એકતાના માર્ગમાં લઈ જનારો હોવાથી જ આ સૃષ્ટિના જડ તથા ચૈતન સર્વ પદાર્થો એ પ્રેમના ગુરુત્વને કોઈ પણ પ્રકારના વિરોધ વિના એકવાક્યતાથી સ્વીકારતા દષ્ટિગોચર થાય છે. " નાજી.એ પ્રેમના ગણિતની સ્વતંત્ર પદ્ધતિનો પરિચય કરાવીને પ્રેમને પરબ્રહ્મ-પરિચાયક ગુરુ તરીકે સિદ્ધ કરી બતાવ્યો.

" પરંતુ પ્રેમ બે પ્રકારનો હોય છે એ તમારા જાણવામાં છે

ખરૂં કે નહિ ? ” નારાયણ ગંભીરતાથી કહેવા લાગ્યો: “ એમાંનો એક પ્રેમ ધર્મ વિષયક હોય છે અને દ્વિતીય પ્રેમ સુખ કિંવા સ્વાર્થ વિષયક હોય છે. ધર્માવલંબી પ્રેમને કિંવા નિઃસ્વાર્થ પ્રેમને ઉત્તમ માનવામાં આવ્યો છે અને સુખાવલંબી કિંવા સ્વાર્થાવલંબી પ્રેમને અધ્યમ માનવામાં આવ્યો છે; કારણ કે, સકામ સુખની લાલસાથી જે પ્રેમનો ઉદ્દભવ થાય છે તે પ્રેમ ઇશ્વરની પ્રસન્નતાને પ્રાપ્ત કરવામાં તેમ જ શાશ્વત સુખ આપવામાં સમર્થ નથી થતો અને ધર્માવલંબી નિષ્કામ પ્રેમ મનુષ્યને ઉભય લોકમાં અખંડ આનંદની પ્રાપ્તિ કરાવી આપવા ઉપરાંત પરમાત્માને પણ નિરંતર પ્રસન્ન રાખ્યા કરે છે. અર્થાત્ પોતાના કાર્યસાધનમાટે સકામ ભક્તોના મનમાં જેવી રીતે કામનાનો અધિકાર રહ્યા કરે છે તેવીજ રીતે પરમાત્માના હૃદયમાં પોતાના નિષ્કામ ભક્તોને શાશ્વત સુખ આપવામાટેની કામનાનો અખંડ અધિકાર નિરંતર વ્યાપેલો હોય છે. સારાંશ કે, પરમાત્મા સાક્ષાત્ પ્રેમમય તથા પ્રેમસ્વરૂપ છે એ સિદ્ધાન્ત મને પણ માન્ય છે; પરંતુ તેની એ પ્રેમમયતાની સકામ તથા સ્વાર્થમય પ્રેમથી નહિ, કિન્તુ કેવળ નિષ્કામ, નિઃસ્વાર્થ તથા નિર્વિકાર પ્રેમ દ્વારાજ અનુભૂતિ થઇ શકે છે એટલો જ પ્રેમ વિષયક મારી તથા તમારી વ્યાખ્યામાં પરસ્પર ભેદ છે. જો કે હૃદયરૂપ ઉદ્યાનમાં પ્રેમના અંકુરનો અનેક કારણોથી ઉદ્દભવ થાય છે; તથાપિ કેવળ સૌન્દર્યને જ પ્રેમના પ્રધાન ઉદ્દીપક કારણ તરીકે સ્વીકારી લેવામાં આવ્યું છે તે યથાર્થ નથી; કારણ કે, સાંસારિક મનુષ્યોનાં હૃદયોમાં દુર્વાસનાના યોગે જે પ્રેમનો ઉદ્દભવ થાય છે તે દૂષિત પ્રેમનો વાસ્તવિક શુદ્ધ પ્રેમ સાથે કોઇ પણ પ્રકારનો અંગાંગીય સંબંધ છે જ નહિ અને તેથી ઇન્દ્રિયસુખની લાલસાથી જે પ્રેમ ઉત્પન્ન થાય છે તેમાં અને પવિત્ર પ્રેમમાં નરક તથા સ્વર્ગ

જેટલો અંતરાય છે એ નવીનતાથી તમને સમજાવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી; કારણ કે, તમો વિચારશીલ છો."

"સૌન્દર્ય, સંપત્તિ, સુખોપભોગ, સત્તા તથા ઇન્દ્રિયલાલસા આદિ કારણોથી ઉદ્દભવેલા પ્રેમને હું પોતે પણ અધમ પ્રેમ માનું છું; કારણ કે, એ સર્વ પવિત્ર પ્રેમના યથાર્થ પુરસ્કારો નથી. વસ્તુ-સ્થિતિ આવી હોવા છતાં પણ પવિત્ર પ્રેમને સર્વથા પુરસ્કારહીન પદાર્થ માની લેવો એ પણ મારી દૃષ્ટિમાં તો સર્વથા પ્રમાદ જ દેખાય છે; કારણ કે, ધર્મ જ જેવી રીતે ધર્મનો પુરસ્કાર છે તેવી જ રીતે પ્રેમનો પુરસ્કાર અન્ય કાંઇ નહિ, પણ તેવો જ પવિત્ર પ્રેમ તો હોવો જ જોઇએ અને તે છે જ. પ્રેમનો પુરસ્કાર પ્રેમના સ્વરૂપમાં પ્રાપ્ત કરવાથી કર્માયલા પુષ્પ સમાન પ્રેમીના પ્રાણ તત્કાળ નવીન જીવનને પ્રાપ્ત કરી લે છે. અર્થાત્ પ્રતિદાન પ્રેમનો પ્રધાન ઉદ્દેશ ન હોવા છતાં પણ જો પ્રેમનું પ્રતિદાન મળી જાય, તો પ્રેમીનું હૃદય પૂર્ણિમાની નિશામાં ઉછળતા ઉત્તુંગલહરીયુક્ત મહાસાગરના સ્વરૂપને ધારણ કરી લે છે, તેના હૃદયની શૂન્યતા અદૃશ્ય થઇ જાય છે, તેનો પ્રેમ પ્રબળ તથા પુષ્ટ થઇ જાય છે અને તેના અંતઃકરણમાં પ્રેમનો ગગનગામિજ્વાલામય પાવક પ્રકટી નીકળે છે. સાંસારિક દુઃખભોગી મનુષ્ય જ્યારે પ્રેમપર્વતના ઉચ્ચતમ માર્ગમાં પ્રવાસ કરવા માંડે છે ત્યારે પ્રેમપર્વતની સુશીતલ તથા અપૂર્વ શાંતિમયી પવનલહરીના સુખદાયક સ્પર્શમાત્રથી જ તેનો આત્મા એક પ્રકારના અવર્ણનીય તથા અજ્ઞેય આનંદને અનુભવતો થાય છે. અર્થાત્ પ્રેમ અંધકારમાં પ્રકાશની આવશ્યકતાને પૂરી કરે છે; સૂર્યના તાપમાં છત્રના સ્થાનને સાચવી લે છે; શૈત્યના નિવારણ-માટે ઉષ્ણતાના રૂપને ધારી લે છે; સમુદ્રમાં પ્રેમ પાર પહોંચાડ-

નારી નૌકા થઈ જાય છે તેમ જ ગગનવિહારમાટે પ્રેમ સમાન અન્ય કોઈ પણ વિમાન આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતું જ નથી. સારાંશ કે, સંસારરૂપ સાગરમાં ડૂબી જવાની અણીપર આવી લાગેલાં માનવયાત્રિકો મુક્તિરૂપ પારને પામવામાટે જો એ પ્રેમરૂપ નૌકામાં આરોહણ કરવાની આકાંક્ષા ન રાખે, તો પછી પશુ કરતાં એવાં માનવપ્રાણીઓની મહત્તા શી છે તે આપ મને જણાવી શકશો ખરા કે? મારી તો એવી જ દઢ માન્યતા છે કે પ્રેમ આ સંસારનો કલ્પતરુ હોવાથી એ પ્રેમરૂપ કલ્પતરુના આશ્રયના સ્વીકાર વિના સ્ત્રી કિંવા પુરુષ કોઇને પણ તેની ઇચ્છિત વસ્તુની કદાપિ પ્રાપ્તિ થતી જ નથી; પછી તે સ્ત્રી કિંવા પુરુષ સંસારવાસી હોય તો પણ શું અને સંન્યાસી હોય તો પણ શું!" નાંન્તુએ પ્રેમની પુરસ્કારયુક્તતા તથા અનિવાર્ય ઉપયુક્તતાનું દઢતાપૂર્વક પ્રતિપાદન કર્યું.

"પરંતુ જે મનુષ્યો સત્ય પ્રેમી હોય છે તેઓ પોતાના પ્રેમને કદાપિ વાણી દ્વારા પ્રકટ થવા દેતાં નથી; કારણ કે, પ્રેમના પુરસ્કાર કિંવા પ્રતિદાનને પામવાના અભિપ્રાયથી જો પોતાના પ્રેમ-પાત્ર પ્રતિ પ્રેમને પ્રકટ કરી દેવામાં આવે, તો પછી પ્રેમ જેવો પદાર્થ રહ્યો જ શો વારુ? અર્થાત્ એ તો પછી એક પ્રકારનો વ્યવસાય થયેલો જ કહી શકાય. સારાંશ કે, પ્રેમપાત્ર પ્રતિ પોતાના પ્રેમને એક કિંવા અન્ય સ્વરૂપમાં વ્યક્ત કરવામાં તે પ્રેમિનો જે આશય સમાયલો હોય છે તે એજ કે તે પણ તેના પ્રતિ પ્રેમ દર્શાવે, પોતાના પ્રેમને તેનામાં સ્થાપે અને પ્રેમનો પુરસ્કાર આપી દે. આથી સ્પષ્ટ જણાઈ આવે છે કે પોતાના પ્રેમને પ્રેમભાજન સમક્ષ પ્રકાશિત કરવો અને પ્રેમને મેળવવાની આકાંક્ષાને પ્રકટ

કરવી એ ઉભય એક જ અર્થને દર્શાવનારાં બે વાક્યો છે. સારાંશકે જ્યાં કોઇ પણ પ્રકારની વાસનાનો ઉદ્દ્ભવ થયો ત્યાં પછી પ્રેમનો નિવાસ હોતો જ નથી !" સંન્યાસી નારાયણે અત્યંત માર્મિકતાથી આ પ્રેમ વિષયક ચર્ચાને વિશેષ ન લંબાવવામાટેની એક પ્રકારની સૂચના જ આપી દીધી; કારણ કે, જેમ જેમ નાજાં પ્રેમની ચર્ચાને આગળ અને આગળ લંબાવતી જતી હતી તેમ તેમ નારાયણના મનમાં તેના હૃદયની પવિત્રતાના સંબંધમાં અધિકાધિક શંકાનો આવિર્ભાવ થતો જતો હતો અને તેનું કારણ એ હતું કે આગ્રામાં બ્રહ્મતનયા નારાયણીના સમાગમના એવા પરિણામને તે અનુભવી ચૂક્યો હતો. અર્થાત્ વિષયાંતર કરવાના ઉદ્દેશથી નારાયણ નાજાંને બોલવાનો અવકાશ ન આપતાં તેના વાણીકૌશલ્યમાટે તેને ધન્યવાદ આપતો કહેવા લાગ્યો કે: " મિત્રવર્ય, એ તો જાણે ઠીક; પરંતુ મારી સાથેના પોતાના અત્યાર સુધીના સંભાષણમાં તમોએ તમારી જાતિને વ્યક્ત કરનારો એક પણ શબ્દ ઉચ્ચાર્યો નથી અને જાતિ વિષયક સંદિગ્ધતાને આટલા દીર્ઘ સંભાષણમાં આટલી સીમા પર્યન્ત સુરક્ષિત રાખી છે એ તમારી દક્ષતામાટે હું તમને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું."

" આપના આ ધન્યવાદને હું પણ અંતઃકરણ પૂર્વક સ્વીકારું છું; પરંતુ સાથે વચ્ચે જ આવી રીતે અકારણ વિષયાંતર ન કરવાની અને અત્યારે પ્રેમના જે મહત્ત્વપૂર્ણ વિષયને આપણે ચર્ચવા માંડયો છે તે વિષયને અંત પર્યન્ત ચર્ચવાની મારી આપનાં ચરણોમાં નમ્ર પ્રાર્થના છે અને આશા છે કે મારી આ પ્રાર્થનાનો આપ અનાદર તો નહિ જ કરો." નાજાંએ નારાયણના ધન્યવાદને સ્વીકારીને જે વિષયનો તેના મનમાં ભય હતો તે વિષયને ચર્ચવામાટેની પોતાની પ્રબળ ઇચ્છા દર્શાવી.

" હજી આપણે સાથે જ છીએ અને ભવિષ્યમાં આપણે ક્યારે છૂટાં પડીશું એનો નિશ્ચય ન હોવાથી તેમ જ અત્યારે મારી અસ્વસ્થતાના કારણથી એક જ સ્થાનમાં આઠ દિવસ જેટલો સમય વીતાડવાનો મળેલો પ્રસંગ પુનઃ આપણને મળશે કે નહિ એનો પણ નિશ્ચય ન હોવાથી મારી પોતાની એવી ઇચ્છા છે કે પ્રેમનો વિષય મહત્ત્વપૂર્ણ હોવા છતાં એ વિષયની ચર્ચાને આવતી કાલ અથવા પરમ દિવસપર મુલ્તવી રાખીને જો તમારા મનમાં કોઇ પણ પ્રકારનો સંકોચ ન થતો હોય, તો તમારો જન્મ ભારતવર્ષના કયા દેશમાં તથા ભારતવર્ષવાસિની જાતિઓમાંની કઇ જાતિમાં થયો હતો; તમારાં માતાપિતાની સર્વ સાંસારિક પરિસ્થિતિયો કેવા પ્રકારની હતી; તમારી વિદ્યા, બુદ્ધિ તથા જ્ઞાનશીલતાનો આટલી સીમા પર્યન્ત વિકાસ ક્યાં તથા કેવા સંયોગમાં થયો હતો; વનવાસી પ્રતિપિશાચ દસ્યુ અબ્દુર્રહીમના આવાસમાં તમારા નિવાસનું કારણ શું હતું; તેના પાપપ્રાસાદમાંના સતત નિવાસથી તમારા ચારિત્ર્યમાં કાંઇ પણ કલંક લાગ્યો છે કે તમો અદ્યાપિ સર્વથા નિષ્કલંક છો તેમ જ મારી સાથે આપનો દૃષ્ટિમાત્રનો પણ પરિચય ન હોવા છતાં મને તમોએ મૃત્યુના મુખમાંથી બચાવવાનો પોતાના જીવનને ભયમાં નાખીને પણ પ્રયત્ન કર્યો; મારામાં અપૂર્વ વિશ્વાસ રાખ્યો, મારી સાથે પલાયન કર્યું અને આજે અચાનક પ્રેમની ચર્ચાનો આરંભ કરી દીધો તે શા કારણથી, એ સર્વ કથા તમારા પોતાના શ્રીમુખથી સાંભળવાની એક વિશિષ્ટ ઉદ્દેશથી મારા હૃદયમાં જે તીવ્ર આકાંક્ષા ઉદ્ભવી છે તે મારી આકાંક્ષાને અત્યારે પૂર્ણ કરો. " નારાયણે પ્રેમચર્ચાને મુલ્તવી રાખીને નાજુને તેની પોતાની જીવનકથાને તેના પોતાના મુખથી જ સાંભળવાની આકાંક્ષાને દર્શાવતાં શાંત તથા ગંભીર ભાવથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"ભલે, મારી જીવનકથા કિંવા આત્મકથાને સાંભળવાની જ જો આપના અંતઃકરણમાં તીવ્ર આકાંક્ષા ઉદ્ભવી હોય, તો આપની તે આકાંક્ષાને પૂર્ણ કરવાને હું તૈયાર છું; પરંતુ મારી એક શર્તને જો આપ સ્વીકારો, તો." નાજુએ એક શર્તથી પોતાની જીવન-કથા સંભળાવવાની ઇચ્છા દર્શાવી.

"તમારી જે શર્ત હોય, તે સ્પષ્ટ રૂપમાં જણાવો કે જેથી મારાથી તેના સ્વીકાર કે અસ્વીકારનો નિશ્ચય કરી શકાય." નારાયણે કહ્યું.

"મારી જે જીવનકથાને સાંભળવાનો આપે નિશ્ચય કર્યો છે તે કદાચિત્ ભયંકર કલંકકથા ન હોય, તથાપિ સાધારણ સ્વરૂપમાં કલંકકથા તો છે જ એ મારે આપને આરંભમાં એટલામાટે જણાવી દેવું પડે છે કે આપ નિરંતર આદર્શ કથાઓના શ્રોતા તથા વક્તા હોવાથી મારી આ કલંકકથાનું લેશમાત્ર પણ ઘૃણાને દર્શાવ્યા વિના સહિષ્ણુતાથી શ્રવણ કરી શકશો ખરા કે કેમ, એવો મારા મનમાં સંશય રહ્યા કરે છે; કારણ કે, કલંક એક મહાઅધમ વસ્તુ હોવાથી ભદ્ર પુરુષોના હૃદયમાં કલંકકથાના શ્રવણથી સ્વાભાવિક જ ઘૃણાનો આવિર્ભાવ થાય છે અને તેઓ તે કલંકિત મનુષ્યને તેના કલંકની કથાને સાંભળ્યા પછી તેના પ્રતિ અનુકંપા દર્શાવવાના બદલે ઘૃણા-તથા તિરસ્કારની દૃષ્ટિથી જ નિહાળવા માંડે છે; માત્ર એટલું જ નહિ, પણ તેના કલંકને નિવારવાનો પ્રયત્ન ન કરતાં તે અધિકાધિક કલંકિત થતું રહે એવા જ પ્રયત્નો કરવા મંડી જાય છે. મારા કલં-કની કથાના શ્રવણનું આપના હૃદયમાં પણ જો આવું જ પરિણામ થાય અને તે વિઘાતક પરિણામના યોગે અત્યારે આપની મારા પ્રતિ જે અનુકંપા છે તે અનુકંપાને પણ હું ખોઈ બેસું, તો પછી મારા કલંકની કથા આપને ન સંભળાવવી એ જ મારામાટે અધિક

શ્રેયસ્કર છે, એમ આપને પણ નથી લાગતું કે શું? અર્થાત્ સાધારણ લોકો પ્રમાણે મારા કલંકની કથા સાંભળીને ભ્રૂ તથા નાસિકાને ન સંકોચવા, ઘૃણાને ન દર્શાવવા, ઉપાલંભો ન સંભળાવવા તથા જ્યાં સુધી મારા કલંકનું આપના હસ્તથી નિવારણ થાય ત્યાં સુધી મને ન ત્યાગવા જેટલું અપૂર્વ આત્મબળ તથા નૈતિક બળ આપમાં હોય, તો જ મારી જીવનકથાને સાંભળવાની આકાંક્ષાને હૃદયમાં અવિચલ રાખો અને નહિ તો એ આકાંક્ષાનો બહિષ્કાર કરી દો. મારી શર્ત આ છે અને મારી આ શર્તને જો આપ સ્વીકારતા હો, તો હું મારી અત્યાર સુધીની જીવનકથા આપને આપની ઇચ્છા અનુસાર સંભળાવવાને તૈયાર છું." નાજૂએ યોગ્યતમ તથા સ્પષ્ટતમ શબ્દોમાં પોતાની શર્તને નારાયણ સમક્ષ તેના નિશ્ચયમાટે ઉપસ્થિત કરી દીધી.

"હું તમારી આ શર્તને આનંદ પૂર્વક સ્વીકારું છું." નારાયણે એ શર્તને એક સાધારણ શર્ત માનીને તત્કાળ સ્વીકૃત કરી લીધી.

"મારી આ શર્તને તત્કાળ સ્વીકારી લેવાથી, હું ધારું છું કે, મારી આ શર્તને આપે એક સાધારણ શર્ત માની લીધેલી હોવી જોઇએ; પરંતુ આપ માનતા હશો તેટલી મારી આ શર્ત સાધારણ નથી એનો હજી પણ વિચાર કરી લ્યો અને ત્યાર પછીજ જે નિશ્ચયપર આવવાનું હોય તે નિશ્ચયપર આવો; કારણ કે, આ શર્તમાં એવો મર્મ સમાયલો છે કે આપ વાણી દ્વારા મારા પ્રતિ ઘૃણા ન દર્શાવો એટલાથી જ કામ ચાલી શકે તેમ નથી; કિન્તુ મારા કલંકની કથાના શ્રવણથી આપના મન કિંવા હૃદયમાં પણ ઘૃણાનો ભાવ ન આવવો જોઇએ; નહિ તો આપની પ્રતિજ્ઞાનો ભંગ થશે અને આપના ચારિત્ર્યમાં પણ પ્રતિજ્ઞાભંગરૂપ શાશ્વત કલંક કિંવા પાતક લાગી જશે." નાજૂએ પોતાની શર્તમાં રહેલી ભયંકરતાનો સાક્ષાત્કાર કરાવ્યો.

નારાયણ નાન્જાંને તેના આ બુદ્ધિવાદનું શું ઉત્તર આપવું એનો વિચાર કરતો હતો એટલામાં તેમના ઓરડાના દ્વારની સાંકળને કોઇ ખખડાવતું હોય એવો ધ્વનિ તેમના સાંભળવામાં આવતાં નારાયણ અગાશીમાંથી ઓરડામાં ગયો અને તેણે પૂછ્યું કે : " સાંકળ કોણ ખખડાવે છે ? "

" હું ધર્મશાળાનો રક્ષક એક અગત્યના કાર્યમાટે આપ પાસે આવ્યો છું એટલે દરવાજો ઊઘાડો અને મારી વાર્તા સાંભળી લ્યો. " ધર્મશાળાના રક્ષકે બહારથી જ ઉત્તર આપ્યું.

નારાયણે તેના સ્વરને ઓળખીને દ્વાર ઉઘાડયું, ધર્મશાળાનો રક્ષક અંદર આવ્યો એટલે પાછું દ્વારને અંદરથી વાસી લીધું અને તેને અગાશીમાં લાવ્યા પછી પૂછ્યું કે : " અત્યારે આટલી રાતે અગત્યનું શું કામ છે વારુ ? "

" અગત્યનું કામ એ છે કે કોઇએ આપ ઉભય મહાશયો વિરુદ્ધ કાજી સાહબપાસે એવી ફરિયાદ નોંધાવી છે કે જેના નામની ફરિયાદીને ખબર નથી તેવો એક સંન્યાસી આજે પાંચ સાત દિવસ પહેલાં અહીંથી પચાસેક ગાઉપર આવેલી જંગલમાંની એક સરામાંથી તે સરાના માલિક અબ્દુર્રહીમખાનની નાન્જાં નામની એક તરુણી બાંદીને નસાડી ગયો છે અને તે બાંદી તેની સાથે કેટલોક માલ તથા બે અશ્વોને લઇને પલાયન કરી પુરુષના વેશમાં પ્રવાસ કરતી પ્રયાગમાં આવીને ચારેક દિવસથી તે સંન્યાસી સહિત આ ધર્મશાળામાં ઊતરેલી છે. બે અશ્વોમાંનો એક અશ્વ તેમની સાથે છે; કારણ કે, બીજો અશ્વ માર્ગમાં તેનો પગ ભાગવાથી નકામો થઇ જતાં તેઓ તેને અહીંથી પચીસ ગાઉપર એક તળાવની પાસે જંગલમાં જ છોડી આવ્યાં છે. કાજીએ તપાસમાટે પોતાના બે માણસોને અહીં

મોકલ્યા હતા અને તેઓ તપાસ કરીને હમણાં જ અહીંથી પાછા ગયા છે." ધર્મશાળાના રક્ષકે ભયંકર સમાચાર સંભળાવ્યા.

"તમોએ તેમને શો જવાબ આપ્યો છે ?" નાઝીંએ આતુરતાથી પુછ્યું.

"મેં તો એટલો જ જવાબ આપ્યો છે કે: 'હું બીજે ગામ ગયો હતો ત્યાંથી થોડી વાર પૂર્વે જ આવેલો હોવાથી મારી ગયરહાજરીમાં ધર્મશાળામાં કોણ આવ્યું છે અને કોણ નહિ એની મને ખબર નથી; તમો સવારમાં આવજો. એટલે એવા કોઇ મુસાફિરો આવ્યા હશે, તો હું તમારા હાથમાં સોંપી દઇશ.' તે બન્ને માણસો મારા ઓળખીતા હોવાથી અને આ ધર્મશાળામાંથી મારી માર્ફત તેમને વારંવાર સારો લાભ મળતો હોવાથી અત્યારે જ ધર્મશાળામાં તપાસ કરવાની કઠોરતા ન દેખાડતાં ચાલ્યા ગયા છે; પરંતુ સવારમાં તેઓ અવશ્ય આવશે એટલામાટે જો પલાયન કરી જવાની આપની ઇચ્છા હોય, તો પલાયન કરી જાઓ; કારણ કે, નહિ તો આવતી કાલે તમારે કાઝી સાહબની અદાલતમાં હાજર થવું પડશે અને ત્યાં ફરિયાદી મુસલ્માન અને તે પણ વળી વસીલાવાળો તથા પૈસાદાર મુસલ્માન હોવાથી ન્યાય તેના પક્ષમાં જશે અને તમો અવશ્ય સંકટમાં આવી પડશો. અબ્દુર્રહીમ અહીં એક પિશાચ તરીકે પ્રખ્યાત હોવાથી તમો તેની સરામાંથી ભાગી આવ્યાં હો, તો પણ તેનું અવશ્ય કાંઇ કારણ હોવું જોઇએ એમ ધારીને મેં અત્યારે તમો બન્નેને તેના પંજામાંથી છટકાવવાનો નિશ્ચય કર્યો છે અને તેથી જો પલાયન કરી જવાની તમારી ઇચ્છા હોય, તો હું તમને મારાથી આપી શકાય તેટલી સહાયતા આપવાને તૈયાર છું." ધર્મશાળાના રક્ષકે નિઃસ્વાર્થ અનુકંપા દર્શાવી.

પરંતુ નારાયણ તથા નાજાં કોઇ પણ પ્રકારના નિશ્ચયપર આવે તે પૂર્વે તો હથિયારબંધ સિપાહીઓએ આવીને ઓરડાના દરવાજાને બળ પૂર્વક ખખડાવવા માંડયો અને હવે દરવાજો ઊઘાડયા વિના અન્ય ઉપાય ન હોવાથી ધર્મશાળાના રક્ષકે જેવો દરવાજો ઊઘાડયો કે તત્કાળ તે સિપાહીઓએ આવીને નારાયણ તથા પુરુષવેશધારિણી નાજાંને ગિરફતાર કરી લીધાં, તેમના હાથમાં બેડીઓ પહેરાવી દીધી અને સવારમાં તેમને અદાલતમાં લઇ જવાનાં હોવાથી તે ઓરડાને જ તેમનો કારાવાસ બનાવીને તેઓ ત્યાં પહેરેગીર તરીકે ઊભા રહી ગયા. આં નવીન સંકટના આગમનથી નાજાં હતાશ થઇ ગઇ અને નારાયણના હૃદયમાં પણ ભયાનક આઘાત થયો; પરંતુ અવસરને વશ થવા વિના અને ઇશ્વરપર આધાર રાખ્યા વિના અન્ય ઉપાય ન હોવાથી તેઓ મૌન પૂર્વક એ સંકટને સહન કરી રહ્યાં.

---

## પ્રકરણ ૧૩ મું

## મુગલિયા અદાલત

સૂર્યોદય પછી દિવસનો પ્રથમ પ્રહર વ્યતીત થવા આવ્યો હતો. પ્રયાગના અકબરના બંધાવેલા કિલ્લામાંની જે ઇમારતમાં કાજી સાહબ ઇન્સાફ આપવાને બેસતા હતા તે ઇમારત અદાલતના નામથી ઓળખાતી હતી. જે ઓરડાનો અદાલત તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો તે ઓરડો બહુ જ વિશાળ હોવાથી તેમાં પાંચ સો માણસ તો સહજ સમાઇ જાય તેમ હતું, એ ઓરડાને એક છેડે

એટલે કે પ્રવેશદ્વારની સામેની દીવાલ પાસે જેનાપર લગભગ પચીસ માણસ બેસી શકે તેટલા ઘેરાવાનો અને ફર્શથી લગભગ એક હાથની ઉંચાઇનો એક ઓટલો બાંધી લેવામાં આવ્યો હતો, તે ઓટલાપર મોટી ગાદી પાથરેલી હતી તથા પાછળના ભાગમાં પાષાણની કરી લીધેલી પાળના આધારે બહુ જ જાડા તથા લાંબા બે ગોળ તકિયા રાખવામાં આવ્યા હતા. એ ગાદીપર તકિયાને અઢેલીને બહુધા પંચાવનથી સાઠ વર્ષના વયના કાજી સાહેબ હુક્કો પીતા, દાઢી પસવારતા તથા ઇતસ્તતઃ દૃષ્ટિપાત કરતા વિરાજેલા હતા; તેમના આસનની નીચે અગ્રભાગમાં એક સુંદર ગાલીચાપર મુફ્તી સાહેબ વિરાજમાન હતા અને **મીર અદલ** પણ થોડી વારમાં જ ત્યાં આવી લાગ્યા. આખા ઓરડામાં જે એક સાધારણ ગાલચો પાથરેલો હતો તેનાપર એક બાજૂ ત્રણ ચાર કારકૂનો કાંઇક લખતા બેઠા હતા અને અબ્દુર્રહીમ તથા તેના બે ગુલામો રમજાન તથા જલાલ પણ ત્યાં હાજર હતા. કેટલાક પ્રેક્ષકો પણ ત્યાં જેમ જેમ સમય જતો હતો તેમ તેમ આવતા જતા હતા અને જ્યાં જગ્યા હોય ત્યાં બેસી જતા હતા.

અદાલતના ઓરડામાં ચારે તરફની દીવાલોપર કુરાનશરીફમાંનાં નીતિવાક્યો તથા ન્યાયવાક્યો સુંદર અક્ષરોથી લખવામાં આવ્યાં હતાં એ વિના અન્ય કોઇ પણ વસ્તુ એવી ન હોતી કે જેના પ્રતિ કોઇ પણ મનુષ્યનાં નેત્રો આકર્ષાય અને તે આકર્ષણના યોગે મનુષ્ય તે વસ્તુના અવલોકનમાં તલ્લીન થઇ જાય. અસ્તુઃ હવે આપણે વચ્ચે તે સમયની ન્યાયપ્રણાલીનું આવશ્યકીય દિગ્દર્શન કરીને પછી આપણી કથાના અનુસંધાનમાં આગળ વધીશું.

સમસ્ત રાજ્ય કિંવા સામ્રાજ્યમાં શાંતિની સ્થાપના કરવી, શાંતિને સુરક્ષિત રાખવી અને યથાર્થ ન્યાય આપવો એ વર્તમાન રાજાનું

પ્રધાન કર્તવ્ય મનાય છે; તથાપિ એ ઉભય વિષયોમાં મુગલ સામ્રાજ્ય બહુ જ હીન અવસ્થાને ભોગવતું હતું. એ સત્ય છે કે મુગલ સમ્રાટો પોતાના બાહ્ય શત્રુઓનો બરાબર મુકાબલો કરતા હતા, પોતાના સામ્રાજ્યના સર્વ અંશોને આક્રમણકારકોના આક્રમણથી બચાવવામાટે નિરંતર તત્પર રહેતા હતા, પોતાના સામ્રાજ્યમાંના જાગીરદારો તથા જમીનદારોને મસ્તકોને ઉંચાં કરવાનો અવસર ન મળે એની રાખવી જોઇએ તેથી પણ વધારે ખબરદારી રાખતા હતા, મોટાં મોટાં નગરોમાં ગોલમાલ ન. થાય કિંવા દંગોફસાદ કે બળવો ન થઇ જાય એ વિષયનું સંપૂર્ણ ધ્યાન રાખતા હતા અને યુદ્ધમાં બહુધા અગ્રભાગે વિરાજતા હતા; પરંતુ રાજધાની તથા મોટાં મોટાં નગરોને જો બાદ કરીએ તો અન્યત્ર તેમના ન્યાયની વ્યવસ્થા બહુ જ શિથિલ હતી. ગ્રામોની રક્ષામાટે એક ફોજદારને રાખવામાં આવતો હતો, પરંતુ તેને એટલો મોટો ઇલાકો સોંપવામાં આવતો હતો કે તે ઇલાકાનાં સર્વ ગ્રામો તથા ગામડાંની વ્યવસ્થા રાખવાનું કાર્ય તેનામાટે અશક્ય જ થઇ પડતું હતું અને તેથી તે નામાંકિત ચોરો, લુટારા તથા બળવાખોર જમીનદારોને દાબી દેવાની ચેષ્ટા કરીને જ નિશ્ચિન્ત થઇ જતો હતો એટલે ગ્રામોમાં વસતી અસંખ્ય પ્રજાનાં જીવન તથા ધનની રક્ષા કરનાર કોઇ પણ ન હોતું એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. સારાંશ કે, મુગલસરકાર એ કાર્ય કરતી ન હોતી. ગ્રામોમાં જો કે ચોકીદારોને રાખવામાં આવતા હતા, પરંતુ તેઓ ગ્રામોની પંચાયતના જ નોકર હતા, નહિ કે સરકારના. ગ્રામ્ય જનોનાં જીવન તથા ધનની રક્ષા કરવાને બદલે સરકાર સામી ગ્રામવાસીઓને જ તેમની પોતાની સંપત્તિના ઉત્તરદાતા બનાવતી હતી; માત્ર એટલું જ નહિ, પણ તેમના ગ્રામોના આસપાસના માર્ગોમાં

પ્રવાસ કરતાં પ્રવાસિજનોનાં જીવન તથા ધન આદિના જોખમદાર પણ તેમને જ માનવામાં આવતા હતા.

મુગલ બાદશાહો પોતાને ખલીફા તથા ન્યાયમૂર્તિ માનતા હોવાથી ન્યાય કરવાને પોતાનો પરમધર્મ સમજતા હતા. આ કારણથી પ્રત્યેક બુધવારને દિવસે મુગલ બાદશાહો નિત્યના નિયમ અનુસાર દરબાર ન ભરતાં ન્યાયમંદિરમાં વિરાજીને ન્યાયદાનનું કાર્ય કરતા હતા. કાજી, આદિલ, મુફતી. ઉલ્મા તથા કોતવાલ આદિ મળીને બાદશાહને ન્યાયદાનના કાર્યમાં યથાશક્ય સહાયતા આપતા હતા. અર્થાત્ બાદશાહો પોતે ફિરયાદ સાંભળતા હતા, ફરિયાદના સત્ય કારણને જાણી લેવાનો પ્રયત્ન કરતા હતા અને અંતે ઉલ્માને કાનૂન અથવા કાયદાની બારીકીઓ પૂછીને ન્યાય આપતા હતા. ન્યાય આપવાની પદ્ધતિ આદર્શ તથા ઉત્કૃષ્ટ હોવા છતાં એકલો બાદશાહ અસંખ્ય અભિયોગોનો પોતે વિચાર કરી શકે એ સર્વથા અસંભવનીય હતું; કારણ કે, અત્યંત વિશાળ ભારતસામ્રાજ્યનું ન્યાયકાર્ય પણ તેટલું જ વિશાળ હતું. વળી દિલ્લી અથવા આગ્રામાં જઇને બાદશાહ સમક્ષ ફરિયાદ કરવાનું અથવા જો અન્યત્ર અન્યાય મળ્યો હોય તો તે અન્યાયના વિચારની પ્રાર્થના કરવાનું સાહસ કેટલાકોથી કરી શકાય તેમ હતું વારૂ ? માત્ર એટલું જ નહિ, પણ રાજધાનીમાં પહોંચ્યા પછી પણ રાજદર્શનના લાભને મેળવવાનું કાર્ય કાંઇ સહજ ન હોતું; અર્થાત્ બાદશાહ સમક્ષ પહોંચતાં ઘણાકોની મુઠ્ઠીઓને ગર્મ કરવી પડતી હતી અને કેટલીક વાર તો ફરિયાદીઓને ચાબકાનો માર ખાવામાટે પણ તૈયાર રહેવું પડતું હતું.

મુગલ સમ્રાટોની પ્રજાને ન્યાય આપવાની તીવ્ર ઇચ્છા હતી અને તેઓ ન્યાય આપતા પણ હતા; પરંતુ ન્યાય આપવામાટેની હોવી

જોઇએ તેવી વ્યવસ્થા ન હોતી. અર્થાત્ નાની તથા મોટી અદાલતોનો સિલ્સિલો ન હોતો; પ્રાન્તવાર ન્યાયાલયોનો પ્રબંધ ન હોતો તેમ જ ન્યાયના પદ્ધતિપૂર્ણ ગ્રંથો પણ અસ્તિત્વ ધરાવતા ન હોતા. બાદશાહ, કાજી, મીર અદલ તથા રઇસોની જિવ્હાઓ જ ન્યાયગ્રંથોનું કાર્ય કરતી હતી અને ' રાજા બોલે તે ન્યાય ' એ કિંવદંતીની ચરિતાર્થતા પ્રત્યક્ષ દષ્ટિગોચર થતી હતી. વળી બાદશાહો જે કાનૂનને માનતા હતા તે મુસલ્માની કાનૂન હતો કે જેની રચના અરબસ્તાનની ભૂમિમાં થયેલી હતી; છતાં તે કાનૂનને ઘટાડવા, વધારવા કિંવા દેશકાળપરિસ્થિતિને અનુકૂળ કરવાનો કોઇ પણ મુસલ્માન બાદશાહને લેશમાત્ર પણ અધિકાર ન હોતો. અર્થાત્ તે કાનૂનની અરબસ્તાનમાં જે વ્યાખ્યાઓ કરવામાં આવી હતી તે જ વ્યાખ્યાઓનો હિન્દુસ્તાનમાં પણ સ્વીકાર કરવો પડતો હતો અને તેથી તે સર્વ વ્યાખ્યાઓને એકત્ર કરવાની તેમ જ તેમનું અધ્યયન તથા મનન કરવાની આવસ્યકતા હિન્દુસ્તાનના મુસલ્માનોમાટે અનિવાર્ય થઇ પડી હતી. ઔરંગજેબે એ સર્વ વ્યાખ્યાઓને, વિશેષતઃ હનફી સિદ્ધાન્તને માનનારાઓની વ્યાખ્યાઓને એકત્ર કરીને ' ફતવાયે આલમગીરી ' નામક એક કાનૂની કિતાબ રચાવી હતી. એની મુફતીઓ તથા ઉલ્માને ન્યાયના કાર્યમાં બહુ જ આવસ્યકતા પડતી હોવાથી તેઓ એ વ્યાખ્યાઓનું પૂર્ણ રૂપથી અધ્યયન તથા મનન કરતા હતા. પરંતુ એ કાનૂની કિતાબ પણ જહાંગીરના સમયમાં તો અસ્તિત્વ ધરાવતી ન હોતી, એટલે તે સમયમાં તો ન્યાય ન્યાયાધીશની જિવ્હાપર જ વિરાજતો હતો.

હિન્દુઓના ફોજદારી મુકદ્દમાઓનો ફેસલો બાદશાહો અથવા તો તેમના ન્યાયાધીશો એટલે કે કાજીઓજ કરતા હતા; પરંતુ દીવાની

મુકદ્દમાઓનો હિન્દુઓ બહુધા પોતાના પંચો દ્વારાજ વિચાર તથા નિર્ણય કરાવતા હતા. જે હિન્દુઓ હિન્દુ જમીનદારોની અમલદારીમાં વસતા હતા તેઓ બહુધા શાસ્ત્રીય નિયમ અનુસાર વર્તતા હતા;* પરંતુ જે હિન્દુ પ્રજા મોટાં નગરોમાં વસતી હતી અથવા તો મુસલ્માન જમીનદારો તથા જાગીરદારોની આધીનતામાં હતી તે પ્રજાની શી અવસ્થા થતી હશે એ એક ગંભીર તથા વિચારણીય વિષય છે; કારણ કે, મુસલ્માન જાગીરદારો હિન્દુઓ એટલે કે કાફિરોના કાનૂનને માનતા હોય એ સર્વથા અસંભવનીય છે.

બાદશાહો તો જાણે ન્યાયમૂર્તિ હતા જ, પરંતુ તેમની સાથે તેમના નાના મોટા અમીરો પણ ન્યાયમૂર્તિ મનાતા હતા; તે સર્વને પોતાની આધીનતામાં રહેનારા લોકોનો ન્યાય કરવાનો તેમ જ પોતાનાં અનુચરો તથા પ્રજાજનોને દંડ દેવાનો સંપૂર્ણ અધિકાર હતો. રાજધાનીથી અતિરિક્ત પ્રાંતિક રાજધાનીઓ તથા મોટાં મોટાં નગરોમાં કાજીઓ વસતા હતા; પરંતુ નાનાં નગરો તથા ગ્રામોમાં ન્યાયદાતા કાજીઓનો દુષ્કાળ જ રહ્યા કરતો હતો. અર્થાત્ તે નાનાં નગરો તથા ગ્રામોના લોકોને જો ન્યાયને મેળવવાની આવશ્યકતા આવી પડે, તો તેમને રાજધાની અથવા મોટા નગરમાં જવું પડતું હતું અને ત્યાં કાજીઓના શિરપર કામનો બોજો બહુ જ વધારે રહેતો હોવાથી તથા તેઓ અધિક પરિમાણમાં ધનલોલુપ હોવાથી લોકોને

* ઇ. સ. ૧૯૨૦ ના બિહાર તથા ઓરીસાના રિસર્ચ જર્નલમાં મિથિલાનું જે એક ન્યાયપત્ર પ્રકટ કરવામાં આવ્યું છે તેના વાંચનથી સ્પષ્ટ જણાઇ આવે છે કે મુગલ બાદશાહોના સમયની હિન્દુ પ્રજા મનુ તથા યાજ્ઞવલ્ક્યની સ્મૃતિયો અનુસાર જ ચાલતી હતી.

તાત્કાળિક તથા પક્ષપાત રહિત ન્યાય કોઇક વાર જ મળી શકતો હતો.

આપણી નવલકથાના પ્રસ્તુત પ્રસંગનો દીવાની અદાલત સાથે સંબંધ ન હોવાથી તાત્કાલિક દીવાની અદાલત તથા દીવાની અફસરોના વર્ણનમાં પ્રવૃત્ત ન થતાં અમો કેવળ ફોજદારી અદાલત તથા ફોજદારી અફસરોનો જ અમારાં પાઠકો તથા પાઠિકાઓને આ સ્થાનમાં કિંચિત્ પરિચય કરાવીશું. અસ્તુ: સઘળી ફોજદારી તકરારોનો નિકાલ કાજીઓ મુસલ્માની કાનૂન મુજબ કરતા હતા. બાદશાહની રાજધાનીમાં એટલે કે તખ્તગાહમાં .કાજી.ઓનો સર્વથા વરિષ્ટ અધિકારી એટલે કે, ' કાજી. ઉલ કુજ્જાત, ' નિરંતર વસતો હોઇને તે દોરામાં પણ બાદશાહ સાથે રહેતો હતો. પ્રાન્તિક રાજધાનીઓમાં કાજી.ઓને કાયમ કરવા અથવા નીમવા એ તેનો જ અધિકાર હતો. કાજીઓ મુકદમા ચલાવતા હતા અને મુફતીઓ તેમને કાનૂન બતાવતા હતા કે મુસલ્માની કાનૂન પ્રમાણે અમુક પ્રકારના અપરાધીને અમુક શિક્ષા આપી શકાય છે. મુફતીઓના અભિપ્રાય અનુસાર કાજીઓ શિક્ષા સંભળાવતા હતા અને મીર અદલ તેમના નિર્ણય અનુસાર કાર્ય કરતા હતા.

જો કે એવી આશા રાખવામાં આવતી હતી કે કાજીઓ પક્ષપાતરહિત, ન્યાયશીલ તથા ધર્મપરાયણ-ઇમાનદાર-હોવા જોઇએ; કાજીઓને સર્વ લોકો સમક્ષ ન્યાયમંદિર-અદાલત-માં વિરાજી.ને ન્યાય કરવાની આજ્ઞાઓ અપાતી હતી તેમ જ લોકો પાસેથી ભેટસોગાદ લેવાની તથા લોકોને ત્યાં જલ્સા વગેરેમાં જવાની તેમને સખ્ત મનાઇ હતી; માત્ર એટલું જ નહિ, પણ પ્રથમથી જ તેમને પોતાની ગરીબીમાં મસ્ત રહેવાનું શિક્ષણ આપવામાં આવતું હતું; પરંતુ વાસ્તવિક પરિણામ એથી સર્વથા ભિન્ન પ્રકારનું જ જોવામાં આવતું

હતું; કારણ કે, રિશ્વતના પ્રવેશમાટે કાજીસાહબનાં ખીસાં ખુલ્લાં જ રહેતાં હતાં અને ન્યાયને પૈસાદારો બજારમાંની કોઇ સાધારણ વસ્તુ પ્રમાણે અદાલતરૂપ બજારમાં ચુટકી બજાવતાંમાં ખરીદી લેતા હતા. તે સમયમાં વકીલ, બૅરિસ્ટર, સૉલિસિટર તથા ઍડ્વોકેટ્સ્ ઇત્યાદિનું અસ્તિત્વ ન હોવાથી ફરિયાદીઓ પોતે જ પોતાની ફરિયાદ રજૂ કરતા હતા અને આરોપીઓ પોતાનો બચાવ પણ પોતે જ કરતા હતા. અર્થાત્ વ્યવસ્થા ઉત્તમ હોવા છતાં સિફારિશ તથા રૂપિયાના બળથી પરિણામ એકનું બીજું જ આવી જતું હતું, એટલે કે, લાગવગ તથા પૈસાના બળથી અપરાધીઓ શિક્ષાથી મુક્ત થઇ જતા હતા અને નિર્દોષ તથા નિરપરાધી મનુષ્યો ભયાનક શિક્ષાને પાત્ર થતા જોવામાં આવતા હતા.

જેવી રીતે ગામડાંમાં શાંતિની રક્ષા કરવી તથા વિદ્રોહીજનોનું દમન કરવું ઇત્યાદિ કાર્યોનો ભાર ફોજદારના શિરપર રહેલો હતો તેવી જ રીતે નગરોમાં શાંતિની રક્ષાનો ભાર કોતવાલના શિરપર રહેલો હતો. કોતવાલ એક અત્યંત ઉપયુક્ત અધિકારી મનાતો હોવાથી તેને એવું શિક્ષણ આપવામાં આવતું હતું કે ' કાનૂનથી ડરો અને ખુદાના ડરને દિલમાં ધરો ! ' કોતવાલ રાજધાનીઓમાં બાદશાહો અથવા સૂબેદારોના દરબારમાં હાજર રહીને તેમને ન્યાય વિષયક કાર્યોમાં સહાયતા આપ્યા કરતો હતો. એ ઉપરાંત બહુસંખ્ય અશ્વારોહી તથા પાદસંચારી સિપાહીઓની સહાયતાથી નગરની વ્યવસ્થા તથા શાંતિ રાખવી, જૂદા જૂદા મહલ્લાઓમાં તે સિપાહીઓને પહરાપર મુકર્રર કરી દેવા, નગરમાં આવતાં પ્રવાસિજનોપર દેખરેખ રાખવાનો પ્રબંધ કરવો, દુર્ગનાં દ્વારોમાં ચોકી પહેરો રાખવો, નગરની એકે એક ગલીગૂંચીની હલાલખોરો દ્વારા ખબર

મંગાવવી અને ક્યદખાનાની સંભાળ રાખવી એ સર્વ કાર્યો કોતવાલનાં હતાં; માત્ર એટલું જ નહિ, પણ તે પોતે પણ પોતાના સિપાહીઓને સાથે રાખીને આખા નગરમાં પહેરો ભર્યા કરતો અને સિપાહીઓપર નજર રાખ્યા કરતો હતો. કાજી જે કાંઈ હુકમ ફર્માવે તે હુકમને કોતવાલ અમલમાં લાવતો હતો. નગરમાં ચોરી તથા લૂટફાટ ન થવા દેવી અને લોકો સુખમાં રહે તેવી વ્યવસ્થા કરવી એ કોતવાલનું કર્તવ્ય હતું અને તેથી જો ક્યાંય પણ ચોરી કે લૂટફાટ થાય તો ચોર અથવા લૂટારાને તેણે પકડવો જ જોઈએ અને નહિ તો ચોરાયલા કિંવા લૂટાયલા માલનો બદલો તેના માલિકની માગણી પ્રમાણે તેણે જ ભરી આપવો જોઇએ એવો કોતવાલમાટે કઠિન નિયમ હતો. કોતવાલના થાણાની સામે રસ્તાપર એક ચબુતરો બનાવવામાં આવતો હતો અને તે ચબુતરાપર અપરાધીઓને દંડ આપવામાં આવતો હતો. કોઈ હેડમાં પડ્યો છે તો કોઈ પોતાના હાથપગોમાં લોઢાની બેડીઓને ધારણ કરીને બેઠો છે અને રાહગીરોને એ વાર્તાનું સ્મરણ કરાવી રહ્યો છે કે 'કાનૂન અથવા કાયદાની મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી આવી દુર્દશા ભોગવવી પડે છે!' આવાં દશ્યો ત્યાં નિરંતર વર્તમાન રહ્યાં કરતાં હતાં. ગુનાહ કબૂલ કરાવવામાટે અથવા ચોરાયલા કે લૂટાયલા માલને કઢાવવામાટે કોતવાલ ચોરો તથા લુટારાને નાનાવિધ યંત્રણાઓ આપતા હતા; માત્ર એટલું જ નહિ, પણ જેમના સંબંધમાં કાંઇ પણ શંકાનો ઉદ્ભવ થયો હોય તેવા સાક્ષીઓને પણ અપરાધનો સ્વીકાર કરાવવામાટે નાના પ્રકારની શિક્ષાઓ આપવામાં આવતી હતી.

તે સમયમાં હુકમનામાને બજાવવાની પદ્ધતિ પણ મહાવિલક્ષણ હતી; કારણ કે, જેનાપર હુકમનામું થયેલું હોય તે કર્જદારનાં

માલમત્તા તથા ઘરબાર તો જપ્ત કરી જ લેવાતાં હતાં અને તે ઉપરાંત તેને પોતાને પણ તેના પારિવારિક જનો તથા નોકર ચાકર સહિત કયદ કરી લેવામાં આવતો હતો; માત્ર એટલું જ નહિ, પણ જો તેની માલમિલ્કતમાંથી જેટલી રકમનું તેનાપર હુકમનામું થયું હોય તેટલી રકમ વસૂલ ન થાય, તો તેને પોતાને ગુલામ તરીકે બજારમાં વેચી નાખવામાં આવતો હતો, રકમના બદલામાં તેના લેણદારના હાથમાં સોંપી દેવામાં આવતો હતો અથવા તો લેણદારની ઇચ્છા પ્રમાણે કયદખાનામાં રાખવામાં આવતો હતો. એ જ પ્રમાણે તે સમયના ફોજદારી અપરાધીને પણ અતિશય કઠોર નાનાવિધ દંડો અપાતા હતા. ભયાનક અપરાધીઓને મારી નાખવાની નવીન નવીન પદ્ધતિયોને શોધી કાઢવામાં આવતી હતી. અંગભંગ કરવો, પાણીમાં ડુબાવીને પ્રાણ લેવા, અપરાધીને જીવતો ને જીવતો ઉકળતા તેલની કઢાઇમાં નાખી દેવો, જીવતો ને જીવતો દીવાલમાં ચણાવી દેવો, જીવતાંજ ખાલ ખેંચાવી લેવી, શિકારી કૂતરાદ્વારા ફાડી નખાવવો, હાથીના પગો તળે ચગદાવી દેવો અથવા સોયાવાળા પીપમાં નાખીને પીપને ગબડાવી દેવું ઇત્યાદિ જીવ લેવાના પ્રકારો તે સમયમાં પ્રચલિત હતા.*

જેમને ધર્મશાળાના રક્ષકે કાજીસાહબના માણસો તરીકે ઓળખાવ્યા હતા અને જેમણે પછીથી નારાયણ તથા નાજાંને કયદ

---

* દુનિયામાં રહમદિલ બાદશાહ તરીકે મનાયલા બાદશાહ શાહજહાને-જહાંગીરના પુત્રે-મૃત્યુદંડ આપવાનો એક નવીન પ્રકાર શોધી કાઢયો હતો અને તે એ કે તેના દરબારમાંનો એક મનુષ્ય નિરંતર કેટલાક વિષધર નાગોને પોષ્યા કરતો હતો અને જ્યારે બાદશાહ કોઈ અપરાધીને મૃત્યુદંડ આપતો હતો ત્યારે તે અપરાધીને સર્વ લોકો સમક્ષ સર્પદ્વારા ડંશાવવામાં આવતો હતો અને તેથી તે દુર્ભાગી અપરાધી ત્યાંને ત્યાં જ પોતાના પ્રાણોને ત્યાગી દેતો હતો.

કરી લીધાં હતાં તેઓ વસ્તુતઃ કાજી સાહબના માણસો નહિ, પણ કોતવાલના તાબાના સિપાહીઓ જ હતા; પરંતુ કાજીની આજ્ઞાથી જ કોતવાલે તેમને મોકલ્યા હતા એટલે એ દૃષ્ટિથી તેમને કાજી સાહબના માણસો માનવામાં આવે તો તે પણ યોગ્ય જ હતું. સારાંશ કે, ચિરાગુદ્દીન નામક જે કાજી પ્રયાગમાં આપણી નવલકથાના સમયમાં અપરાધીઓના કર્તા, હર્તા તથા ભાગ્યવિધાતા ન્યાયાધીશના આસનને દીપાવી રહ્યો હતો તે કાજી નરપિશાચ અબ્દુર્રહીમનો મિત્ર, વ્યભિચારી તથા દામનો ગુલામ હોવાથી નારાયણ તથા નાજુંને યોગ્ય ન્યાય મળે એ સર્વથા અસંભવનીય હતું. નારાયણ તથા નાજુંને ન્યાયના નામથી જે ન્યાયમંદિરમાં લાવવામાં આવ્યાં હતાં તે ન્યાયમંદિરનું આભ્યંતર સ્વરૂપ આવા પ્રકારનું હતું.

પ્રથમ તો નારાયણ તથા નાજુંને ન્યાયમંદિર કિંવા અદાલતના બાહ્ય ભાગમાં બેસાડી રાખવામાં આવ્યાં હતાં; પરંતુ પછી કાજી સાહબની આજ્ઞાથી તેમને સિપાહીઓ અદાલતમાં લઇ આવ્યા અને તેઓ કાજી સાહબ સમક્ષ આવીને ઊભાં રહ્યાં એટલે કાજી સાહબે પ્રથમ નારાયણને સંબોધીને કઠોર સ્વરથી પુછયું કે: " તું કોણ છે અને તારૂં નામ શું છે ? "

" હું એક સંન્યાસી છું અને મારૂં નામ નિખિલાનન્દ છે. " નારાયણે નિર્ભયતાથી કહ્યું.

" તું ક્યાંથી આવ્યો છે અને ક્યાં જવાનો છે ? " કાજીએ દાઢીને પસવારતાં પૂછ્યું.

" હું આગ્રાથી આવ્યો છું અને કાશી જવાનો છું. " નારાયણે જેટલો પ્રશ્ન તેટલું જ ઉત્તર ગંભીરતાથી આપ્યું.

" તમારા હિન્દુ સંન્યાસીઓ ઔરતોને પણ પોતાની સાથે

રાખે છે ખરા કે?" કાજી સાહબે કટાક્ષ કર્યો.

"નહિ; કારણ કે, સંન્યાસીઓમાટે સ્ત્રીસંગનો નિષેધ છે." નારાયણે સત્ય ઉત્તર આપ્યું.

"તો પછી તું સંન્યાસી હોવા છતાં જેણે જંગલમાં તને પોતાના મકાનમાં આસરો આપ્યો હતો તે અબ્દુર્રહીમખાનની જ એક ખુબ્સુરત તથા નૌજવાન બાંદીને ફોસલાવીને તથા તેના હાથે ચોરી કરાવીને પોતા સાથે લઈ આવ્યો છે તેનું કારણ શું છે? તારા એ ગુનાહના જીવતા જાગતા સુબૂત આ બાંદી, એણે ચોરેલો માલ તથા ઘોડો વગયરા તારી સાથે હોવાથી આ ગુનાહનો ઇકરાર કર્યા વિના જો કે તારો છૂટકો તો છે જ નહિ; તો પણ આ મુકદમામાં મેં ગયરઇન્સાફી કરી છે એમ ન કહેવાય એટલામાટે તારા બચાવને રજૂ કરવાની હું તને છૂટ આપું છું." કાજી સાહબે ઉદારતા તથા ન્યાયપરાયણતાનો આડંબર દર્શાવ્યો.

"મને આ અબ્દુર્રહીમખાને જંગલમાંના પોતાના ગૃહમાં આશ્રય આપ્યો જ ન હોતો, મેં એમની આ બાંદીને ફોસલાવી પણ નથી તેમ જ એના હાથે ચોરી પણ કરાવી નથી; અર્થાત્ આ બાંદી અબ્દુર્રહીમખાનના પિશાચમંદિરમાંના નિવાસથી તથા ત્યાંના અધમ જીવનથી કંટાળીને મારી હત્યા કરવાને તૈયાર થયેલા આ અબ્દુર્રહીમખાન તથા એના હબ્શી ગુલામ રમજાનના પંજામાંથી મને બચાવી પોતાની ઇચ્છાથી જ મારી સાથે આવી છે અને એ સત્ય એને પોતાને પૂછવાથી જ આપ સાહબના જાણવામાં આવી શકે તેમ હોવાથી મારા મુખથી જ મારો પોતાનો વધારે બચાવ કરવાની મારી ઇચ્છા નથી." નારાયણે થોડા શબ્દોમાં જ પોતાપર મૂકાયલા આરોપનો અસ્વીકાર કર્યો અને ત્યારપછી નાજાં પ્રતિ એક અર્થસૂચક દૃષ્ટિપાત

કરીને તે મૌનનું અવલંબન કરી ઊભો રહ્યો.

"હું અને મારો વફાદાર ગુલામ રમજા.ન તને મારી નાખ-વાને તૈયાર થયા હતા ? અરે, જરા .ખુદાનો તો .ખૌ.ફ રાખ અને કાંઇક સાચું બોલ. તને મકાનમાં ઊતરવા દીધો, રાંધી ખાવામાટે અનાજ આપ્યું, મેવો આપ્યો અને તારી ખાતિરબર્દાસ્ત કરી તેનો આ બદલો ! અફસોસ, દુનિયામાંથી વફાદારી મરી ગઇ અને એહ-સાનફરામોશી જ્યાં જુઓ ત્યાં મૌજૂદ જોવામાં આવે છે." શય-તાન સીરત અબ્દુર્રહીમે ફરિસ્તાનો ડોળ કરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"આપ, આમ બેસબબ માયૂસ શામાટે થાઓ છો વારુ ? કારણકે, ગુનાહગારની દરેક વાત કાંઇ સાચી માનવામાં આવતી નથી. આ અદાલત હોવાથી અહીં તો હક઼ ઇન્સાફ જ થવાનો છે એટલે આપ જરા પણ નિરાશ થશો નહિ." કાજીએ અબ્દુર્રહી-મને આશ્વાસનના રૂપમાં 'ન્યાય તમારા પક્ષમાં અપાશે' એમ જ દર્શાવ્યું અને ત્યારપછી નારાયણને પૂછ્યું કેઃ "આ અબ્દુર્રહીમ-ખાન તથા એમનો ગુલામ રમજા.ન તને મારી નાખવાને તૈયાર થયા હતા એનો કાંઇ પણ સુબૂત તારી પાસે છે ખરો ? તેમ જ તને મારી નાખવામાટે તૈયાર થવાનું એમને શું કારણ હતું એ તારાથી જણાવી શકાય તેમ છે ખરૂં ? કારણ કે, કોઇ આબરૂદાર મુસલ્માનપર આવું ખોટું બોહતાન મૂકનાર કાફિરને ભયંકર સજા આપવામાં આવે છે એ તારા જાણવામાં નથી કે શું ? જો આનો કાંઇ સુબૂત હોય, તો બતાવ અને નહિ તો તેં આ બીજો ગુનાહ કર્યો છે એમ કુબૂલ કર."

"એઓ મને મારી નાખવાને તૈયાર થયા હતા અને તેનું કારણ એ હતું કે મારી ઝોળીમાં જે એક સો સુવર્ણમુદ્રા હતી તે સુવર્ણ-

મુદ્રાઓએ એમની બુદ્ધિને ભ્રષ્ટ કરી નાખી હતી. અરણ્યમાં અને તે પણ જ્યાં આ અબ્દુર્રહીમખાનની જ સત્તા પ્રસરેલી છે તેવા અરણ્યમાં આ ધર્મશીલા યુવતી નાજ્મું વિના અન્ય કોઈ પણ મારૂ હિતૈષી કિંવા પરિચિત મનુષ્ય ન હોવાથી અન્ય પ્રમાણ મારાથી આપી શકાય તેમ નથી. જો આ યુવતી નાજ્મુંના વચનમાં આપ મહાશયનો વિશ્વાસ બંધાતો હોય, તો એ મારા કથનની યથાર્થતા આપ મહાશયને દર્શાવી દેશે." નારાયણે પ્રભાવશીલ મુદ્રા તથા ઓજસ્વિની વાણીથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"મારી આ બિચારી ભોળી બાંદીને..............." અબ્દુર્રહીમે વચ્ચે બોલવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ તેને આટલેથી જ બોલતો અટકાવીને નાજ્મું છંછેડાયલી નાગિની સમાન ફૂત્કાર કરતી કહેવા લાગી કે: "કોણ બાંદી ? કોની બાંદી ? ક્યારની બાંદી ? ખબરદાર, જો મને આ ઈન્સાફની અદાલતમાં પોતાની બાંદી સાબિત કર્યા વગર બાંદી કહીને બોલાવીશ અથવા પોતાની બાંદી તરીકે ઓળખાવીશ તો પોતાની એ ગુસ્તાખી તથા બેઅદબીનો તારે બહુ જ ખરાબ નતીજો ભોગવવો પડશે; કારણ કે, તું પોતે એક ચાલાક ચોર, દગાબાજ ડાકૂ, હેચકારો હલાકૂ, ખૂની ખબ્બાસ તથા ઇન્સાનના સાયામાં શયતાન હોવા છતાં તેં અમો બેગુનાહોને પકડાવવાની, બેસબબ હયરાન કરવાની તથા ઇન્સાફની અદાલતમાં ખેંચી લાવવાની હિમ્મત કરી છે; તો અમોએ પણ અમારા પરમેશ્વરને વેચી ખાધો નથી એટલે મેં પણ પરમેશ્વરમાં વિશ્વાસ રાખીને આ ઇન્સાફની અદાલતમાં તારાં પાપોનો પ્રકાશ કરવાનો મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે. હું તો એમ જ માનું છું કે હવે તારાં પાપોનો ઘડો ભરાઇ રહેલો હોવાથી જ તેણે તને

આ ઇન્સાફની અદાલતમાં આવવાની કુબુદ્ધિ સૂઝાડી છે; કારણ કે, ' સાહબ રૂઠે ક્યા કરે, અવળી મતિયાં દે ' એ નિયમ વિશ્વવિખ્યાત હોવાથી તારાપર પરમાત્મા જ રૂઠયો છે, એમ તારે નિશ્ચય પૂર્વક માની લેવાનું છે. ખયર, તો હવે મને જલ્દ જવાબ આપ; જો તું સાચો હોય અને તારામાં હિમ્મત હોય, તો છાતી ઠોકીને જવાબ આપ કે હું તારી બાંદી છું કે કેમ ? બોલ, જે બોલવું હોય તે બોલી નાખ. "

" તું મા...રી બાં...દી નહિ,...તો કોણ છે ? " અબ્દુર્રહીમે નાજુંના નિર્ભયતાયુક્ત તથા અક્ષરશઃ સત્ય ભાષણના શ્રવણથી તેના મનમાં એક પ્રકારના ભયનો સંચાર થવાથી આટલા શબ્દો ચાર વાર અટકીને ઉચ્ચાર્યા અને તેથી તેના હૃદયની વાસ્તવિક સ્થિતિ બહુધા સર્વના જાણવામાં આવી ગઈ.

" તેં મને ક્યા નગર અથવા ગ્રામમાંથી ખરીદી હતી; કોની પાસેથી ખરીદી હતી, મારી કીમત તરીકે કેટલા પૈસા આપ્યા હતા, મારી મૂળ જાતિ શી છે અને મારાં માતાપિતા જીવતાં છે કે મરી ગયાં છે એ સર્વ પ્રશ્નોનાં ઉત્તરો તારાથી આપી શકાય તેમ છે ખરૂં કે? કારણ કે, કોઇ પણ બાંદી અથવા ગુલામને ખરીદતી વેળાયે જે વેચાણખત કરવામાં આવે છે તેમાં આ સર્વ વિષયોનો સ્પષ્ટ ઉલ્લેખ કરાય છે એ તો તારા જાણવામાં હોવું જ જોઇએ અને તેથી મારો વધારે નહિ, તો આટલો ઇતિહાસ તો અવશ્ય તારા સ્મરણમાં હોવો જ જોઇએ એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. છતાં વાદાર્થ એમ માની લેવામાં આવે કે આ સર્વ વિષયો તારી સ્મરણશક્તિ મંદ હોવાથી હોવા જોઇએ તેટલા પરિમાણમાં તારા સ્મરણમાં નથી; તો મારૂં વેચાણખત તો તારી પાસે

હશે જ એટલે તે મંગાવી લે અને અદાલતમાં રજૂ કર. એમાટે જો આવશ્યક્તા હોય તો બે ચાર દિવસની મુદત માગી લે." નાઝુએ વેચાણખતમાં જે વિષયોનો ઉલ્લેખ કરાતો હતો તે વિષયોનું સ્મરણ કરાવીને વેચાણખતને પૂરાવા તરીકે રજૂ કરવાનું અબ્દુર્રહીમને જણાવ્યું.

અબ્દુર્રહીમ પ્રથમ તો વિચારમાં પડી ગયો અને સત્ય ઉત્તર આપી શકાય તેમ ન હોવાથી અંતે અસત્યનું અવલંબન કરીને કહેવા લાગ્યો કે: "હું ધારૂં છું કે તને ખરીદતી વેળાએ જે વેચાણખત તારા રિસ્તેદાર પાસેથી લખાવી લેવામાં આવ્યું હતું તે તારા હાથમાં આવતાં તેનો તેં નાશ કરેલો હોવો જોઇએ અને તેથી જ તું અત્યારે તે વેચાણખતને રજૂ કરવાની માગણી કરી રહી છે; કારણ કે, તું મારી વિશ્વાસપાત્ર બાંદી હતી અને મારી બધી ચાવીઓ તારી પાસે રહેતી હોવાથી જો તેં તે વેચાણખતનો નાશ કર્યો હોય અને વિશ્વાસઘાત કરી બતાવ્યો હોય, તો તેમાં અજાયબી જેવું કાંઈ પણ નથી."

"જો તારી પાસેના વેચાણખતનો મેં નાશ કર્યો હોય, તો પણ જે નગર અથવા ગ્રામમાં તે વેચાણખત કરવામાં આવ્યું હતું ત્યાંની અદાલતમાં તેની નકલ હશે ખરી કે નહિ? અર્થાત્ ત્યાંથી તે નકલ મંગાવી શકાય તેમ છે." નાઝુએ આ પ્રતિવાદથી તેને સર્વથા નિરુત્તર બનાવી દીધો.

"તને મારો એક દોસ્ત ખરીદી લાવેલો હોવાથી તેણે તને ક્યા નગર કે ગામમાં ખરીદી હતી એ મને યાદ નથી તો તે વેચાણખતની નકલ મંગાવું ક્યાંથી?" અબ્દુર્રહીમે એક લૂલામાં લૂલો જવાબ આપ્યો.

નાર્જંએ હવે કાજી સાહબને વિવેકપૂર્વક પ્રાર્થના કરતાં કહ્યું કે; "મુન્સિફ્ શહનશાહ જહાંગીરની અદાલતના કાજી સાહબ, મારી આપનાં ચરણોમાં એવી નમ્ર પ્રાર્થના છે કે અત્યાર સુધી મારા પ્રશ્નોનાં આ અબ્દુર્રહીમે જે જે ઉત્તરો આપ્યાં છે તે અદાલતના દફતરમાં લખી લઇને તેની નીચે એના દસ્તખત કરાવી લેવામાં આવે તો સારૂં; કારણ કે, પછીથી એનાથી ફરી જઈ ન શકાય. આ વ્યવસ્થા થવા પછી અત્યારે અને આ ક્ષણે જ એનાં સર્વ ઉત્તરોને સર્વથા અસત્ય સિદ્ધ કરી બતાવવાની અને એના ટાંટિયાને એના જ ગળામાં ઓળવવાની હું પ્રતિજ્ઞા કરૂં છું."

અદાલતમાં સર્વના દેખતાં નાર્જંએ કાનૂન અનુસાર કરેલી આ પ્રાર્થનાનો કાજીથી અસ્વીકાર કરી શકાય તેમ ન હોવાથી તેણે પોતાના કારકૂનને અત્યાર સુધી થયેલાં પ્રશ્નોત્તરોને અદાલતના દફતરમાં લખી લેવાનો અને તેની નીચે અબ્દુર્રહીમના હસ્તાક્ષર કરાવી લેવાનો હુકમ ફર્માવી દીધો. કારકૂને એ કાર્યની સમાપ્તિ કરતાં કામ આગળ ચાલ્યું અને નાર્જંએ વચ્ચે એક અન્ય પ્રશ્ન પૂછ્યો કે: "અબ્દુર્રહીમ, તું કહે છે કે આ સંન્યાસીને એમની પાસેના ધનને લૂટી લેવાની લાલસાથી તું અને તારો ગુલામ રમજાન મારી નાખવાને તૈયાર થયા ન હોતા અને એમની ઝોળીમાંથી નીકળેલી એક સો સુવર્ણમુદ્રા તથા એક કીમતી વીંટી અદાલતમાં રજૂ થયેલી છે તો એ વસ્તુઓ કોની છે? આનો પ્રથમ નિર્ણય થવો જોઇએ કે જેથી પાછળથી કોઈ પણ પ્રકારનો પ્રપંચ કોઇથી પણ કરી ન શકાય."

"આ સોનામોહોરો તથા આ વીંટી મારા મકાનમાંથી તું ચોરી ગઇ છે તે જ છે એ તો કોઇ પણ કહી શકે તેમ છે." અબ્દુર્રહીમે આ જવાબ આપીને કરોળિયા પ્રમાણે પોતાના જાળામાં

પોતે જ બંધાઇ જવાનો પ્રયત્ન કર્યો.

"આ જવાબની પણ અદાલતના દફતરમાં નોંધ થવી જોઇએ." નાઝાંએ પુનઃ કાજીને પ્રાર્થના કરી.

"અને આ સુવર્ણમુદ્રા તથા આ કીમતી વીંટીનો માલિક હું છું એ વિધાનને પણ અદાલતના દફતરમાં સ્થાન મળવું જોઇએ; કારણ કે, આ એક સો સુવર્ણમુદ્રા આગ્રાના એક નામાંકિત રઇસ તથા પંડિત ગોવિન્દનારાયણ શર્માના પુત્રી શ્રીમતી નારાયણી પાસેથી મને ચિકિત્સાના બદલામાં મળેલી છે; માત્ર એટલું જ નહિ, પણ તેણે પાંચ સો સુવર્ણમુદ્રા આવશ્યકતા પડતાં મને કાશીપુરીમાં મળી શકે તેવી એક પત્રિકા પણ લખી આપી છે અને જ્યારે ફતેહપુર સિક્રીમાં શહનશાહ સલામત જહાંગીરશાહ પોતે એક ભયાનક રોગના આઘાતથી પછડાઇ પડયા હતા ત્યારે તેમની ચિકિત્સા કરવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થવાથી અને મારા ઔષધોપચારથી તેઓ શ્રીમાનને બે દિવસમાં જ આરોગ્યની પ્રાપ્તિ થવાથી તેઓ શ્રીમાનની મને કોઇ એક પ્રાન્તનો સત્તાધીશ સ્વામી બનાવી દેવાની ઇચ્છા હોવા છતાં મારા સંન્યાસધર્મને અનુસરીને મેં તેમની એ ઇચ્છાનો અસ્વીકાર કર્યો એટલે તેમણે મને પોતાની આ રાજમુદ્રિકા આપી હતી અને તે એટલામાટે કે જો ભવિષ્યમાં મારે કોઇ વાર બાદશાહ સલામતને મળવું હોય તો કોઇ પણ પ્રકારની બાધા વિના ગમે ત્યારે અને ગમે ત્યાં તત્કાળ મળી શકાય. આ મારૂં કથન આપને અસત્ય ભાસતું હોય, તો અમોને બંધનમાં રાખીને શહનશાહ સલામતને જ પૂછી મંગાવો એટલે મારા આ કથનમાંનો એક અક્ષર પણ અસત્ય નથી એવો આપનો નિશ્ચય થઇ જશે અને અમારાપર અત્યાચાર કરવામાટે આપના હૃદયમાં કદાચિત્ પશ્ચાત્તાપ

પણ થશે." સંન્યાસી નારાયણે પોતાના સાક્ષી તરીકે બાદશાહ જહાંગીરશાહનું જ નામ આપી દીધું અને તે સાંભળીને સર્વ જનો આશ્ચર્યચકિત થઈ ગયા.

જે મીર અદલ અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો હતો અને નારાયણને વારંવાર એકાગ્ર દૃષ્ટિથી જોયા કરતો હતો તે નારાયણના આ ભાષણને સાભળીને ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "શાહ સાહબ, આપ જ્યારે શહનશાહ સલામતની બીમારીનો ઇલાજ કરવામાટે ફતેહપુર સિક્રીમાં પધાર્યા હતા અને બાદશાહ સલામતે આપે બીજા ઇનામને કુબૂલ ન રાખવાથી પોતાની આ વીંટી આપને આપી હતી તે વેળાયે હું ત્યાં હાજર હતો અને તેથી આપ મને ન ઓળખતા હોવા છતાં હું આપને બરાબર ઓળખું છું; માત્ર એટલું જ નહિ, પણ પંડિત ગોવિન્દનારાયણ મારા દોસ્ત હોવાથી તેમની દુખ્તર પણ આપની દવાથી જ સાજી થઇ હતી અને આપ આગ્રામાં તેમના મકાનમાં જ રહેતા હતા એ પણ મારાથી અજાણ્યું નથી. અર્થાત્ હવે આપ કોઈ પણ પ્રકારની ફિક્ર રાખશો નહિ. અત્યાર સુધી હું ચુપકીદી ઇખ્તિયાર કરીને બેસી રહ્યો હતો તેનું કારણ એ હતું કે આ મુકદ્દમો કેવો રંગ પકડે છે તે મારે જોવાનું હતું. આમ આવો અને અહીં મારી પાસે વિરાજો અને હમ્શીરા નાજાં, તું પણ એક તરફ બેસી જા."

નારાયણ તેની પાસે જઇને બેઠો અને નાજાં પણ એક બાજુ બેસી ગઇ એટલે મીર અદલ કાજીને સંબોધીને કહેવા લાગ્યો કે: "કાજી સાહબ આગ્રામાં તાઊન જેવી ખૌફનાક બીમારીના વક્તમાં જેમણે પોતાની જિન્દગીની દરકાર ન કરતાં હિન્દુ તથા મુસલ્માન બીમારોની એકસરખી લાગણીથી ચિકિત્સા કરી હતી અને લાખો

રૂપિયા મળવાનો સંભવ હોવા છતાં જેમણે કોઇ પાસેથી દવાની કીમત પણ લીધી ન હોતી; હજારો ઇન્સાનોની જિન્દગીને મોતના પંજામાંથી બચાવી હતી, માત્ર એટલું જ નહિ, પણ શાહનશાહ સલામતની બીમારી પણ એમની દવાથી નાબૂદ થતાં શાહનશાહ મોટી જાગીર આપવાને તૈયાર હોવા છતાં જેઓ લોભને આધીન થયા ન હોતા તે સંન્યાસી મહારાજ જંગલમાંની એક સરાના માલિકની બાંદીને ફોસલાવે અને તેના હાથે ચોરી કરાવી તેને નસાડી લઇ જાય એ કદાપિ ન માની શકાય તેવી વાર્તા હોવાથી તેમ જ આ નાઝનં. અબ્દુર્રહીમની બાંદી છે કે કેમ એ વાર્તા પણ શકભરેલી હોવાથી મારી તો એવી જ રાય છે કે આ સંન્યાસી મહારાજ તથા આ બાનૂ નાઝનં બેગમને શાહી મેહમાન તરીકે શાહી મેહમાંસરામાં રાખો અને નાઝનં બાનૂને જ્યાં સુધી પોતાની બાંદી તરીકે સાબિત ન કરી બતાવે ત્યાંસુધી આ અબ્દુર્રહીમને આબરૂદાર માણસોપર ખોટી ફરિયાદ કરવાના ગુનાહમાટે ગુનાહગાર માનીને અટકમાં રાખો અથવા છોડવો હોય તો પણ કોઇ સારો જામિન લઇને જ છોડો; કારણ કે, અત્યાર સુધી ચાલેલા સવાલ જવાબથી મને તો આ અબ્દુર્રહીમ એક ખૌફનાક ઇન્સાન દેખાય છે અને જેની શાહશનાહ સુધી રસાઇ છે તેવા એક નેક ઇન્સાનને એણે સતાવેલો હોવાથી જો આ બાબતમાં આપ જરા પણ બેપરવાઇ બતાવશો તો એ બેપરવાઇનો અંજામ આપનામાટે સારો નથી; પછી તો જેવી આપની મરજી. આ કથા મોડી કે વહેલી પણ શાહનશાહ સલામતના કાને ગયા વિના તો રહેવાની જ નથી એટલે જ્યારે તેઓ આના સંબંધમાં આપને કોઇ સવાલ પૂછશે ત્યારે જવાબ આપવો ભારી થઇ પડશે એનો વિચાર આપે અવશ્ય કરવાનો છે. "

જે **મીર** અદલે આવી રીતે અદાલતમાં અત્યંત નિર્ભયતા તથા ધર્મિષ્ઠતાથી સંન્યાસી **નારાયણુ**ની યોગ્યતાનો કાજી સાહબને પરિચય કરાવીને તેના પક્ષનું મંડન તથા અબ્દુર્રહીમના પક્ષનું ખંડન કર્યું હતું, તે **મીર અદલ** લગભગ ચાળીસથી બેંતાળીસ વર્ષના વયનો એક પ્રભાવશાલી પ્રૌઢ પુરુષ હતો, એક અભિજાત મુસલ્માન કુટુંબમાં તેનો જન્મ થયો હતો, બાદશાહ જહાંગીરે તેને અમીરની પદવીથી વિભૂષિત કર્યો હતો, તેનું નામ હુબીબુલ્લાખાન હતું અને તેને પ્રયાગમાં **મીર** અદલ તરીકે આવ્યાને ચારેક દિવસનો જ સમય થયો હતો. અર્થાત્ એથી એમ જ કહી શકાય તેમ છે કે પરમાત્માએ નિર્દોષ **નારાયણુ**ની વિપત્તિના નિવારણ તથા **નાજૂ**ંના ઉદ્ધારમાટે જ તેને યથાસમય પ્રયાગમાં પાડવી દીધો હતો; કારણ કે, જો આજે હુબીબુલ્લા પ્રયાગની અદાલતમાં વર્તમાન ન હોત, તો **નારા-રાયણુ** તથા **નાજૂ**ંની શી અને કેવી દુર્દશા થાત એનો કોઇથી કશો પણ નિશ્ચય કરી શકાય તેમ ન હોતું.

**મીર** અદલના ઉપર્યુક્ત ભાષણથી જે સંન્યાસીને અપરાધી તરીકે અદાલતમાં પકડી લાવવામાં આવ્યો હતો તે સંન્યાસી બાદશાહનો કૃપાભાજન હતો એ રહસ્ય કાજી સાહબના જાણવામાં આવતાં કાજી સાહબને પોતાના શિરપર વજ્રપાત થવાનો ભાસ થવા લાગ્યો; કારણ કે, જો કાજી સાહબ આ મુકદ્દમાનો ફૈસલો પોતાના લાભમાં આપે, તો તેના બદલા તરીકે પચાસ સોનોમાહોરો કાજી સાહબના ખીસામાં પધરાવવાનું અબ્દુર્રહીમે વચન આપ્યું હતું; માત્ર એટલું જ નહિ, પણ **નાજૂ**ંની યૌવનવાટિકામાં વિહાર કરીને તેના સૌન્દર્યસુમનના સુગંધને ઉપભોગવાની તીવ્ર લાલસાનો પણ કાજી સાહબના હૃદયમાં ઉદય થયો હતો; પરંતુ **મીર** અદલના

ઉપર્યુક્ત સંભાષણે તેમની સુવર્ણમુદ્રાપ્રાપ્તિ તથા એ અભદ્રલાલસા-તૃપ્તિ વિષયક આશાને ધૂળમાં મેળવી દીધી હતી. અબ્દુર્રહીમ કાજી સાહબનો એક મિત્ર તથા વારંવાર લાભદાયક ગ્રાહક હોવાથી જેમ તેને બંધનમાં રાખતાં કાજી સાહબનું મન અચકાતું હતું તેવી જ રીતે મીર અદલ હુબીબુલ્લાખાન એક સત્યપ્રિય તથા ધર્મનિષ્ઠ અભિજાતવંશીય અધિકારી હોવાથી તેની સૂચનાની ઉપેક્ષા કરવાનું તેમ જ સંન્યાસી નારાયણ બાદશાહનો કૃપાભાજન હોવાથી તેને કારાગૃહમાં નાખી દેવાનું સાહસ પણ તેનાથી કરી શકાય તેમ ન હોતું એટલે કાજી ચિન્તાના ગહનતમ સાગરમાં વારંવાર નિમજ્જિત થવા લાગ્યો.

નાજ઼ં તથા સંન્યાસી નારાયણને પકડવામાટે પોતાના ત્રણ ગુલામોને સાથે લઇને નીકળેલો નરપિશાચ અબદુર્રહીમ તેઓ તત્કાળ હાથમાં ન આવવાથી અર્ધ માર્ગ પર્યન્ત આવીને પોતાના કમાલ નામક ગુલામને સાથે લઇ પાછો પોતાના મકાન તરફ ચાલ્યો ગયો હતો; છતાં અત્યારે આ અભિયોગના પ્રસંગે તે પ્રયાગની અદા-લતમાં હાજર હતો તેનું કારણ એ કે પોતાના મકાનમાં પહોંચ્યા પછી બે દિવસ વીત્યા એટલામાં એક આવશ્યક કાર્યમાટે તેને પ્રયાગનો પ્રવાસ કરવો પડયો હતો. જે વેળાયે તે પ્રયાગમાં આવ્યો તે વેળાયે રમજાન તથા જલાલ નારાયણ તથા નાજ઼ંનો પત્તો મેળવીને નારાયણને મારી નાખવાનો અને નાજ઼ંને પાછી લઇ જવાનો વિચાર કરીને પોતાના એ વિઘાતક વિચારને વ્યવહારમાં યોજવાના પ્રસંગની પ્રતીક્ષા કરી રહ્યા હતા; કારણ કે નારાયણ તથા નાજ઼ં ધર્મશાળામાંથી બહુધા અન્યત્ર ક્યાંય જતાં ન હોવાથી અને ધર્મશાળામાં તેઓ પ્રવેશ કરી શકે એવો સંભવ ન હોવાથી

તેમને અદ્યાપિ પોતાનો ઇચ્છિત પ્રસંગ પ્રાપ્ત થઇ શક્યો ન હોતો. જ્યારે આ સર્વ વૃત્તાન્ત તેમના મુખથી અબ્દુર્રહીમના જાણવામાં આવ્યો એટલે પ્રયાગનો કાજી તેનો મિત્ર તથા ધનલોલુપ હોવાથી તેની સહાયતાથી કાયદાસર નાજૂને હસ્તગત કરવાનો તથા સંન્યાસી નારાયણને કારાગૃહમાં નખાવવાનો નિશ્ચય કરીને પ્રથમ કાજીને મળી પછીથી તેણે તેમના પર ફરિયાદી નોંધાવી દીધી હતી. જે વેળાયે તેણે એ ફરિયાદી નોંધાવી તે વેળાયે તેના મનમાં એવી લેશમાત્ર પણ શંકા ન હોતી કે અદાલતમાં નારાયણનો કોઈ પ્રબળ પક્ષપાતી ફૂટી નીકળશે અને તે તેણે બીજામાટે ખોદેલા ખાડામાં તેને પોતાને જ ગબડાવી દેશે. અર્થાત્ અદાલતમાં પોતાની ધારણાથી સર્વથા વિપરીત પરિણામ આવવાનો રંગ જોઇને અબ્દુર્રહીમના મનમાં નિરાશા તથા ભયનો સંચાર થતાં તે નિરાશા તથા ભયને દર્શાવનારી મલિનતા કિંવા કાલિમા તેના મુખમંડળમાં પણ સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગી; માત્ર એટલું જ નહિ, પણ 'અબ્દુર્રહીમના ગુલામ તથા સહાયકો તરીકે ક્યાંક આપણા શિરપર કોઈ સંકટ ન આવી પડે તો સારૂં!' એવા પ્રકારના ભયયુક્ત સંશયથી નિરંતર જઘન્ય કૃત્યો કરવાથી જેમનાં હૃદયો પાષાણતુલ્ય સંવેદનાહીન થઈ ગયાં હતાં તે હબ્શી ગુલામો રમજાન તથા જલાલનાં દયાહીન હૃદયો તથા વજ્રતુલ્ય દૃઢ શરીરોમાં પણ ભયાનક કંપનો આવિર્ભાવ થવા લાગ્યો. સારાંશ કે, કેટલાક સમય પર્યન્ત ન્યાયમન્દિરમાં મૌન તથા ગંભીર નિસ્તબ્ધતાનો સંપૂર્ણ અધિકાર વ્યાપી ગયો.



## પ્રકરણ ૧૪ મું

### પ્રમદાનો પ્રચંડ પ્રભાવ !

અબ્દુર્રહીમ નિરંતર પાપાચારી તથા અન્યાયમાર્ગગામી અપરાધી હોવાથી ન્યાયના હસ્તમાંથી છટકી જવામાટે કાજી સાહબના ભંડારમાં પ્રતિવર્ષ ચાર સોથી પાંચ સો સુવર્ણમુદ્રા પધરાવ્યા કરતો હતો તેમજ કોતવાલને પણ સુવર્ણદાનથી પ્રસન્ન રાખ્યા કરતો હતો, તેઓ જ્યારે તેના અરણ્યાગારમાં જતા હતા ત્યારે તેમનો કોઈ નવ્વાબના આદરસત્કાર સમાન આદરસત્કાર કરતો હતો અને તેમની સેવામાં પોતાની અત્યંત સુંદરી તથા નવયૌવના બાંદીઓને અષ્ટૌપ્રહર નિયુક્ત કરી દેતો હતો એટલે તેઓ તેના ભયંકર અપરાધોને પણ ઢાંકી દેતા હતા અને કેટલીક વાર તો તેના અપરાધને છુપાવવામાટે નિરપરાધી મનુષ્યોને પણ ભયાનક શિક્ષા તથા યંત્રણાઓ આપવાનું સાહસ કરી બેસતા હતા. સારાંશ કે, અત્યાર સુધી સ્વાર્થસિદ્ધિમાટે પોતાની સત્તાનો તેમણે અબ્દુર્રહીમને આપી શકાય તેથી અતિશય વિશેષ લાભ આપ્યો હતો અને આજે પણ તેઓ તેના લાભની રક્ષામાટે પોતાની સત્તાનો દુરુપયોગ કરવાને કટિબદ્ધ થઈ ગયા હતા; પરંતુ મીર અદલના પ્રસ્તાવથી કાજી સાહબ જાણી ગયા કે: “ અબ્દુર્રહીમ પાસેથી જે લાભ અમને મળે છે તે આ સત્તા અમારા હસ્તમાં હોવાથી જ મળી શકે છે; અર્થાત્ જો અમારા હસ્તમાં આ સત્તા ન હોય, તો અમને કોઈ સલામ પણ કરે તેમ નથી. અત્યાર સુધી તો ગાડાને જેમ ગબડાવ્યું તેમ તે ગબડી ગયું, પણ આજે જો અમો એવી જ રીતે ગાડાને ગબડાવીશું અને અબ્દુર્રહીમ પ્રતિ પક્ષપાત દર્શાવીશું, તો જે સત્તાના

યોગે અમારા અનેક સ્વાર્થો સિદ્ધ થાય છે અને લોકો અમને સો સો સલામો ભરતા અમારી આગળ આવતા દેખાય છે તે સત્તા જ આવતી કાલે અમારા હસ્તમાંથી નીકળી જશે, તો અમારી કીમત એક ટકાની થઈ જશે. આ સર્વ કારણોથી આજે તોતાચશ્મી કર્યા વિના અને અનિચ્છાપૂર્વક સત્ય ન્યાયનું અવલંબન કરીને અબ્દુર્રહીમને શિક્ષા સંભળાવ્યા વિના મારો અન્ય ઉપાય નથી. જેવી પરવરદિગારની ઇચ્છા." આવા પ્રકારના નિશ્ચયપર આવીને કાજી સાહબે એક પ્રકારની વિશિષ્ટાર્થસૂચક દૃષ્ટિથી કોતવાલને જોયો અને કોતવાલે જે નેત્રસંકેત કર્યો તેથી તેના મનોગત આશયને જાણી લઇને કાજી સાહબ ગંભીર મુખમુદ્રા તથા ગંભીર સ્વરથી બોલવા લાગ્યા કે:—

" અબ્દુર્રહીમખાન, આપ એક સરાના માલિક હોવા છતાં આલીખાન્દાન તથા અમીર માણુસ છો એ હું સારી રીતે જાણું છું; પરંતુ આજે આપે જે ફરિયાદ મારી આગળ રજૂ કરી છે તેમાં કાંઇ પણ વજૂદ હોય એમ દેખાતું નથી અને એ આપમાટે એક શર્માવનારી બીના જ કહી શકાય; કારણ કે, આ નાજાંને આપ પોતાની ખરીદી લીધેલી બાંદી તરીકે સાબિત કરી શક્યા નથી અને એ પાકદામન ઓરતના વાજિબ સવાલોના જવાબો આપી શક્યા નથી; છતાં એને આપે બાંદી તરીકે પોતાના મકાનમાં રાખી હતી એ તો આપની ફરિયાદથી જ સાબિત થાય છે એટલે જો એ બાનુએ પોતાની પાકદામાનીને રક્ષવામાટે કોઇ નેક મર્દની મદદથી આપના મકાનમાંથી નાસી જવાની કોશિશ કરી હોય તો તે એ બાનુનો ગુનાહ ન કહી શકાય; કિન્તુ આપે એ આપની ખરીદેલી બાંદી ન હોવા છતાં એને બેકાયદા પોતાના મકાનમાં કયદ કરી રાખી હતી એ આપનો ગુનાહ હતો એમ સાબિત થતું હોવાથી એ ગુનાહની

સજા ભોગવ્યા વિના આપનો છૂટકો થવાનો નથી; માત્ર એટલું જ નહિ, પણ જેઓ ખુદ શહનશાહ સલામતને પોતાના ગવાહ તરીકે અદાલતમાં રજૂ કરવાની તાકાત ધરાવે છે અને જેમની ખરી ફકીરીની મીર અદલ સાહબ આટલી બધી ખાત્રી આપે છે તે નેક ફકીરે આ બાનુને આપના પંજામાંથી છૂટવાના કામમાં મદદ આપી એટલામાટે આપે એમનાપર પોતાની બાંદીને ફોસલાવીને નસાડી જવાનું તથા ચોરી કરાવવાનું તોહમત મૂક્યું અને એમની પોતાની માલિકીની અશરફીઓ તથા શહનશાહ સલામતે એમને આપેલી વીંટીને પોતાની તરીકે ઓળખાવી એ આપનો બીજો ગુનાહ છે અને એ ગુનાહની પણ મારે આપને જૂદી સજા આપવી જ પડશે. આપની ફરિયાદમાં જો કાંઇ પણ સાચી બાબત હોય તો તે એટલી જ છે કે નાજુ બાનૂ આપના અસ્તબલમાંથી બે ઘોડા લઇ ગયાં હતાં; પરંતુ પલાયનનું અન્ય સાધન પોતા પાસે ન હોતું એટલે આ કામ એ બાનૂએ લાચારીથી જ કરેલું હોવાથી એ કામને હું ગુનાહ માનતો નથી અને તેથી આ બાનૂ ગુનાહગાર ઠરતાં જ નથી. કાયદો કોઇની પણ બેજા તરફદારી કરતો નથી એ આપ સારી રીતે જાણો છો અને તેથી મારી આ સખ્તાઇમાટે મારાપર રોષ કરશો નહિ. જો આપનો કાંઇ બચાવ હોય તો તે બાખૂશી રજૂ કરો અને નહિ, તો કાનૂન જે સજા ફર્માવે તે સાંભળવાને તૈયાર થઇ જાઓ; કારણ કે, અદાલતનો કીમતી વક્ત નકામો જાયા થાય છે અને ગરમી વધતી જાય છે. ”

અબ્દુર્રહીમ પણ દુનિયાને ઘોળીને પી ગયેલો હોવાથી જો તે સંન્યાસી તથા નાજુને મીર અદલનું પૃષ્ઠબળ પ્રાપ્ત ન થયું હોત, તો કાજી સાહબ કેવા પ્રકારનો ન્યાય આપવાના હતા અને ન્યાય

કોના પક્ષમાં જવાનો હતો એ સારી રીતે જાણતો હતો અને તેથી અવસરને માન આપીને તે નમ્રતા દર્શાવતો કહેવા લાગ્યો કે: "હજરત સલામત, આ ફકીર કદાચિત્ નેક ફકીર પણ હોય અને આ નાજાંએ કરગરીને પોતાની સાચી ખોટી હકીકત સંભળાવવાથી એના દિલમાં રહમ આવતાં એ નાજાંને બચાવવામાટે તૈયાર થયો હોય એ બનવાજોગ હોવાથી આ ફકીરને હવે હું પણ ગુનાહગાર માનતો નથી; મારી પણ એક સો સોનામોહોરો તથા એક વીંટી ચોરાઇ છે એટલે એ વસ્તુઓને તપાસ્યા વિના જ મેં મારી માની લીધી હતી; પણ જો એ વસ્તુઓ ફકીરની પોતાની હોય, તો એને જ મુબારક. મારી તકરાર હવે એટલી જ છે કે આ નાજાં મારી બાંદી છે અને જો મને બે મહિનાની મુદ્દત આપવામાં આવે, તો દસ્તાવેજ રજૂ કરીને હું મારી એ તકરારને સાબિત કરી બતાવવાને તૈયાર છું."

"અને જો બે મહિના પછી પણ કદાચિત્ આ બાબતને આપ સાબિત ન કરી શકો, તો પછી ?" કાજી સાહબે પૂછ્યું.

"તો પછી કાનૂન જે કાંઈ પણ સજા ફર્માવે તે મારા સર અને મારી આંખોપર છે." અબ્દુર્રહીમે આધીનતા દર્શાવી.

"તો બે મહિનાની મુદ્દત મેળવવામાટે કાં તો આપ પ્રયાગના કોઇ મૌતેબર રઇસ યા સૌદાગરને પોતાના જામિન તરીકે પેશ કરો અને કાં તો પંદરસો અશરફી અદાલતમાં જામિન તરીકે અમાનત રાખી દો; કારણ કે, કાનૂન આપને જામિન વગર છોડી શકે તેમ નથી એટલે હું લાચાર છું." કાજી સાહબે જામિનની માગણી કરતાં આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

"જો અદાલત મેહરબાની કરીને એક હજાર અશરફી જામિન તરીકે રાખવાની ઉદારતા દર્શાવતી હોય તો તેટલી રકમ અદાલતમાં

અમાનત તરીકે રાખવાને હું તૈયાર છું; કારણ કે, અત્યારે એનાથી વધારે રકમ મારી પાસે તૈયાર નથી અને મારા મકાનમાંથી વધારે રકમ મંગાવતાં ત્રણથી ચાર દિવસનો સમય વીતી જાય તેમ હોવાથી તેટલો સમય મારે બેસબબ અટકમાં રહેવું પડશે. છતાં એક હજાર અશરફીથી ન ચાલી શકે તેમ હોય, તો મારી પાસેથી દસ્તાવેજ લખાવી લ્યો એટલે હું ચારથી પાંચ દિવસમાં પાંચ સો અશરફીની બાકી રકમ મોકલી આપીશ." અબ્દુર્રહીમે તત્કાળ એક હજાર અશરફી આપવાની તત્પરતા દર્શાવી.

"હું ધારૂં છું કે અદાલત એટલી ઉદારતા તો જરૂર બતાવી શકશે." કાજી સાહબે અબ્દુર્રહીમની પ્રાર્થનાને અર્ધ સ્વીકારતાં મીર અદલ પ્રતિ પ્રશ્નાર્થક દૃષ્ટિપાત કર્યો.

પરંતુ મીર અદલ કાંઈ પણ ઉત્તર આપે તે પૂર્વે નાઝ઼ં પોતાના આસનપરથી અચાનક ઊઠીને ઊભી થઇ ગઈ અને અત્યંત ઉત્તેજનાપૂર્ણ તથા ઓજસ્વિની વાણીથી કહેવા લાગી કે: "ન્યાય તથા પ્રજાશાંતિના રક્ષકો, જામિન લઇને કોને છોડો છો? જેણે અત્યાર સુધીમાં સહસ્રાવધિ પ્રવાસીઓની તેમની સંપત્તિને લૂટી લઇને નિર્જન વનમાં નિર્દયતાથી હત્યાઓ કરાવી નાખી છે તે માનવઘાતક નરવ્યાઘ્રને? જેણે શતાવધિ બાલિકા, બાળા તથા યુવતીઓને તેમનાં માતાપિતા તથા પતિઓથી બળાત્કારે વિયુક્ત કરી ધનની પ્રાપ્તિ-માટે અનીતિના વ્યવસાયમાં નિયુક્ત કરી છે અને અદ્યાપિ જે અનેક અબળાઓના અવતારની જંગલમાં પોતાનું મંગલ કરવા-માટે ધૂળધાણી કરી રહ્યો છે તે જીવતા શયતાનને? જે ચોર, લુટારા, ડાકુ, હલાકુ, ઠગ તથા બદમાશોનો જંગલમાંનો આશ્રયદાતા છે તે ધોળા દિવસના ધાડપાડુને? સિંહ તથા સર્પ જેવાં પ્રાણીઓના

હૃદયમાં હોય છે તેટલો પણ જેના હૃદયમાં દયાભાવ નથી તેવા હયવાનખસ્લત ઇન્સાનને? જે નીતિને ઓળખતો નથી, ધર્મને જાણતો નથી અને પરમેશ્વરને પિછાનતો નથી તેવા એક બેદીન અને બેઇમાનને? પ્રવાસીઓને પૂરા કરીને પડાવી લીધેલા પૈસાના પ્રાબલ્યથી જંગલનો જાગીરદાર બનીને જહાંગીરશાહ જેવા આદિલ શાહનશાહની બેદાગ હુકૂમતમાં જે બદનામીનો દાગ લગાવી રહ્યો છે તે સામ્રાજ્યના કલંકને એક હજાર કે પંદર સો અશરફીને જામિન તરીકે અદાલતમાં રાખીને છોડી મૂકવાની આપ ઉદારતા દર્શાવો છો? અર્થાત્ એની કમાણી હરામની હોવાથી જો એ છૂટો રહેશે, તો એક કે બે ચોરી અથવા લુટમાં હજાર કે પંદર સો અશરફી મેળવી લેશે અને તેથી એને છૂટો મૂકવો તે બકરાંના ટોળામાં શેરને છૂટો મૂકવા બરાબર છે એનો વિચાર કરો. યોગ્ય પ્રસંગ મળતાં આ નરપિશાચનાં પાપકર્મોને પ્રકાશમાં લાવવાનો મારો પ્રથમથી જ વિચાર હતો; પરંતુ પરમેશ્વરે પ્રતિકૂલતાને ટાળીને અત્યારે જ અનુકૂલ અવસર મેળવી આપ્યો છે તો હવે ધર્મના કાર્યમાં ઢીલ કરવાને હું ઉચિત નથી ધારતી. અબ્દુર્રહીમનાં જઘન્ય કર્મોનાં અનેક પ્રમાણો આપવાને હું તૈયાર છું અને તે પ્રમાણોમાંનું એક પ્રત્યક્ષ પ્રમાણ તો એ જ છે કે જંગલમાં મુસાફિરોની સગવડમાટે સરા રાખનારાઓને એટલી તે કેટલીક આવક થાય છે કે જેથી તેઓ પચાસ પચાસ બાંદીઓ તથા હબ્શી ગુલામોને પોતાના મકાનમાં રાખી શકે, તેમના ખર્ચ નભાવી શકે, પોતાના અસ્તબલમાં સારામાં સારા દશ દશ અને પંદર પંદર ઘોડા હમેશા તૈયાર રાખે અને આવી કટાકટીની વેળાયે એકદમ હજાર અશરફીની રકમ અદાલતમાં રાખવાને તૈયાર રહે? શું આ મુસાફિરોપાસેથી થતી કમાણીની

અથવા આ અબ્દુર્રહીમના બાપદાદા લાખોની મિલ્કત પોતાના આ પનોતા પૂતમાટે મેલી ગયા હતા તેની આ બધી જાહોજલાલી તથા ધામધુમ છે ? નહિ, કદાપિ નહિ; કારણ કે, આ બધી હરામની કમાણીની જાહોજલાલી તથા ધામધુમ છે અને તેથી આવા ખોફનાક ગુનાહગારને છૂટો મૂકવો તે કોઇ પણ પ્રકારે યોગ્ય કાર્ય નથી તે નથી જ ! ”

નાજુંના આ અત્યંત નિર્ભયતાયુક્ત તથા હૃદયસ્પર્શી ભાષણના શ્રવણથી એ વેળાયે ન્યાયમંદિરમાં વિરાજેલા સર્વ મનુષ્યો આશ્ચર્યચકિત તથા સ્તંભિત થઈ ગયા અને કાજી સાહબ તથા કોતવાલ વિના અન્ય સર્વ પુરુષો અબ્દુર્રહીમને ઘૃણા તથા તિરસ્કારપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગ્યા. મીર અદલ હબીબુલ્લાખાનના હૃદયમાં નાજુંના એ ભાષણનું અધિક પરિણામ થવાથી તેના હૃદયમાં ઉદ્ભવેલા કોપના પરિણામે તેનાં નેત્રોમાંથી જાણે અગ્નિના કણો વર્ષી રહ્યા હોયની ! એવા પ્રકારનો ભાસ થવા લાગ્યો. અબ્દુર્રહીમના મનમાં હવે સંન્યાસી નારાયણ તથા નાજું વિરુદ્ધ અભિયોગ ઉપસ્થિત કરવાના પોતાના હસ્તથી થયેલા પ્રમાદમાટે અતિશય ખેદયુક્ત પશ્ચાત્તાપ થવા લાગ્યો અને તેથી કોઇ પણ ઉપાયવડે જો એક વાર છૂટકો થઈ જાય, તો કોઇ વાર ભૂલે ચૂકે પણ ન્યાયમન્દિરના દ્વારમાં પ્રવેશ ન કરવાનો તેણે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો; પરંતુ તેના મનમાં આ યોગ્ય વિચાર બહુ મોડો આવેલો હોવાથી અને નાજુંએ તેના વિરુદ્ધ ન્યાયમંદિરમાં મહાભયાનક પરિસ્થિતિને ઉત્પન્ન કરી દીધેલી હોવાથી હવે એ પરિસ્થિતિના જાળમાંથી તેનાથી પોતાની ઇચ્છા અનુસાર સત્વર મુક્ત થઇ શકાય એ સર્વથા અસંભવનીય હતું; કારણ કે, પરમાત્માએ પોતે જ તેને વિપરીત બુદ્ધિ

સમર્પાને તેનાં પાપોના પ્રકાશમાટે જ તેને આવી પરિસ્થિતિના જાળમાં સપડાવ્યો હતો અને તેથી જ એ ડાહ્યો કાગડો બન્ને પગે બંધાઇ ગયો હતો. અર્થાત્ અબ્દુર્રહીમ દિગ્મૂઢ થવાથી કાંઇ પણ બોલી શક્યો નહિ.

"કાજી સાહબ, આ બાનૂના બોલવામાં આપને સચ્ચાઇનો રંગ દેખાય છે ખરો કે નહિ ? હું તો આ બાનુના એકે એક અક્ષરને સત્ય માનું છું અને તેથી મારી તો એ જ રાય છે કે જ્યારે આ બાનૂ આ અબ્દુર્રહીમના અજીમ ગુનાહોને સાબિત કરી આપવાને તૈયાર છે, તો આપણો એ જ ફર્જ છે કે અબ્દુર્રહીમ તથા એમના બે હબ્શી ગુલામોને હાલ તરત હવાલાતમાં રાખવા અને આ બાનુની મદદથી એમના ગુનાહોની આપણાથી કરી શકાય તેટલી તપાસ કરવી. જો એઓ બેગુનાહ સાબિત થાય, તો એમને છોડી દેવા અને નહિ તો એમને શાહનશાહ સલામત આગળ રજૂ કરીને મૌતની સજા જ અપાવવી કે જેથી રૈયત એમના જુલ્મોથી હમેશાને માટે રેહા થઇ જાય." મીર અદલ હબીબુલ્લાખાને ન્યાયમંદિરમાં વ્યાપેલા મૌનનો ભંગ કરીને અબ્દુર્રહીમ વિરુદ્ધ ભયાનક પ્રસ્તાવ કરતાં આ પ્રમાણેના ઉદ્ગારો કાઢ્યા.

"અને ધારો કે આ બાનૂથી અબ્દુર્રહીમખાનનો એવો કોઇ ગુનાહ સાબિત ન કરી શકાય, તો એ બિચારાના જે પૈસા ખર્ચાય અને એની આબરૂના કાંકરા થઈ જાય તેની જોખમદારી કોના માથાપર આવે વારૂ ?" કાજી સાહબે માર્મિકતાથી અબ્દુર્રહીમના પક્ષનું સમર્થન કર્યું.

"એ જોખમદારીને હું મારા માથાપર વ્હોરી લેવાને તૈયાર છું; માત્ર એટલું જ નહિ, પણ જો આ જીવતા શયતાનના અજીમ

ગુનાહોને મારાથી સાબિત ન કરી શકાય, તો હું પોતે જ મૌતની સજાને ભોગવવાને કટિબદ્ધ હોવાથી જો આપની ઇચ્છા હોય, તો એ બાબતનો મારી પાસેથી દસ્તાવેજ લખાવી લ્યો અને જ્યાં સૂધી એના ગુનાહો સાબિત ન થાય ત્યાં સૂધી મને પોતાને પણ નજરકયદી તરીકે રાખો. " નાજીએ તે જોખમદારીને પણ આ શબ્દોના ઉચ્ચારથી પોતાના શિરપર ધારી લીધી અને ત્યારપછી જણાવ્યું કે: " પરંતુ આમાં મારી એક શર્ત છે અને તે એ કે જ્યાં સૂધી આપ મારી સાથે આ નરપિશાચના અરણ્યગત પિશાચમંદિરમાં પધારવાનો અને ત્યાં મારી સહાયતાથી એના અપરાધોનાં પ્રમાણોને પ્રાપ્ત કરવાનો પ્રબંધ ન કરો, ત્યાં સૂધી આ અબ્દુર્રહીમ તથા એના આ બે હબ્શી ગુલામોને જિન્દાનમાં એવા તો સખ્ત ચોકી પહેરામાં રાખવાનો બંદોબસ્ત થવો જોઇએ કે એમનાથી છટકવાની જરા પણ કોશિશ ન કરી શકાય તેમ જ બહારના કોઇ માણસ સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ ન રાખી શકાય; કારણ કે, જો આ શયતાનના શાગિર્દો છૂટા રહેશે, તો બાજીને ગમે તેમ પલટાવી નાખશે. "

કાજી સાહબે હવે અબ્દુર્રહીમ પ્રતિ ન્યાયમંદિરમાં જ વિશેષ પક્ષપાત દર્શાવવાનું યોગ્ય ન ધારીને નાજી પાસેથી એક દસ્તાવેજ લખાવી લીધો અને ત્યારપછી કોતવાલને સંબોધીને કહેવા માંડયું કે: " કોતવાલ સાહબ, જ્યાં સૂધી આ અબ્દુર્રહીમખાન પોતાને બેગુનાહ સાબિત ન કરી શકે ત્યાં સૂધી એમને એમનાં બે ગુલામો સહિત જિન્દાનમાં રાખવાનો અને આજથી ચોથે દિવસે એમના જંગલમાંના મકાનની તપાસમાટે રવાના થવાને તૈયાર રહેવાનો અદાલત આપને હુકમ ફર્માવે છે. ચોકી પહેરો સખ્ત રાખજો અને આ લોકો છટકી ન જાય અથવા કોઇ બીજા માણસ સાથે વાતચીત ન

કરી શકે એનું પણ ધ્યાન રાખજો; કારણ કે, આ કામની જવાબદારી હવે આપના માથાપર જ રહેલી છે. "

" અદાલતનો હુકમ મારા સર અને મારી આંખોપર છે." કોતવાલે કાજીની આજ્ઞાને શિરોધાર્ય કરી લીધી.

" કારાગૃહવાસી અપરાધીને પોતા પાસે પૈસા ટકા તથા હથિયાર આદિ રાખવાનો અધિકાર ન હોવાથી એમની પાસે જે અશરફીઓ છે તે તેમ જ એમનાં હથિયારો આદિ અત્યારે જ એમની પાસેથી લઇ લેવાં જોઇએ; કારણ કે, એમનાં વસ્ત્રોના આભ્યંતર ભાગમાં લુટારા પોતા પાસે રાખે છે તેવાં હથિયારો અવશ્ય આપના જોવામાં આવશે; માત્ર એટલું જ નહિ, પણ મનુષ્યને મૂર્ચ્છામાં નાખી દેનારાં કેટલાંક વિઘાતક ઔષધો પણ એમનાં ખીસામાં હોવાં જોઇએ એવો મારો દૃઢ નિશ્ચય છે." નાજુએ વળી એક નવીન ભેદાત્મક સૂચના સંભળાવી.

તેની આ સૂચનાને અનુસરીને તેમનાં વસ્ત્રોને તપાસતાં અશરફીઓ ઉપરાંત બર્છા તથા તમંચા આદિ શસ્ત્રાસ્ત્રો, ઔષધની ત્રણ નાની શીશીઓ તથા ત્રણ નાની પડીકીઓ તેમ જ હીરામોતીનાં પાંચ સાત ઘરેણાં પણ નીકળી આવ્યાં. એ ઘરેણાં અબ્દુર્રહીમના ઝબ્બાના ચોરખીસામાંથી નીકળેલાં જોઇને નાજુએ કહ્યું કે: "જુઓ આ ચોરી અથવા લૂટનો માલ; કારણ કે, જેને નથી જોરૂ કે નથી જાતા તેની બાંદીઓ તો હીરામોતીનાં ઘરેણાં નહિ જ પહેરતી હોય, તો પછી આ કીમતી ઘરેણાં આવ્યાં ક્યાંથી ? હા, હવે મને યાદ આવ્યું, આ ઘરેણાંમાટે આ નાપાકે એક અમીરજાદી તથા તેના શૌહરની નિર્દયતાથી હત્યા કરાવી હતી અને તે બે હત્યાઓ આ બે હબ્શી ગુલામોના હાથે જ થઈ હતી. એ ઘટનાને

બહુ દિવસ થયેલા ન હોવાથી તે મજ.લૂમ તથા મક.તૂલોની લાશો બિલ્કુલ તો નહિ જ સડી ગઇ હોય એટલે તે લાશોને જ્યાં દાટવામાં આવી છે તે જમીન હું આપને બતાવીશ."

કોતવાલે અબ્દુર્રહીમ તથા તેના બે હબ્શી ગુલામોપાસેથી નીકળેલી વસ્તુઓની અદાલતના દફતરમાં નોંધ કરાવીને તે વસ્તુઓ સરકારી ખજાન્ચીને તેની સહી લઇને સંભાળવામાટે સોંપી દીધી અને ત્યારપછી અબ્દુર્રહીમ તથા તેના ગુલામોને સખ્ત ચોકી પહેરા તળે કારાગૃહમાં મોકલી દીધા.

આ સર્વ વ્યવસ્થા થઇ રહ્યા પછી નાઝ્ન.એ પૂછ્યું કે: "ત્યારે હવે અમોને અદાલત શો હુકમ ફર્માવે છે?"

"કોતવાલસાહબ તમારી સાથે આવીને તમોને શાહી મેહમાંસરામાં નિવાસ તથા ખાનપાનનો યોગ્ય પ્રબંધ કરી આપશે અને જ્યારે અહીંથી સફર કરવાનો નિશ્ચય થશે ત્યારે એક દિવસ પૂર્વે તમને તેની સૂચના આપી દેવામાં આવશે એટલે તમો પણ પ્રવાસમાટે તૈયાર થઈ જજો. મારી માન્યતા અનુસાર હવે તમો નિર્ભય હોવાથી પોતાના જ.નાના પોશાકને ધારણ કરી લ્યો અને આ મર્દાના પોશાકને ઉતારી નાખો તો કાંઇ હરકત જેવું નથી; પછી તો જેવો તમારો વિચાર. આ પૂજ્ય સ્વામીજી તમારી સાથે હોવાથી અમો તમને નજ.રકયદી તરીકે રાખવા નથી ઇચ્છતા અને તેથી તમારે જ્યાં જવું આવવું હોય ત્યાં જવા આવવાની તથા ફરવા હરવાની તમને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવે છે; કારણ કે, અદાલતમાં પ્રથમથી જ હું તમારો જા.મિન થઇ ચૂકયો છું." મીર અદલ હબી-બુલ્લાખાને નાઝ્નીં તથા નારાયણના નિવાસ તથા ખાનપાનનો યોગ્ય પ્રબંધ કરી આપતાં આ પ્રમાણેના આશ્વાસક શબ્દો ઉચ્ચાર્યા.

" આપ મહાનુભાવનો આપની આ સહાયતા તથા અપૂર્વ ઉદારતામાટે અમો જેટલો પણ આભાર માનીએ તેટલો ઓછો જ છે; પરંતુ અમો જે ધર્મશાળામાં ઊતર્યા છીએ તે ધર્મશાળામાં રહેવાનો જ અમારો વિચાર હોવાથી અમો આપના આદરાતિથ્યને સ્વીકારી શકતાં નથી તો એ અવિનયની અમોને ક્ષમા આપશો; કારણ કે, નિર્વાહનાં સાધનો અમારી પાસે નથી એમ તો નથી જ, તો પછી અકારણ કોઇને પરિશ્રમ શામાટે આપવો ?" નારાયણે ધર્મશાળામાં જ રહેવાની પોતાની ઇચ્છા દર્શાવી

"મારી પોતાની પણ એ જ ઇચ્છા છે." નાજાંએ પણ એવો જ અભિપ્રાય દર્શાવ્યો.

" પૂજ્ય સ્વામીજી તથા નેક બાનૂ, આપ ઉભયને શાહી મેહમાંસરામાં રાખવામાં મારો એવો મતલબ હતો કે ત્યાં આપના નિવાસ તથા ખાનપાનની ઉત્તમ વ્યવસ્થા થવા ઉપરાંત સરકારી સિપાહીઓ દ્વારા આપના જીવનની રક્ષા પણ થતી રહે અને આપના કોઇ છુપા દુશ્મનો આપને કશું નુકસાન ન પહોંચાડી શકે. છતાં આપનો જો ધર્મશાળામાં રહેવાનો વિચાર હોય, તો પણ મારી ના નથી; કારણ કે, જો આપને શાહી મેહમાંસરામાં રહેવાનો હું વધારે આગ્રહ કરીશ, તો એમાં આપને નજરકયદી તરીકે રાખવાનો મારો આશય હશે એવો આપના મનમાં સંશય આવવાનો સંભવ છે અને આપના મનમાં એવો સંશય આવે એવી મારી ઇચ્છા નથી. અર્થાત્ જો આપ ધર્મશાળામાં રહો અને ત્યાં મારી કોઈ પણ જાતની મદદની આપને જુરૂરત પડે, તો મને તત્કાળ બોલાવજો. હું પણ ત્યાં કોઈ કોઇ વાર આવતો રહીશ." મીર અદલ હબીબુલ્લાખાને કહ્યું.

" અત્યારે તો અમો ધર્મશાળામાં જઇએ છીએ અને ત્યાં

જો કાંઇ ભય જણાશે, તો આપની આજ્ઞા લઇને અમો શાહી મેહમાં-સરામાં રહીશું.” સંન્યાસી નારાયણે ધર્મશાળામાં રહેવાનો જ આગ્રહ દર્શાવ્યો.

મધ્યાહ્નકાળ થઇ ગયેલો હોવાથી નારાયણ તથા નાજું ધર્મશાળામાં જવાને ચાલતાં થયાં અને ત્યાર પછી ન્યાયમંદિરમાંના આજના કાર્યની સમાપ્તિ થયેલી હોવાથી મીર અદલ, કાજી સાહબ. કોતવાલ, અન્ય કર્મચારીઓ તથા પ્રેક્ષકો ઇત્યાદિ પણ ત્યાંથી ઉઠીને પોતપોતાના નિવાસાલય પ્રતિ જવાને રવાના થઈ ગયા. અદાલતમાં આવેલા પ્રેક્ષકો દ્વારા નાજુંની અપૂર્વ વીરતાની કથાનો નગરમાં પ્રચાર થતાં સંધ્યાકાળ સુધીમાં તો પ્રયાગનાં બહુધા સર્વ ગૃહો, બજારો તથા ગલીઓમાં એ જ કથાનો ઊહાપોહ થવા લાગ્યો અને એ કથાએ એક પ્રકારની અદ્દભુતતા તથા મનોરંજકતાને ધારણ કરી લીધી. અસ્તુઃ નારાયણ તથા નાજું ધર્મશાળામાં આવ્યા પછી સ્નાન તથા ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને પુનઃ એક વાર શાંત્યુ-પભોગના અવસરને પ્રાપ્ત કરી શક્યાં. નારાયણના શરીરમાં શ્રાંતિનો આવિર્ભાવ થયેલો હોવાથી તે ભોજનકાર્યથી નિવૃત્ત થવા પછી તત્કાળ નિદ્રાધીન થઈ ગયો અને નાજુંએ પુનઃ પોતાના સ્વાભા-વિક આવેશને ધારણ કરીને ઉષ્મા અધિક હોવાથી નિદ્રાધીન નારા-યણને વીજનવતી વાયુ ઢોળવાના કાર્યનો આરંભ કરી દીધો કે જેથી તેને શીતલતા મળ્યા કરે અને તેની શાંત, ગાઢ તથા મધુર નિદ્રાનો અલ્પ સમયમાં ભંગ ન થઇ જાય.

* * * * *

કોણ કહે છે કે કારાગૃહમાં સર્વ અપરાધીઓને કેવળ દુઃખ તથા સંકટ આદિની જ પ્રાપ્તિ થાય છે, ખાવામાટે જાર તથા

બાજરીના લૂખાસૂકા રોટલા જ મળે છે અને સુવામાટે ભૂશય્યા તથા ફાટેલી ચટાઇઓ વિના અન્ય કાંઇ પણ સાધન મળતું જ નથી? કારણ કે, કારાગૃહવાસી અબ્દુર્રહીમની સ્થિતિ એથી સર્વથા વિપરીત પરિસ્થિતિનું જ દર્શન કરાવતી હતી; એટલે કે તેને જે ઓરડામાં રાખવામાં આવ્યો હતો તે ઓરડાને વાળી ઝાડીને સ્વચ્છ કરવામાં આવ્યો હતો, તેમાં એક વિશાળ ઢોલિયો ઢાળીને તેનાપર સવામણની તળાઈ પાથરી તે તળાઇને સુંદર તથા સ્વચ્છ શ્વેત ચાદરવડે આચ્છાદવામાં આવી હતી; તેના ગુલામોને પણ સાધારણતઃ સારી પથારીઓ સૂવામાટે આપવામાં આવી હતી; તે સર્વના ખાનપાનની પણ ઉત્તમ વ્યવસ્થા કરાયલી હતી અને તે ઉપરાંત મદિરા તથા ધૂમ્રપાનમાટે હુક્કો ઇત્યાદિ વસ્તુઓ પણ ત્યાં વર્તમાન દેખાતી હતી. જો કે અબ્દુર્રહીમ તથા તેના ગુલામો તેમના અપરાધો સિદ્ધ થયેલા ન હોવાથી કાચા કયદી હતા એ ખરૂં; પરંતુ સાધારણ સ્થિતિના કાચા કયદીઓનો કારાગૃહમાં આવો શ્વસુરગૃહ સમાન આદરસત્કાર કરવામાં આવતો નથી અને તેથી એ વિરોધ સ્પષ્ટ દર્શાવતો હતો કે જેમનામાં કારાગૃહના અધિકારીઓની મુઠ્ઠીઓને અશરફીવડે ઉષ્ણ રાખવાનું સામર્થ્ય હોય છે તેઓ ઘોર અપરાધી હોવા છતાં કારાગૃહમાં પણ તેમને સુખનાં સાધનો આટલી સીમા પર્યન્ત પ્રાપ્ત થઇ શકે છે; માત્ર એટલું જ નહિ, પણ જો સાધનસંપન્ન બંદિજનોની કારાગૃહમાં કોઇ વાર કોઇ વારનારીને બોલાવવાની ઇચ્છા થાય, તો તેમની તે ઇચ્છા પણ લક્ષ્મીના બળથી નિમેષમાત્રમાં જ પૂર્ણ થઇ જાય છે. અબ્દુર્રહીમ તથા તેના ગુલામોને કારાગૃહમાં પણ જે શ્વસુરાલય સમાન સુખની પ્રાપ્તિ થઈ હતી તે કાજી સાહબ તથા કોતવાલ સાહબની તેની અશરફીથી

ગર્ભે થયેલી સુંદરીઓનું જ પરિણામ હતું એ ચાણુક્ય પાઠકો તથા પાઠિકાઓને નવીનતાથી જણાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી; કારણ કે, કાજી સાહબ તથા કોતવાલ સાહબ કારાગૃહના રાજા હોવાથી કારાગૃહના આભ્યંતર ભાગમાં તેઓ ગમે તેવી વિલક્ષણ ક્રીડાઓ કર્યા કરે, તો તેમાટે તેમને કોઇ પણ પૂછ-નાર કે ગાછનાર હતું જ નહિ; અર્થાત્ કારાગૃહમાં જે દિશાને તેઓ પૂર્વ દિશા કહે તે જ પૂર્વ દિશા મનાતી હતી.

રાત્રિના પ્રથમ પ્રહરની પરિસમાપ્તિને સૂચવનારા ડંકા કારા-ગૃહના દ્વારમાં વાગવા લાગ્યા તે વેળાયે અબ્દુર્રહીમને જે ઓરડામાં રાખવામાં આવ્યો હતો તે ઓરડામાં એક હથિયારબંધ સિપા-હીએ પ્રવેશ કર્યો અને ઢોલિયાપર કોઇ એક નવ્વાબ પ્રમાણે ઓસીકાને અઢેલીને પડેલા અને ધૂમ્રપાન કરતા અબ્દુલર્રહીમને સંબોધીને વિનય પૂર્વક કહ્યું કે: " હજ઼રત સલામત, કાજી સાહબ તથા કોતવાલ સાહબ થોડી વારમાં જ અહીં પધારવાના છે, તો થોડી વાર મેહરબાની કરીને આરામ ન ફર્માવશો. "

" બહુ સારૂં; હું જાગતો જ તેમના ઇન્તજારમાં બેસી રહીશ." અબ્દુર્રહીમે ગંભીરતાથી કહ્યું;

સિપાહી લશ્કરી સલામ કરીને ચાલ્યો ગયો એટલે અબ્દુર્ર-હીમે પોતાના ગુલામો રમજાન તથા જલાલને કહ્યું કે: " તમો બન્ને અહીંથી જરા દૂર થઇ જાઓ; કારણ કે, કાજી તથા કોત-વાલ એક બહુ જ ખાનગી મસ્લહત કરવાને મારી પાસે આવ-વાના છે એટલે જો તમો અહીં હાજર હશો, તો તેઓ ખુલ્લા દિલથી વાત કરતાં અચકાશે અને મારા ધારેલા કામમાં ખલલ થશે."

" બજા ઇર્શાદ. " એ શબ્દોના ઉચ્ચારથી તેની આજ્ઞાને

શિરોધાર્ય કરીને તે ઉભય ગુલામો બાહ્ય પ્રાંગણમાં દૂર ચાલ્યા ગયા અને ત્યાં ગાંજાની ચલમ ભરીને ફૂંકવા લાગ્યા.

અલ્પ સમયમાં જ કાજી તથા કોતવાલ અબ્દુર્રહીમ સમક્ષ આવી લાગ્યા અને આવતાંની સાથે જ કોતવાલે અબ્દુર્રહીમને ઉદ્દેશીને કહેવા માંડયું કે: "આલા હજરત, આપના મુબારક દસ્તોએ અમોને ઘણો જ ફાયદો પહોંચાડેલો હોવાથી મીર અદલ આપનો દુશ્મન હોવા છતાં અમોએ આ જિન્દાનમાં પણ આપને આરામ આપવાનો અમારાથી કરી શકાય તેટલો બંદોબસ્ત જોખમ વેઠીને પણ કરી આપ્યો છે; છતાં તે બંદોબસ્ત આપ જેવા આરામતલબ રઇસના આરામમાટે પૂરતો નથી એ અમો સારી રીતે જાણીએ છીએ અને તેવો પૂરતો બંદોબસ્ત ન કરી શકવામાટે અમો આપની મોઆફી ચાહીએ છીએ."

" અને મારે આજે લાચારીથી આપને જિન્દાનમાં મોકલવા પડયા છે તેમાટે હું પણ આપની મોઆફીનો તલબગાર છું; કારણ કે, આજે આપને બચાવી શકાય તેવો કોઇ ઉપાય મારા હાથમાં રહ્યો જ નહોતો." કાજી સાહબે વિવેક દર્શાવ્યો.

" હું સારી રીતે જાણું છું કે આપ લાચાર હતા અને તેથી હું આપને કોઇ પણ પ્રકારનો દોષ દેતો જ નથી. જિન્દાનમાં પણ મારા આરામમાટે આપે આટલો બંદોબસ્ત કરી આપ્યો છે તેમાટે હું આપનો મહજ. એહસાન માનું છું અને આપ સાહબોને ફાયદા પહોંચાડવાના મૌકા પરવરદિગાર મને હમેશા આપતો રહે એ જ મારી તેને ઇલ્તેજા છે." અબ્દુર્રહીમે પોતાની કૃતજ્ઞતાને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવી.

કાજી તથા કોતવાલ ઢોલિયાપર બેઠા અને ત્યારપછી કાજીએ

ગંભીરતાથી કહેવા માંડયું કે: "એ તો જાણે ઠીક; પણ અબ્દુર્રહીમખાન, આજે અચાનક જે ભયગર્તામાં આપ આવી પડયા છો તે ભયગર્તામાંથી સહીસલામત બહાર નીકળી જવાનો કોઇ રસ્તો આપે શોધી રાખ્યો છે કે કેમ? કારણ કે, નાજાં એક ઔરત નહિ, પણ એક બલા છે અને એ બલા આપની પૂઠે પડેલી હોવાથી કોણ જાણે કેવું ભયંકર પરિણામ નિપજાવશે એની અત્યારે કલ્પનામાત્ર પણ કરી શકાતી નથી. વળી વધારે ભયંકર ઘટના તો એ થઇ પડી છે કે નાજાંએ જે સંન્યાસીનો આશ્રય લીધો છે તે સંન્યાસી શાહનશાહ સલામતનો કૃપાભાજન છે અને અધૂરામાં પૂરૂં આ નવો આવેલો મીર અદલ પણ તેમનો પક્ષપાતી થઇ ગયો છે એટલે અમારાથી હવે આપ પ્રતિ પ્રકાશ ભાવથી કોઇ પણ પ્રકારનો પક્ષપાત દર્શાવી શકાય તેમ નથી અને એમાટે અમારાં દિલોમાં ઘણી જ દિલગીરી થાય છે."

"આ ભયગર્તામાંથી આબાદ બહાર નીકળી જવાનો ફક્ત એક જ રસ્તો છે અને તે રસ્તો નાજાં, સંન્યાસી તથા મીર અદલ એ આપણાં ત્રણે દુશ્મનોની એક બે દિવસમાં ગુપ્ત હત્યાઓ કરાવી નાખવી તે જ છે; પરંતુ હું તથા મારા વફાદાર ગુલામો જિન્દાનમાં હોવાથી એ કાર્ય કાં તો આપ પોતેજ બારોબાર કરાવી નાખો અને કાં તો આવતી કાલે રાત્રિના સમયમાં મારા ગુલામોને અહીંથી બહિર્ગત થવાનો યોગ મેળવી આપો તો એ કાર્ય આવતી કાલે રાત્રિના સમયમાંજ પૂર્ણ થઇ જશે અને એ દુશ્મનોની જિન્દગીના ખાતમા સાથે આપણા ખૌફનો પણ ખાતમો થઇ જશે; કારણ કે, જો મારા ગુનાહો ખુલ્લા થશે, તો આપને પણ થોડા ઘણા છાંટયા ઉડયા વગર તો નથી જ રહેવાના, એ આપ જાણો છો ખરા કે નહિ?"

અબ્દુર્રહીમખાને ભયમાંથી મુક્ત થવાના એક મહાભયંકર માર્ગનો તેમના સમક્ષ પ્રકાશ કર્યો.

"અત્યારનો પ્રયાગનો આ **મીર અદલ હુબીબુલ્લાખાન શહનશાહ** સલામતનો જેમ એક અજીજ અમલદાર છે તેમ જ દૂરનો એક રિશ્તેદાર છે એટલે જો તેનું આ શહરમાં જ ખૂન થશે, તો તેથી આ કોતવાલ સાહબની જાન તથા મારી પોતાની જાન પણ આફતમાં આવી પડશે અને જો **મીર અદલ**નું ખૂન ન કરતાં આપણે ફક્ત એ સંન્યાસી તથા **નાઝુ**નાં જ ખૂન કરાવી નાખીશું, તો પણ જીવતો **મીર અદલ** તૂફાન મચાવી દેશે અને આ ખબરને **શહનશાહ** સલામતના કાન સુધી પહોંચાડીને અમારી મિટ્ટી પલીદ કરી નાખશે એટલામાટે આ કામમાં હાથ નાખવાની અમારી હિમ્મત ચાલી શક્તી નથી; કારણ કે, 'ઇધર દેખો ઇધર મુસ્કિલ, ઉધર દેખો ઉધર મુશ્કિલ' એવો જ મામલો અત્યારે આપણી આંખો આગળ આવીને ઊભો રહેલો છે." કાજી સાહેબે એ કાર્યમાં આવનારી ભાવી બાધાઓનો ગંભીરતાથી પરિચય કરાવ્યો.

"કાજી સાહબ, આપ આ દુનિયાની દગાબાજીઓને સારી રીતે જાણનારા અને દાવપેચોના તજરુબાકાર હોવા છતાં અત્યારે આવી એક હકીર બાબતમાં આટલી બધી માયૂસી બતાવી રહ્યા છો એ જોઇને મારા મનમાં બહુ જ અજાયબી થાય છે." અબ્દુર્રહીમખાન કૂરતાપૂર્ણ ગંભીરતાથી કહેવા લાગ્યો: "એ તો આપ જાણો જ છો કે જ્યારે કાજી સાહબનું કૂતરૂં મરી જાય છે ત્યારે કાજી સાહબને દિલાસો આપવામાટે આખું ગામ એકઠું થાય છે અને જ્યારે કાજી સાહબ પોતે મરી જાય છે ત્યારે ગામનું કૂતરૂં પણ તેમના ઘર આગળ આવતું નથી; જે ધર્મ છે તે ચાર આંખોની જ

છે એટલે **મીર અદલ**નું કાટલું જો આપણે કાઢી નાખીશું, તો પછી કાંઇ પણ થવાનું નથી અને **મીર અદલ** આપણા રાસ્તામાંથી દૂર થઇ જતાં પેલા સંન્યાસી તથા નમકહરામ **નાજૂ**નાં ખૂનોની પણ કોઇ ફરી તપાસ કરવાનું નથી. **મીર અદલ**ના ખૂનની ખબર **શાહ**-નશાહના કાને પહોંચતાં પણ પંદર દિવસ વીતી જશે અને ત્યાર પછી તપાસનો તમાશો કરવામાં બે ચાર મહિના નીકળશે તેટલામાં તો આ બાબત જૂની થઇ જશે એટલે આપણામાટે ખૌફ જેવું કાંઇ રહેવાનું જ નથી; કારણ કે,. એ ખૂન મારા ગુલામોના હાથે થશે અને આમાં આપ બન્નેનો હાથ હોવાના પૂરાવા તો મળશે જ નહિ, તો પછી આપણાં દિલોમાં ખૌફ રહે જ શાનો વારૂ ?”

“ત્યારે કોતવાલ સાહબ, આ બાબતમાં આપની શી રાય તથા શી સલાહ છે વારૂ ?” કાજી સાહબે કોતવાલના અભિપ્રાયને જાણવાની ઇચ્છા દર્શાવી.

“આજે અદાલતમાં જે દેખાવ થયો છે તેનો વિચાર કરતાં તો એમ જ જણાય છે કે આ બાબત બહુ ચોળાયલી હોવાથી અને ઘણા લોકોના જાણવામાં આવી ગયેલી હોવાથી આ મુકદમાનો નિકાલ થવા પહેલાં જ જો એક બે દિવસમાં **મીર અદલ**, સંન્યાસી તથા **નાજૂ**નાં ખૂન થઈ જશે, તો આ **અલ્લાહાબાદ**ના સર્વ લોકોના મનમાં શક પયદા થઇ જશે અને તેના પરિણામે કદાચિત્ આપણે પણ આફતમાં આવી પડીશું; તેમ જ આ **અબ્દુર્રહીમ**-ખાનનો બુદ્ધિવાદ પણ સર્વથા અસત્ય નથી; કારણ કે, લોકોના મનમાં ગમે તેવી અને ગમે તેટલી શંકા ઉત્પન્ન થાય અને પછીથી ગમે તેટલી તપાસ કરવામાં આવે; પરંતુ જ્યાં પૂરાવા જ નથી મળવાના ત્યાં પછી ખૌફ તથા આફતનો સવાલ ક્યાં રહે છે વારૂ ?

મારે જે સંભાળ રાખવાની છે તે એટલી જ કે અબ્દુર્રહીમખાન તથા એમના ગુલામો જે વેળાયે ખૂન થયાં હોય તે વેળાયે આ જિન્દાનમાં પૂરાયલા હતા એમારેના એકથી વધારે પૂરાવાને, જો જુરૂરત પડે, તો તૈયાર રાખવા; કારણ કે, એઓ અત્યારે મારા તાબામાં છે અને જ્યાં સુધી એઓ મારા તાબામાં છે ત્યાં સુધી એમનાં કામોની કોઇ પણ જાતની જવાબદારી આપના માથાપર તો છે જ નહિ એટલે આપ તો છૂટા જ છો અને તેથી આપને તો ડરવાનું કાંઇ કારણ જ નથી. ” કોતવાલે કાજી સાહબના ભયને સકારણ દર્શાવીને અબ્દુર્રહીમના બુદ્ધિવાદને પણ યથાર્થ દર્શાવ્યો કિંવા દહિ તથા દૂધ બન્નેમાં પોતાના હસ્તને સ્થાપી બતાવ્યો.

“ જો આપની હિમ્મત ચાલતી હોય, તો ગમે તેમ કરો; મારી ના નથી, પરંતુ કદાચિત્ કોઇ આફત આવી લાગે, તો આ કામમાં મારો હાથ હતો અથવા એ ખૂનો મારી સલાહથી કરવામાં આવ્યાં હતાં એ ભેદનો તમારામાંના કોઇના મુખથી કદાપિ પ્રકાશ ન થવો જોઇએ એવું મને વચન આપો અને ત્યારપછી જે કાંઇ પણ કરવાનું હોય તે ખુશીથી કરો; કારણ કે, આવાં કામોમાં ચલાવી શકાય તેટલી હિમ્મત મારામાં નથી જ. ” કાજી સાહબે પોતે એ કાર્યથી અલિપ્ત રહેવાનો પોતાનો વિચાર સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો.

“ ઠીક છે; હું બધી જોખમદારી મારા માથાપર જ વ્હોરી લઉં છું; પણ તે એવી શર્તે કે આ કામનો આપણને આ અબ્દુર્રહીમખાન પાસેથી જે બદલો મળે તેમાંના બે ભાગ મારા અને ત્રીજો ભાગ આપનો; કારણ કે, મારી વધારે જોખમદારીનો મને વધારે બદલો મળવો જ જોઇએ. ” કોતવાલે પોતાની તીવ્ર ધનલોલુપતાનો પરિચય કરાવ્યો.

"એ શર્ત મને કુબૂલ છે." કાજી સાહેબે કોતવાલની શર્તને તત્કાળ સ્વીકારી લીધી.

"ત્યારે હવે, જનાબ અબ્દુર્રહીમખાન, આપ બોલી નાખો કે જો આ કામ ખયરીયતથી પાર પડી જાય, તો આ કામના બદલામાં આપ અમને ઇનામ તરીકે કેટલી રકમ આપશો ?" કોતવાલે અબ્દુર્રહીમને સંબોધીને મુદ્દાનો સવાલ પૂછ્યો.

"આપ કેટલી રકમ લેવા ધારો છો તે જ કહી દ્યોને એટલે ઝટ એનો નિકાલ આવી જાય." અબ્દુર્રહીમે કહ્યું.

"બે હજાર અશરફી." કોતવાલે રકમનું નામ પાડ્યું.

"મંજૂર." અબ્દુર્રહીમે રકમને મંજૂર કરી લીધી અને ત્યારપછી જણાવ્યું કે: "મારી એક હજાર અશરફી તો અદાલતમાં અમાનત તરીકે પડેલી છે અને જે જવાહિરાત છે તે એક હજાર અશરફીથી વધારે કીમતનું છે એટલે જ્યારે અમો બેગુનાહ સાબિત થઇને છૂટી જઇએ ત્યારે એક હજાર અશરફી આપ સાહબો રાખી લેજો અને જવાહિરાત વેચીને બીજી એક હજાર અશરફી આપ સાહબોને આપ્યા પછી જે વધશે તે રકમ હું લઇ જઇશ."

જે વેળાયે અબ્દુર્રહીમે આ વાક્યો ઉચ્ચાર્યા તે જ વેળાયે ઓરડાના પશ્ચાદ્ભાગમાં બારી આગળ કોઇ એક મનુષ્યનો આકાર તેના જોવામાં આવ્યો અને તેથી તે ચૂકવાનું નિમિત્ત કરી ઢોલિયાપરથી ઊઠીને બારી પાસે ગયો; પરંતુ તે વેળાયે કોઈ પણ મનુષ્ય ત્યાં વર્તમાન ન હોવાથી પોતાની એ ધારણાને ભ્રમમૂલક માનીને તે પાછો આવીને ઢોલિયાપર બેસી ગયો. તેણે પોતાના મનમાં ઉદ્ભવેલી એ શંકા કાજી તથા કોતવાલને જણાવી નહિ એટલે તેઓ એ ઘટનાથી સર્વથા અજ્ઞાન રહી ગયા. કોતવાલ અબ્દુર્રહીમને પાછો

ખાટલાપર વિરાજેલો જોઇને કહેવા લાગ્યો કે:—

"જનાબે મન્, ત્યારે હવે આવતી કાલે રાત્રિના સમયમાં હું આપને એકલો જ મળવામાટે આવીશ અને પરમ દિવસે મધ્યરાત્રિ સુધીમાં આપણા એ ત્રણે દુશ્મનોને ફના કરી નાખવાનો જે બંદોબસ્ત મારે કરવાનો છે તે કરી આપીશ. આપ હવે બેફિક તથા બેખૌફોખતર રહેશો."

એ ક્ષણે પુનઃ તે જ બારીના બાહ્યભાગમાં કારાગૃહમાંનાં વૃક્ષોમાંથી ખરી પડેલાં સૂકાં પાંદડાનો જે ઢગલો કરવામાં આવ્યો હતો તે ઢગલામાં જાણે કોઇ મનુષ્યના પગો પડ્યા હોયની ! તેવા પ્રકારનો ખખડાટ થયો અને તે ખખડાટ એ ત્રણે વ્યક્તિઓના સાંભળવામાં આવ્યો; પરંતુ દીપકના પ્રકાશની સહાયતાથી ત્યાં દૃષ્ટિપાત કરતાં એક બિલાડો ત્યાં વિચરતો તેમના જોવામાં આવ્યો અને તેથી તેમના સંશયનું નિવારણ થઇ ગયું.

આવી રીતે મીર અદલ હબીબુલ્લાખાન, સંન્યાસી નારાયણ તથા રૂપસુંદરી નવયૌવના નાઝ઼ એ ત્રણ ભદ્ર વ્યક્તિઓની હત્યાનો નિશ્ચય કરીને કાજી, કોતવાલ તથા અબ્દુર્રહીમ એ ત્રણ નરપિશાચો એક બીજાથી છૂટા પડી ગયા. કાજી પોતાના આવાસમાં ચાલ્યો ગયો; કોતવાલ નગરમાં ભ્રમણ કરવામાટે ચાલતો થયો અને અબ્દુર્રહીમ ઢોલિયામાં જ વિચાર કરતો બેસી રહ્યો. કાજી તથા કોતવાલ પ્રયાણ કરી ગયા પછી તે આત્મગત કહેવા લાગ્યો કે:—

"કોતવાલ સાહબ, અત્યારે તો મારી બેબસીનો ફાયદો લઇને આપે મારી પાસેથી બે હજાર અશરફી ઓકાવી છે અને દુનિયાના લુટારાના ખજાનામાં લૂટ કરી બતાવી છે; પણ જો આ અબ્દુર્રહીમ

જીવતો છે તો એક દિવસ એવો પણ આવશે કે જ્યારે હું ધોળે દિવસે આપના દૌલતખાનામાં લૂટ ચલાવીશ અને જેટલી અશરફીઓ અત્યાર સુધીમાં આપે મારી પાસેથી ઓકાવી છે તેનાથી દશગણી અશરફીનો માલ હું આપના દૌલતખાનામાંથી લૂટીને મારા દૌલતખાનામાં પધરાવીશ; કારણ કે, આ કાંઇ મ્રખન્નસોનો માલ નથી કે પચી જાય; આતો મર્દનો માલ છે તે કોઇ દિવસ ઓકવો જ પડશે. ખયર, જ્યારે વખત આવશે ત્યારે જોઈ લેવાશે."

એ પછી અબ્દુર્રહીમ નિદ્રાવશ થઇ ગયો.

---

## પ્રકરણ ૧૫ મું

## ચિરયૌવનાની આત્મકથાનો આરંભ

જે શાંત નિશાકાળમાં કારાગૃહમાંના એક કક્ષમાં ગત પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે **અબ્દુર્રહીમ**, **કાજી** તથા **કોતવાલ નારાયણ** તથા **નાન્નંને**; માત્ર એટલું જ નહિ, પણ તે ઉભયના પક્ષપાતી કિંવા વસ્તુતઃ સત્ય તથા ન્યાયના પક્ષપાતી **મીર અદલ હબીબુલ્લાખાનને** પણ મારી નાખવાની મંત્રણા કરી રહ્યા હતા, તે શાંત નિશાકાળમાં તે જ વેળાએ રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થયા પછી કાષાયવસ્ત્રધારી **નારાયણ** તથા શ્વેતવસના સુંદરી **નાન્નં** ધર્મશાળામાંના પોતાના ઓરડાના બાહ્ય ભાગમાં વિસ્તરેલી અગાશીમાં પૂર્વવત્ વિરાજેલાં હતાં અને પરસ્પર વાર્તાલાપમાં નિમગ્ન થયેલાં દેખાતાં હતાં. **નારાયણે નાન્નંને** સંબોધીને સંભાષણનું મંગલાચરણ કરતાં મૃદુ ભાવથી કહ્યું કે:—

" ન્યાયમંદિરમાં આજે તમારી જે અવર્ણનીય ઓજસ્વિતા, તીવ્રતમ તેજસ્વિતા તથા પ્રચંડ પ્રતિભા મારા જોવામાં આવી છે તેથી હું તો આશ્ચર્યથી સ્તંભિત તથા દિગ્મૂઢ જ થઇ ગયો છું; કારણ કે, અબળા તથા કોમલાંગી મનાતી નારીજાતિમાં પણ આવી અશ્રુતપૂર્વ ઓજસ્વિતા, તેજસ્વિતા તથા પ્રતિભા હોઇ શકે છે એ રહસ્ય અત્યારસુધી મારાથી સર્વથા અજ્ઞાત જ હતું અને તેથી જો એ રહસ્યના અચાનક પ્રકાશને જોતાં મારાં નેત્રો અંજાઇ જાય, તો તે સ્વાભાવિક જ છે."

"સ્વામીજી, મારામાં આજે જે અવર્ણનીય ઓજસ્વિતા, તીવ્રતમ તેજસ્વિતા તથા પ્રચંડ પ્રતિભા આપના જોવામાં આવી છે; તે વસ્તુતઃ મારી પોતાની નહિ, કિન્તુ મારા પવિત્રતમ આત્માની ઓજસ્વિતા છે, મારા વિશુદ્ધ તથા સત્યપ્રિય હૃદયની તેજસ્વિતા છે તથા મારા આદર્શ ચારિત્ર્યની જ પ્રતિભા છે; કારણ કે, જો મારો આત્મા અપવિત્ર હોત, મારૂં અંતઃકરણ અશુદ્ધ તથા અસત્યાનુરાગી હોત અને મારૂં ચારિત્ર્ય હીન હોત, તો મારાથી આવી ઓજસ્વિતા, તેજસ્વિતા તથા પ્રતિભાનો ન્યાયમંદિરમાં આટલી સીમાપર્યન્ત અત્યંત નિર્ભયતાથી કદાપિ સાક્ષાત્કાર કરાવી શકાત નહિ." નાનંદૂએ આત્મશુદ્ધિ, હૃદયશુદ્ધિ તથા ચારિત્ર્યશુદ્ધિના મહત્ત્વનો પરિચય કરાવ્યો.

" પોતાની આત્મશુદ્ધિ, હૃદયશુદ્ધિ તથા ચારિત્ર્યશુદ્ધિમાટે જ્યારે તમારા અંતઃકરણમાં આટલી સીમા પર્યન્ત શ્રદ્ધાયુક્ત અભિમાન વસી રહ્યું છે, તો પછી તે દિવસે ' જો મારી જીવનકથાને સાંભળતાં મારા ચારિત્ર્યમાં કાંઇ પણ કલંક આપના જોવામાં આવે તો તેથી મારા પ્રતિ ઘૃણા ન દર્શાવવાનું અને મને ત્યાગી ન દેવાનું

જો આપ વચન આપતા હો, તો જ હું મારી જીવનકથા આપને સંભળાવું ' એવા આશયનું વાક્ય તમોએ શા કારણથી ઉચ્ચાર્યું હતું, એ મારાથી કળી શકાતું નથી. " નારાયણે આ સંશયને દર્શાવીને નાજૂને તેની જીવનકથાને વર્ણવવાનો જ સંકેત કર્યો.

નાજૂ નારાયણના આશયને જાણી ગઈ અને તેથી ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગી કેઃ " મારી પોતાની આત્મશુદ્ધિ, હૃદયશુદ્ધિ તથા ચારિત્ર્યશુદ્ધિમાટે મારા અંતઃકરણમાં આટલી સીમા પર્યન્ત શ્રદ્ધાયુક્ત અભિમાન વસી રહેલું હોવા છતાં પણ જ્યારે મેં એવા આશયનું વાક્ય ઉચ્ચાર્યું હતું, તો તેમાં પણ મારો કાંઇક આશય તો અવશ્ય સમાયલો હોવો જ જોઇએ એટલી કલ્પના પણ આપ નથી કરી શકતા કે શું ? જો એમ જ હોય, તો તો પછી મારે આપને વિદ્વાન્ માનવા કે કેમ એ એક પ્રશ્ન જ થઈ પડે છે. "

" અબલા નામથી ઓળખાતી પ્રમદાની શક્તિઓ મહાપ્રબલા હોવાથી પુરુષોથી અબલાના આભ્યંતર આશયની યથાર્થ કલ્પના ભાગ્યે જ કરી શકાય છે; કારણ કે, પુરુષો પાઠશાળામાં શાસ્ત્રોનો દીર્ઘ કાળ પર્યન્ત અભ્યાસ કર્યા પછી પંડિત થઇ શકે છે અને સ્ત્રીઓ તો જ્યારથી જન્મે છે ત્યારથી જ નિસર્ગજાત પંડિતાઓ હોય છે એટલે પુરુષની પરિમિત બુદ્ધિ અબળાની અપરિમિત બુદ્ધિની સ્પર્ધા ક્યાંથી અને કેમ કરીને કરી શકે વારૂ ?" નારાયણે સ્ત્રીના સ્વાભાવિક પાંડિત્યની મહત્તાનો પ્રકાશ કર્યો.

" ત્યારે આપ મારી શર્તને સ્વીકારો છો ? " નાજૂએ પૂછ્યું.

" હા, હું તમારી શર્તને એવી રીતે સ્વીકારૂં છું કે જ્યાં સુધી મારાથી એ શર્તને પાળી શકાશે ત્યાં સુધી પાળવાનો હું યથાશક્ય

પ્રયત્ન કરીશ." નારાયણે સંદિગ્ધતાથી તેની શર્તનો સ્વીકાર કરી લીધો.

"તથાસ્તુ." એ શબ્દના ઉચ્ચાર સાથે નાજુંએ પોતાની જીવનકથાને વર્ણવવાની આજ્ઞા લેતાં પૂછ્યું કે: "ત્યારે હવે જો આપની આજ્ઞા હોય, તો હું આપને મારી જીવનકથા સંભળાવું."

"મારી ઇચ્છાને તો તમો પ્રથમથી જ જાણી ચૂક્યાં છો એટલે તમારો આ પ્રશ્ન સર્વથા નિરર્થક તથા અકારણ છે." નારાયણે કહ્યું.

"ભલે, ત્યારે સાંભળો મારી જીવનકથા;" એમ કહીને નાજુંએ પોતાથી જીવનકથાને આરંભતાં કહેવા માંડયું કે: "તંત્ર ગ્રંથોમાં કરાયલા ઉલ્લેખો અનુસાર જે દેશ પ્રાચીન કાળમાં કરતોયા નદીથી આરંભીને દિક્કરવાસિની* નામક નદી પર્યન્ત વિસ્તરેલો હતો; જે દેશની ઉત્તમ સીમામાં કુંજગિરિ વર્તમાન છે; પશ્ચિમ સીમામાં કલકલનાદિની કરતોયા નામક કૂલંકષા વહન કરી રહી છે; પૂર્વ સીમામાં દિક્ષુ નામક સરિતા વહન કરતી દેખાય છે અને દક્ષિણ સીમામાં બ્રહ્મપુત્રા કિંવા લાક્ષા નામક નદીનો અધિકાર વ્યાપેલો છે; જે દેશ શાસ્ત્રોમાં ત્રિકોણાકાર દેશ તરીકે વિખ્યાત છે તથા શાસ્ત્રોમાં જેની લંબાઈ એક સો યોજન તથા પહોળાઇ ત્રીસ યોજનની વર્ણવાયલી છે; એક સમયમાં જે દેશમાં નવલાખ નાનાં મોટાં ગ્રામો તથા નગરોનો સમાવેશ થતો હતો અને જે દેશનો તે દેશની સ્થાપના કિંવા પ્રતિષ્ઠા

---

* દિક્કર શબ્દનો અર્થ મહાદેવ હોવાથી જે દિક્કર એટલે કે મહાદેવ સાથે વસનારી હોય તેને દિક્કરવાસિની કહેવામાં આવે છે. પુરાતત્ત્વવેત્તાઓની એવી માન્યતા છે કે દિક્કરવાસિનીનું મંદિર માનસસરોવર પાસે જ આવેલું છે.

ક્યા રાજાએ અને ક્યા સમયમાં કરી હતી ઇત્યાદિ વિષયોને ચર્ચ તો પ્રાચીન ઇતિહાસ અદ્યાપિ સપ્રમાણ કોઇના જાણવામાં આવી શક્યો નથી; જે દેશ તંત્રશાસ્ત્ર તથા ઇન્દ્રજાલવિદ્યાના જન્મભૂમિ તથા વિહારભૂમિ મનાય છે; જે દેશ વામમાર્ગના પીઠાસન તરીકે પૃથ્વીપટમાં પ્રખ્યાત છે અને જે દેશની સ્ત્રીઓને અન્ય દેશનાં લોકો અત્યંત રૂપસુંદરી તથા તે સાથે અત્યંત કામાતુરા અને ઇન્દ્રજાલ-વિદ્યાપારંગતા એટલે કે જે પુરુષોમાં તેમનાં મન અનુરક્ત થયાં હોય તે પુરુષોને પોતાની ઇચ્છા અનુસાર પશુ કિંવા પક્ષીના સ્વરૂપમાં દિવસે પરિણત કરી રાખનારી તથા રાત્રિના સમયમાં તેમને પુરુષના રૂપમાં લાવીને તેમના સમાગમજન્ય આનન્દને મેળવનારી માને છે, તે એક પ્રકારે વિશ્વવંદ્ય તથા અન્ય પ્રકારે વિશ્વનિંદ્ય કામરૂપ નામક દેશની એક સમયની અત્યંત સમૃદ્ધ કુચવિહાર* અથવા

---

* ચીની પરિવ્રાજક હુએન સંગે પોતાના પ્રવાસગ્રન્થમાં કામરૂપ દેશનો ઉલ્લેખ કરેલો છે. તેના કથન અનુસાર કામરૂપ એક મહાપ્રબલ તથા પ્રતાપશીલ દેશ હતો; તે દેશ અથવા રાજ્યની સીમા બે હજાર માઇલની હતી; કામરૂપ દેશનાં ફળદ્રૂપ ક્ષેત્રોમાં નારિકેલ–નાળીયેર–, ધાન્ય તથા યવ આદિ અધિક પરિમાણમાં ઉત્પન્ન થતાં હતાં; કામરૂપ દેશમાં સરિતાઓ તથા સરોવરોની અતિશય વિપુલતા હોવાથી તે દેશના નિવાસીઓને જળના અભાવનું કષ્ટ કેવું હોય છે એની કલ્પનામાત્ર પણ ન હોતી; ત્યાંના સમશીતોષ્ણ વાતાવરણમાં સાધુઓ સદાચારમગ્ન તથા ગૃહસ્થો આનન્દમગ્ન રહેતા હતા તેમ જ તેઓ અદ્વિતીય કર્તવ્યપરાયણ હતા; બૌદ્ધ ધર્મમાં તેમની શ્રદ્ધા નહોતી અને અનેક હિન્દુઓ દેવો તથા દેવીઓનાં મંદિરોમાં બલિદાનવિધિ આચરતા હતા. તે સમય પર્યન્ત ત્યાં એક પણ બૌદ્ધ વિહાર કિંવા બૌદ્ધ મઠ અસ્તિત્વ ધરાવતો ન હોતો. કામરૂપ દેશનો તે સમયનો રાજા બ્રાહ્મણ જાતિનો હતો, તેનું નામ

કુચવિહાર નામક નગરીમાં, એક કુલીન ભૂદેવના ગૃહમાં મારો જન્મ થયો હતો અને મારૂં નામ કોણ જાણે શા કારણથી ચિરયૌવના રાખવામાં આવ્યું હતું. મારા રાજપુરોહિત પિતાજી નાગ પંડિતના નામથી સમસ્ત કામરૂપ દેશમાં વિખ્યાત હતા અને મારાં માતુશ્રીને

---

ભાસ્કર વર્મા હતું અને તેણે જ હર્ષવર્દ્ધન સાથે પરિવ્રાજક હુએન સંગનો પરિચય કરાવ્યો હતો. એ ચીની પરિવ્રાજકના વિધાનથી અનુમાન કરી શકાય છે કે ઇ. સ.ની સાતમી સદીમાં બ્રહ્મપુત્ર કિંવા લૌહિત્ય નદના આસમન્તાત્ પ્રદેશ, વર્તમાન આસામ, કુચવિહાર તથા ભૂતાન આદિનો કામરૂપ દેશમાં જ સમાવેશ થતો હતો. પ્રત્નતત્ત્વવિશારદોનો એવો અભિપ્રાય છે કે બ્રહ્મપુત્રનદના દક્ષિણતીરપ્રાંતમાં વિસ્તરેલી ગોહટ્ટી નામક નગરી કામરૂપ રાજ્યની પ્રાચીન રાજધાની હતી; માત્ર એટલું જ નહિ, પણ ચીની પરિવ્રાજક હુએન સંગના કથન અનુસાર ઈ. સ.ની સાતમી સદીમાં પણ કામરૂપની રાજધાથી ગોહટ્ટી જ હતી એમ સ્પષ્ટ જણાઇ આવે છે. અત્યારે હવે કામરૂપ દેશની તે દીર્ઘતાનો લોપ થયો છે; કારણ કે, અત્યારે તો આસામનો એક જિલ્લો જ કામરૂપ નામથી ઓળખાય છે અને ઉત્તરમાં ભૂતાન, દક્ષિણમાં રબસિયા નામક ગિરિશ્રેણિ, પશ્ચિમમાં ગોવાલ પાડા તથા પૂર્વમાં નગવાં એ કામરૂપ દેશની વર્તમાન ચાર સીમાઓ છે. મુખ્ય કામરૂપના પશ્ચિમ ભાગમાં વિસ્તરેલો કુચવિહાર નામક જે પ્રાંત અત્યંત સમૃદ્ધ હતો અને તેથી જ્યાં રાજાઓ પણ વસતા હતા તે કુચવિહાર નામક કામરૂપ દેશનો પ્રાંત અત્યારે બંગાળાનો એક પ્રાંત થઇ ગયો છે એટલે કે તે દેશીરાજ્ય છે અને તેનો બંગાળા પ્રાંતમાં સમાવેશ કરવામાં આવ્યો છે. કુચવિહાર નગર કલકત્તાથી ૩૧૯ માઇલના અંતરપર આવેલું છે અને તે રાજધાની હોવાથી તથા તોરશા નદીના રમણીય તીરપ્રાન્તમાં વસેલું હોવાથી આકર્ષક તથા પ્રેક્ષણીય છે. વિશ્વ પરિવર્તનશીલ હોવાથી કામરૂપદેશને જ પરિવર્તનની બાધા ન થાય એ અસંભવનીય હોવાથી જે પરિવર્તન થયું છે તે સ્વાભાવિક જ છે.

લોકો ગિરિજા ઠાકુરાણીના નામથી ઓળખતાં હતાં. મનોજ્ઞા નામક મારી એક જ્યેષ્ટ ભગિની પણ હતી અને પાર્વતીચરણ નામક મારો મારાથી પછી અવતરેલો એક બંધુ પણ હતો. સારાંશ કે, મારાં માતાપિતાને પરમાત્માની કૃપાથી ધન, ધાન્ય, ગૃહ, ભૂમિ, સંતાન તથા પ્રતિષ્ઠા આદિ સર્વ વસ્તુઓ પ્રાપ્ત થયેલી હોવાથી તેમ જ મારા પિતાજી એક મહાપંડિત તથા મારાં માતુશ્રી એક વિદુષી વનિતા હોવાથી સંસારમાં તેઓ પોતાને પરમસુખી માનતાં હતાં અને તેમની એ માન્યતા સર્વથા યથાર્થ જ હતી."

નાન્નં તૃષાતુરા થવાથી ધર્મશાળાનો એક અનુચર ત્યાં જળભરેલો માટીનો જે એક કૂંજો રાખી ગયો હતો તેમાંનું શીતળ જળ પાત્રમાં ભરીને પીવા લાગી અને તેથી અલ્પ સમયમાટે તેની આત્મકથા સ્વાભાવિક જ અટકી પડી. તે જલપાન કરીને પોતાના વસ્ત્રના અંચલવડે મુખને લૂછતી હતી એટલામાં સંન્યાસી નારાયણે પોતાના હૃદયમાં ઉદ્ભવેલી એક શંકાને દર્શાવતાં કહ્યું કે: "ચિરયૌવના, તમો પોતાના દેશને એક સમયાવચ્છેદે વિશ્વવંદ્ય તથા વિશ્વનિન્દ્ય દેશના નામથી ઓળખાવો છો એથી મારા મનમાં આશ્ચર્ય થાય છે; કારણ કે, કોઇ પણ વસ્તુ એકસમયાવચ્છેદે વિશ્વવંદ્ય તથા વિશ્વનિંદ્ય હોઇ શકે, એ મારી માન્યતા અનુસાર સર્વથા અસંભવનીય છે."

નાન્નંએ પોતાના સત્ય નામનો નારાયણ સમક્ષ પ્રકાશ કરેલો હોવાથી તેનું ચિરયૌવના નામ આપણા જાણવામાં પણ આવી ગયું અને તેથી હવે તેના નાન્નં નામને બદલે તેના ચિરયૌવના નામનો જો આપણે વ્યવહાર કરીશું, તો તે યોગ્ય જ કહેવાશે. અસ્તુઃ ચિરયૌવના નારાયણના હૃદયમાં ઉદ્ભવેલા એ સંશયનું સમાધાન કરતી કહેવા લાગી કે:—

" અમારો કામરૂપ દેશ વિશ્વવંદ્ય એટલામાટે મનાય છે કે પુરાતન ગ્રંથોમાં કરાયલા ઉલ્લેખો અનુસાર કામરૂપ દેશમાં અનેક તીર્થસ્થાનો વિસ્તરેલાં છે. તંત્રોમાં એવો ઉલ્લેખ મળી આવે છે કે કામરૂપ રાજ્યમાં સિદ્ધપીઠ, મહાપીઠ, બ્રહ્મપીઠ, વિષ્ણુપીઠ તથા રુદ્રપીઠ આદિ અનેક પીઠ વિદ્યમાન છે; માત્ર એટલું જ નહિ, પણ એ પીઠો ઉપરાંત તંત્રોમાં અન્ય પીઠોના પણ ઉલ્લેખ કરાયલા છે અને તેમનામાં સૌમારપીઠ, શ્રીપીઠ, રત્નપીઠ તથા કામપીઠ આદિ પ્રધાન પીઠ છે. દિક્કરા સરિતા તથા ભૈરવી સરિતાના મધ્યવર્તી સ્થાનને સૌમારપીઠના નામથી ઓળખવામાં આવે છે. તંત્રશાસ્ત્રોમાં એમ દર્શાવેલું છે કે કામરૂપની ઉત્તર દિશામાં માનસસરોવર, પૂર્વ દિશામાં સૌશીલારણ્ય, દક્ષિણ દિશામાં બ્રહ્મયૂપ તથા પશ્ચિમ દિશામાં સ્વર્ણસરિતા વર્તમાન છે. કુચવિહાર રત્નપીઠનું વર્તમાન નામ છે અને એ પીઠ સ્વર્ણકોષી નદીથી આરંભીને રૂપિકા નદી પર્યન્ત વિસ્તરેલું છે. ભૈરવી તથા રૂપટી નદીના મધ્યમાં સ્વર્ણપીઠ વર્તમાન છે. આ સર્વ પીઠોમાં કામાખ્યા કિંવા કામપીઠ અગ્રપદે વિરાજનારૂં કિંવા પ્રધાન છે અને એ કામપીઠથી અલ્પ અંતરે ઉગ્ર-પીઠ તથા બ્રહ્મપીઠ શોભી રહ્યાં છે. કામરૂપ દેશમાં જે કામાખ્યાપીઠ કામાક્ષીપીઠ કિંવા કામપીઠ નામક તીર્થ સર્વશ્રેષ્ઠ મનાય છે તે કામ-રૂપદેશની ગોહટ્ટી નામક પ્રાચીન રાજધાનીમાં અને બ્રહ્મપુત્રા નદીના તીરપ્રાંતમાં વિરાજે છે એટલે કે નગરની પાસે જ એક ટેકરીપર કામાખ્યા નામક દેવીનું જે ભવ્ય મંદિર છે તે મંદિર જ કામાખ્યાપીઠ કિંવા કામપીઠના નામથી ઓળખાય છે અને એ સ્થાનમાં વર્ષમાં ત્રણ વાર યાત્રા ભરાય છે તે વેળાયે ત્યાં સહસ્ત્રાવધિ સ્ત્રીપુરુષ યાત્રા-ળુઓ દેવીના દર્શનમાટે દૂર દૂરના દેશોમાંથી આવે છે. એ બ્રહ્મ-

પુત્રા નદીના બેટમાં ઉમાનન્દ નામક એક ઉત્તમ શિવાલય પણ છે અને ત્યાં મહાશિવરાત્રિને દિવસે યાત્રા ભરાય છે. અર્થાત્ જે દેશમાં આટલાં બધાં તીર્થક્ષેત્રો અસ્તિત્વ ધરાવતાં હોય, તે દેશ ભાવિક જનોની માન્યતા અનુસાર જો વિશ્વવંદ્ય હોય, તો તેમાં અસ્વાભાવિકતા શી છે વારૂ? હવે હું આપને અમારા કામરૂપ દેશની વિશ્વનિન્દ્યતાનું કારણ દર્શાવીશ. કામરૂપદેશવાસિની કામિનીઓ પ્રિયંવદા, કોમલાંગી, કામકેલિના રંગપ્રસંગમાં પ્રાબલ્યપૂર્વક દ્રવીભૂત થનારી, વિલાસદક્ષા તથા અત્યંત અનુરાગવતી* મનાય છે. રતિશાસ્ત્ર વિષયક ગ્રંથોમાં કામરૂપવાસિની વનિતાઓ એવા જ સ્વરૂપમાં વર્ણવાયલી છે અને તે વર્ણનો બહુ અંશે યથાર્થ તથા સત્ય છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, હું પણ કામરૂપદેશવાસિની એક કામિની હોવાથી મારો આ અભિપ્રાય પરોક્ષાપરોક્ષ અનુભવસિદ્ધ છે. અર્થાત્ કામરૂપદેશવાસિની લલનાઓ જેટલા પરિમાણમાં પ્રિયંવદા, કોમલાંગી, કામલોલુપા, વિલાસદક્ષા તથા અનુરાગવતી છે તેટલા પરિમાણમાં ત્યાંના પુરુષો પ્રિયંવદ, બલિષ્ઠ, વિલાસદક્ષ તથા અનુરાગશીલ ન હોવાથી જે પણિ નામક આદિમ અનાર્યજાતિનું કામરૂપદેશનિવાસિની આર્ય જાતિમાં મિશ્રણ થયેલું છે તે પણિ જાતિની મહિલાઓ કામરૂપ દેશમાં વ્યાપાર કિંવા વ્યવસાયના અંગે આવી વસેલા, પ્રવાસી તરીકે આવનારા તેમ જ યાત્રાના નિમિત્તથી આવતા અન્યદેશવાસી પુરુષોને પોતાની પ્રેમપિપાસાના નિવારણમાટે પોતાના મોહજાળમાં સપડાવવાના તથા તેમને પાછા

---

* "प्रियंवदा कोमलदेहवल्ली भृशं द्रवन्ती स्मरकेलिरंगे।
विलासदक्षा प्रचुरानुरागा स्यात्कामरूपप्रभवा पुरंध्री"॥
महाकवि कल्याणमल्लविरचितः अनंगरंगः

તેમના દેશમાં ન જવા દેતાં સદાને માટે ત્યાંના ત્યાં જ રાખવાના અનેક પ્રકારના ભદ્ર તથા અભદ્ર પ્રયત્નો કર્યા કરે છે અને કામરૂપ દેશમાં તંત્રશાસ્ત્ર તથા તંત્રવિદ્યાનો અત્યંત અધિક પ્રચાર હોવાથી તંત્રોમાં પુરુષવશીકરણના જે કેટલાક અભદ્ર તથા અશ્લીલ ઉપાયો દર્શાવવામાં આવ્યા છે તે ઉપાયોનો પણ તેમના તે પ્રયત્નોમાં સંપૂર્ણ સમાવેશ થયેલો હોય છે એ આપને નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી; કારણ કે, એ વાર્તા વિશ્વવિખ્યાત હોવાથી આપના સાંભળવામાં આવેલી હોવી જ જોઇએ. જો કે પણિ જાતિની એ મહિલાઓના સંપર્કથી અન્ય ઉચ્ચતર તથા ઉચ્ચતમ જાતિઓની સ્ત્રીઓ પણ વ્યભિચારના માર્ગમાં અગ્રેસર થયેલી છે અને થાય છે; પરંતુ તેમની સંખ્યા સ્વલ્પ હોવાથી એ માર્ગમાં અગ્રગામિની થયેલી તથા થનારી સ્ત્રીઓમાં પણિ કિંવા કુવચ જાતિની મહિલાઓ જ પ્રધાન પદની અધિકારિણી છે એ નિર્વિવાદ છે........."

"પરંતુ તે મહિલાઓ વિદેશીય પુરુષોને તેઓ પલાયન ન કરી જાય એટલામાટે દિવસના સમયમાં પશુ કિંવા પક્ષીના સ્વરૂપમાં પરિવર્તિત કરી નાખે છે અને રાત્રિના સમયમાં પોતાની જાદૂવિદ્યાના બળથી પાછા તેમને પુરુષોના સ્વરૂપમાં લાવીને તેમના સમાગમજન્ય આનંદને ભોગવે છે, એવી કામરૂપદેશવાસિની રમણીઓના સંબંધમાં જે દૃઢ માન્યતા અન્ય દેશોમાં વિસ્તરેલી છે તે માન્યતામાં કાંઇ પણ સત્યાંશ છે કે કેમ ? કે પછી એ માન્યતા સર્વથા નિર્મૂલ, અસત્ય તથા કાલ્પનિક જ છે ?" ચિરયૌવનાને વચ્ચે જ બોલતી અટકાવીને નારાયણે પોતાની જિજ્ઞાસા દર્શાવી.

"એ માન્યતામાં જો કે સંપૂર્ણ સત્યાંશ સમાયલો છે; તથાપિ

તે સત્યાંશ લોકો માને છે તેનાથી સર્વથા ભિન્ન પ્રકારનો તથા તાત્ત્વિક છે;" ચિરયૌવનાએ આ પ્રમાણેની પ્રસ્તાવના કરીને તે લોકમાન્યતામાં સમાયલા સત્યાંશની તાત્ત્વિકતાને દર્શાવતાં કહેવા માંડ્યું કે: "એટલે કે, કામરૂપદેશવાસિની લલનાઓ વિદેશીય પુરુષોને નિરંતર પોતાના પ્રેમપાશમાં બદ્ધ રાખવામાટે જાદૂમંત્ર આદિના પ્રયોગો કરે છે તો ખરી જ અને જ્યારે તે પુરુષો પોતાના દેશ, તથા પોતાનાં સંબંધીઓને સર્વથા વિસારી દઇને તેમના દાસાનુદાસ થઇ જાય છે અને ત્યાંથી જવાની ઇચ્છામાત્ર પણ નથી દર્શાવતા એટલે એ પરિણામને તેઓ પોતાના જાદૂમંત્રનું જ પરિણામ માને છે; પરંતુ જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો એ તેમના જાદૂટોણા કે મંત્રજંત્રનું નહિ, પણ તેમના અનન્ય અનુરાગ, અસાધારણ આજ્ઞાધીનતા, અપૂર્વ સેવાતત્પરતા, વિલાસદક્ષતા તથા મંજુલભાષિત્વ આદિ સ્વાભાવિક સદ્ગુણોનું જ પરિણામ હોય છે; કારણ કે, આપણા શાસ્ત્રકારોએ પણ ઉત્તમ ભાર્યાના ગુણોને દર્શાવતાં એવા જ ઉદ્ગારો કાઢેલા છે કે: ' જે ભાર્યા ગંભીર પ્રસંગમાં મંત્રીની આવશ્યકતાને પૂરી કરે છે, ગૃહ કાર્યમાં જે દાસી સમાન વર્તે છે, પતિને ભોજન જમાડતાં જે જનની સમાન પ્રેમ દર્શાવે છે, શયનના સમયમાં જે રંભાના રૂપને ધારણ કરી લે છે, ધર્મને અનુકૂલ રહીને વર્તનારી હોય છે તથા ક્ષમાશીલતા કિંવા સહિષ્ણુતામાં પૃથ્વીની પ્રતિમૂર્તિ હોય છે તે ષડ્ગુણવતી ભાર્યા અત્યંત દુર્લભ છે.* અને જે પુરુષને એવી ભાર્યા મળે છે તેના સદ્ભાગ્યની

---

*"कार्येषु मंत्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा ।
धर्मानुकूला क्षमया धरित्री भार्या च षाड्गुण्यवतीह दुर्लभा॥"

सुभाषितम्

સીમા થયેલી કહેવાય છે. અર્થાત્ પુરુષને વશ કરી લેવામાટેની સ્ત્રીની જો કોઇ પણ સત્ય વશીકરણવિદ્યા હોય, તો તેનો આ છ ગુણોમાં જ સમાવેશ થયેલો છે અને જો એક ધર્માનુકૂલતાને વર્જ્ય કરવામાં આવે, તો કામરૂપદેશવાસિની લલનાઓમાં અન્ય પાંચ ગુણોનો સંપૂર્ણ વિકાસ થયેલો હોવાથી તેઓ જે પુરુષોમાં આસક્ત થાય છે તે પુરુષો સાથે તેમનો સાધારણ પરિચય થતાં જ એક બાજૂ તેમને જાદૂમંત્ર આદિથી વશ કરી લેવાના પ્રયત્નોને આરંભી દે છે .અને બીજી બાજૂ તે પુરુષોનાં શ્રવણોમાં પોતાની સુધાવાણીને રેડવાના, તેમના મુખમાંથી નીકળેલા સાધારણ શબ્દને ઇશ્વરની આજ્ઞા માનીને તે શબ્દનું આધીનતા પૂર્વક તત્કાળ પાલન કરી બતાવવાના, નિત્ય નાનાવિધ સ્વાદિષ્ટ ભોજ્ય પદાર્થો તૈયાર કરીને અતિશય પ્રેમ પૂર્વક તેમને જમાડવાના, કોઇ પણ પ્રકારની અકારણ લજ્જાથી રહિત રતિસુખ આપવાના તેમ જ જો તેઓ વિપત્તિમાં આવી પડયા હોય, તો યોગ્ય સાંત્વના સહિત પોતાથી આપી શકાય તેટલી આર્થિક સહાયતા આપવાના કાર્યને પણ એક સમયાવચ્છેદે આરંભી દે છે અને તેથી સુખાભિલાષી તથા આનંદપિપાસુ પુરુષો પાળેલા પશુ કિંવા પક્ષી પ્રમાણે તેમના પ્રેમપિંજરમાં બદ્ધ થઇને આજન્મ તેમનાથી વિયુક્ત નથી થતા અને પોતાના દેશ તથા પરિવાર આદિને સર્વથા વિસારી દે છે. કામરૂપ દેશની અબળાઓ અન્યદેશવાસી પુરુષોને પશુ કિંવા પક્ષીના રૂપમાં પરિણત કરી નાખે છે તે આવી રીતે; એટલે કે, જાદૂમંત્રથી નહિ, પણ પ્રેમ, આત્મસમર્પણ તથા આધીનતાના મંત્રથી મુગ્ધ થઇને જ તે અન્યદેશવાસી પુરુષો તેમના પશુપક્ષી તુલ્ય દાસાનુદાસ થઇ જાય છે. લોકમાન્યતામાં જે સત્યાંશ રહેલો છે તે આ છે અને

એ સત્યાંશ અન્યદેશવાસિની વનિતાઓને પોતાના પતિદેવોને વશ રાખવામાટે સ્ત્રીજાતિમાં કયા તથા કેવા સદ્‌ગુણોના અસ્તિત્વની આવશ્યકતા છે એ વિષયનું સ્પષ્ટ શિક્ષણ આપી રહ્યો છે. બહુસંખ્ય સ્ત્રીઓ એવી જ હોય છે કે પોતાના પતિનો વાત વાતમાં તિરસ્કાર કરી નાખવો; પોતાના પતિની આજ્ઞાને ન માનવામાં જ પોતાની મહત્તા માનવી; જ્યારે પણ પતિ સાથે વાર્તાલાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે પતિનાં શ્રવણોમાં વિષમ વિષતુલ્ય વાણીને જ રેડયા કરવી; પતિ વિપત્તિમાં આવી પડે, તો સાંત્વનને બદલે ઉપાલંભો આપવા; પતિ ભોજન કરવાને બેઠો હોય તે વેળાયે વિવાદનાં કારણોને ઉપસ્થિત કરવાં; લેશમાત્ર પણ સહનશીલતા ન દર્શાવવી અને રતિકાલમાં પણ પોતાના હઠવાદથી પતિને અસંતુષ્ટ જ રાખવા ઇત્યાદિ વિષયોને સર્વથા સાધારણ વિષય માને છે અને તેથી એવી સ્ત્રીઓના પતિઓ પોતાના દેશમાં પણ સુખ તથા શાંતિને મેળવવાની આશાથી પરસ્ત્રીગામી કિંવા વેશ્યાવિલાસી થઇ જાય છે; તો પછી કામરૂપદેશવાસિની આજ્ઞાધીના તથા અનન્ય અનુરાગવતી અબળાઓના પ્રેમપાશમાં પુરુષો બંધાઇ જાય અને પોતાના દેશ તથા પરિવાર આદિને સર્વથા ભૂલી જાય એમાં આશ્ચર્ય જેવું શું છે વારૂ ? હું પૂછું છું કે કામરૂપદેશવાસિની કામિનીઓ પોતાના જે સદ્‌ગુણોના યોગે વિદેશીય પુરુષોને પણ પોતાના પ્રેમબદ્ધ દાસાનુદાસ કરી શકે છે, તે જ સદ્‌ગુણોનો અન્યદેશવાસિની અબળાઓમાં પણ આવિર્ભાવ તથા વિકાસ થાય અને તે સદ્‌ગુણોના યોગે તેઓ પોતાના પતિદેવોને વશ કરી લેનારી દુર્લભ ભાર્યાઓ સિદ્ધ થતાં તેમના સંસારસુખની તેમના પોતાના જ પ્રમાદથી થતી ધૂળધાણી આટલેથી જ અટકી જાય ! અસ્તુ: કામરૂપ

દેશવાસિની સ્ત્રીઓના સંબંધમાં જે લોકમાન્યતા પ્રચલિત છે તેમાં આવી શિક્ષાપ્રદ તાત્ત્વિકતા સમાયલી હોવા છતાં પણ કામરૂપવાસિની બહુસંખ્યા પણિ પ્રમદાઓ આવી રીતે પરપુરુષગામિની હોવાથી અમારો સમસ્ત દેશ વિશ્વનિન્દ્ય કિંવા વિશ્વમાં નિન્દાપાત્ર થઇ પડયો છે અને તેથી જ મેં અમારા દેશને એકસમયાવચ્છેદે વિશ્વવંદ્ય તથા વિશ્વનિંદ્ય તરીકે ઓળખાવ્યો છે; કારણ કે, જે સત્ય છે તે કાંઇ મારા છુપાવ્યાથી નિરંતર અજ્ઞાત રહેવાનું નથી એ હું સારી રીતે જાણું છું."

"ત્યારે શું જાદૂ, તંત્ર તથા મંત્ર આદિ સર્વ અસત્ય છે અને તેમનું કાંઇ પણ પરિણામ નથી જ થતું ?" નારાયણે એક અન્ય શંકા દર્શાવી.

એના ઉત્તરમાં ચિરયૌવના પૂર્વવત્ ગંભીર ભાવથી કહેવા લાગી કે: "જાદૂ, તંત્ર તથા મંત્ર આદિ સર્વે અસત્ય છે અને તેમનું કાંઇ પરિણામ નથી જ થતું એમ તો જો કે કહી શકાય તેમ નથી જ; તથાપિ તેઓ પુરુષ કિંવા નારીને પશુ કિંવા પક્ષીના સ્વરૂપમાં પરિવર્તિત નથી કરી શકતા એ તો સર્વથા નિર્વિવાદ છે. ત્યારે હવે પ્રશ્ન એટલો જ અવશિષ્ટ રહે છે કે જો તેમનું કાંઇ પણ પરિણામ થતું હોય, તો તે શું પરિણામ થાય છે? જાદૂ, મંત્ર તથા તંત્ર આદિની સિદ્ધિનો આધાર અમુક પ્રકારના વિશિષ્ટ મંત્રોના વિધિયુક્ત જાપ ઉપર જ રહેલો હોય છે એ તો આપ જાણતા હશો જ; અર્થાત્ એ મંત્રજાપ તે અન્ય કાંઇ નહિ પણ પોતાની ઇષ્ટ અથવા ઇચ્છનીય વસ્તુપ્રાપ્તિ વિષયક વિચારોને તેમના વારંવાર ઉચ્ચારથી એકાગ્ર અથવા કેન્દ્રસ્થ કરવાનો એક માર્ગ છે અને એ માર્ગના અવલંબનથી એકાગ્ર થયેલા વિચારો જેના હૃદયના આકર્ષણમાટે પ્રેરાય છે તેના હૃદયનું પોતાની મહાપ્રબલ શક્તિથી તે

મંત્રજાપ કરનાર પ્રતિ અવશ્ય આકર્ષણ કરે છે; કારણ કે, મનુષ્યના વિચારમાં એક પ્રકારની અદ્‌ભુત આકર્ષણશક્તિ રહેલી છે એ સત્યને યોગશાસ્ત્રે પણ સ્વીકારેલું છે. એકાગ્રવિચારયુક્ત અખંડ મંત્રજાપ પરમાત્માને પણ આકર્ષી શકે છે, તો શું મનુષ્યના હૃદયને ન આકર્ષી શકે ? ઉદાહરણ તરીકે જ્યારે કામરૂપ વાસિની કોઇ રમણી કોઇ પુરુષને વશ કરવા ઇચ્છે છે ત્યારે કેટલાક વિશિષ્ટ દ્રવ્યોના લેપન સહિત તે ' ॐ [illegible]नि अमुकं पुरुषं मे वशं मानय ठठ ' એ મંત્રના વિધિયુક્ત જાપને આરંભી દે છે અને તેનું બહુધા નિર્ધારિત પરિણામ થતાં તે પુરુષ તે રમણી પ્રતિ આકર્ષાય છે. જો કોઇ પુરુષ યોગીશ્વર સમાન અત્યંત સંયમશીલ, આત્મબલસંપન્ન તથા તે રમણીની વિચારશક્તિ કરતાં પણ પ્રબલતર વિચારશક્તિ ધરાવનારો હોય છે તો તેવા પુરુષના હૃદયનું તે રમણી એ મંત્રજાપદ્વારા આકર્ષણ કરી શકતી નથી; પરંતુ સંસારમાં એવા સંયમી પુરુષોની સંખ્યા સ્વલ્પ હોવાથી તે રમણીનો એ મંત્રજાપ બહુધા નિષ્ફળ નથી જ થતો એમ કહેવામાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી. આ વિવેચનથી, હું ધારું છું કે, કામરૂપવાસિની મહિલાઓના જાદુ, મંત્ર તથા તંત્ર આદિનું રહસ્ય હવે આપના જાણવામાં આવી ગયું હશે."

"ચિરયૌવના, અત્યાર સુધી કામરૂપદેશવાસિની સુંદરીઓના સંબંધમાં જે અનેક અદ્‌ભુત્ પ્રવાદો મારા સાંભળવામાં આવ્યા છે તેમનું સત્ય તથા તાત્ત્વિક રહસ્ય આજે તમારા શ્રીમુખથી મારા જાણવામાં આવી ગયું છે અને તે સાથે તમારી તત્ત્વગ્રાહિકા બુદ્ધિનો પણ મને સંપૂર્ણ પરિચય થઈ શકયો છે. તમારી બુદ્ધિની

તીવ્રતા તથા તત્ત્વગ્રાહકતા આવી અને આટલી અપૂર્વ હશે એની અત્યાર સુધી મારા મસ્તિષ્કમાં કલ્પનામાત્ર પણ ઉદ્ભવી ન હોતી. ચિરયૌવના, તમો એક અપૂર્વ વિદુષી વનિતા તથા સ્ત્રીજાતિમાં એક અમૂલ્ય રત્ન સમાન હોવાથી હું તમારું ગૌરવ કરું છું અને અંતઃકરણપૂર્વક તમને ધન્યવાદ આપું છું." નારાયણે શુદ્ધ હૃદયથી ચિરયૌવનાની તીવ્ર બુદ્ધિની પ્રશંસા કરીને તેને ઉચિત ધન્યવાદ આપવાની ઉદારતા પણ દર્શાવી દીધી.

"હું પણ કામરૂપદેશની કામિની હોવાથી મારી બુદ્ધિ પ્રખર ન હોય અને તેમાં અપૂર્વ તત્ત્વગ્રાહિકા શક્તિનો સમાવેશ ન થયેલો હોય એ કદાપિ સંભવનીય હોઈ શકે ખરું કે?" ચિરયૌવનાએ વિનોદના આશયથી જાણી જોઈને આ આત્મશ્લાઘાદર્શક શબ્દો ઉચ્ચાર્યા.

"અસ્તુ: મને થોડુંક શીતલ જલ આપશો? કારણ કે, અદ્યાપિ મારા શરીરમાં શક્તિનો થવો જોઈએ તેટલો આવિર્ભાવ ન થયેલો હોવાથી આટલા અલ્પ સંભાષણના પરિશ્રમથી પણ કંઠ શુષ્ક થવા માંડ્યો છે અને તેથી જલપાનની આવશ્યકતા અનિવાર્ય થઈ પડી છે." નારાયણે જલની યાચના કરીને પોતાની અસ્વસ્થતાનો પણ પરિચય કરાવ્યો.

ચિરયૌવનાએ નારાયણને તેના માટે ભિન્ન રખાયલા પાત્રમાં કૂજામાંથી શીતલ જલ ભરી આપ્યું અને તે જલપાનથી શાંત થયો એટલે તેને સંબોધીને કહેવા માંડ્યું કે: "જો આપને પોતાની પ્રકૃતિ અસ્વસ્થ જણાતી હોય અને નિદ્રાધીન થવાની ઇચ્છા થતી હોય, તો આનંદથી નિદ્રાધીન થઈ જાઓ; કારણ કે, મધ્યરાત્રિનો સમય થવા આવ્યો છે એટલે નેત્રો નિદ્રાથી ઘેરાય એ

સર્વથા સ્વાભાવિક છે. મારી જીવનકથાનો વિશેષાંશ હું આપને આવતી કાલે સંભળાવીશ. જો આપની અનુમતિ હોય, તો હું આપનાં ચરણ ચાંપુ એટલે બહુ જ શીઘ્ર નિદ્રા આવી જશે અને તે નિદ્રા આપની સમસ્ત શારીરિક ક્લાન્તિને હરી લેશે. પછી તો જેવો આપનો વિચાર."

"નહિ, અદ્યાપિ મારાં નેત્રો નિદ્રાથી ઘેરાતાં નથી અને તેથી જો તમારાં નેત્રો નિદ્રાથી ઘેરાતાં ન હોય, તો અત્યારે જ મારો નિદ્રાધીન થવાનો વિચાર નથી. વળી તમો ચરણ ચાંપવાનું કહો છો એ તમારા હૃદયમાં મારા માટે વસી રહેલી અપૂર્વ અનુકંપાનું જો કે એક પ્રત્યક્ષ પ્રમાણ છે અને તમારી એ અનુકંપા-માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું; તથાપિ બે પ્રબલ કારણોથી હું તમારી એ અનુકંપાને સ્વીકારી શકતો નથી એની મને તમો ક્ષમા આપશો એવી આશા છે. તમારી આ અનુકંપાને ન સ્વીકારવાનું પ્રથમ કારણ એ છે કે સંન્યાસીઓ-માટે જ્યાં સ્ત્રીઓનો સહવાસ પણ વર્જ્ય માનવામાં આવ્યો છે ત્યાં એકાંતવાસમાં એક સંન્યાસી પોતાના શરીરને એક રૂપસુન્દરી નવયૌવના નારીના કોમળ કરનો સ્પર્શ થવા દે, તો પછી તેનો સંન્યાસધર્મ રહ્યો જ કયાં વારુ? અર્થાત્ એક સંન્યાસી તરીકે તમારી આ સેવાનો મારાથી સ્વીકાર કરી શકાય તેમ નથી; અને બીજું કારણ એ છે કે, ચરણ કિંવા સમસ્ત શરીર ચંપાવવાની ટેવ એક એવી તો નઠારી ટેવ છે કે જેને એ ટેવ પડી જાય છે તેને, જેવી રીતે અફીણના બંધાણીને સમય થતાં અફીણ ખાધા વિના ચાલી શકતું નથી અને જો કોઇ વાર અફીણ ન મળે, તો તે બિચારો ટાંટિયા ઘસવાની અણીપર આવી લાગે છે તેવી જ

રીતે દિવસમાં એક અથવા બે વાર ચરણ અથવા શરીર ચંપાવ્યા વિના ચેન પડતું નથી અને જો કોઇ વાર ચરણ અથવા શરીર ચાંપનાર ન મળે, તો તેનું શરીર તૂટવા માંડે છે અને તેની નિદ્રાનો પણ લોપ થઇ જાય છે. સારાંશ કે, એ ટેવ એક બંધન સમાન હોવાથી ગૃહસ્થોને પણ દુઃખદાયક થઈ પડે છે, તો પછી '**करतल-भिक्षा तरुतलवासः**' સંન્યાસીને એ ટેવ રાખવાથી સુખ થાય એ કદાપિ સંભવનીય હોઇ શકે ખરું કે? આ સર્વ સંસારનાં બંધનો છે અને એવાં સર્વ બંધનોને તોડી નાખવાં એ સંન્યાસીનો ધર્મ છે એટલે એ નવીન બંધનને સ્વીકારીને મારા ધર્મથી ભ્રષ્ટ થવાની મારી ઇચ્છા નથી. અત્યારે તમારી અત્યારસુધીની જીવનકથાને સાંભળવાની જ મારી ઇચ્છા છે એટલે જો મારી એ ઇચ્છાને તમો પૂર્ણ કરશો તો તે જ મારી પ્રસન્નતાનું પર્યાપ્ત કારણ થઇ પડશે." નારાયણે ચિરયૌવનાના ચરણ ચાંપવાના પ્રસ્તાવનો સકારણ અસ્વીકાર કરીને તેના જીવનવૃત્તાન્તને જાણવાની આકાંક્ષા દર્શાવી.

"અત્યારે આપની પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ હોવાથી આપની સેવામાં તન, મન તથા ધન એ સર્વ વસ્તુઓને સમર્પી દેવી એ મારો પરમધર્મ હોવાથી મેં મારા ધર્મનું પાલન કરી બતાવ્યું છે એટલે એમાં મારો પણ દોષ નથી અને આપ પોતાના સંન્યાસધર્મ અનુસાર મારી શારીરિક સેવાને સ્વીકારી શકતા નથી એટલે આપે પણ મારી એ સેવાને ન સ્વીકારીને પોતાના ધર્મનું યથાર્થ પાલન કરી બતાવેલું છે એટલામાટે હવે આ વિષયનો આટલેથી જ અંત લાવીને હું આપને મારી જીવનકથા સંભળાવવાના કાર્યમાં આપની ઇચ્છા અનુસાર પુનઃ પ્રવૃત્ત થાઉં છું; કારણ કે, વચ્ચે

કામરૂપવાસિની કામિનીઓ વિષયક પ્રશ્નોત્તરોમાં આપણો બહુ સમય વીતી જવાથી મારી જીવનકથાનો આવશ્યકીય વિષય તો અદ્યાપિ મંગળાચરણની સીમામાં જ અટવાયા કરે છે." ચિરયૌવનાએ આ ઉદ્ગારોથી ઉભયના ધર્મપાલન તથા નિર્દોષત્વને સિદ્ધ કરીને પોતાની જીવનકથાના અનુસંધાનમાં અગ્રેસર થઇ કહેવા માંડ્યું કેઃ "મારાં માતાપિતાને પરમાત્માની કૃપાથી ધન્ય, ધાન્ય, ગૃહ, ભૂમિ, સંતાન તથા પ્રતિષ્ઠા આદિ સર્વ વસ્તુઓ પ્રાપ્ત થયેલી હોવાથી તેમ જ મારા પિતાજી એક મહાપંડિત તથા મારાં માતુશ્રી એક વિદુષી વનિતા હોવાથી સંસારમાં તેઓ પોતાને પરમસુખી માનતાં હતાં અને તેમની એ માન્યતા સર્વથા યથાર્થ જ હતી એ તો હું આપને દર્શાવી ચૂકી છું, અર્થાત્ મારા પિતાશ્રી તથા મારાં માતુશ્રીએ મારી જ્યેષ્ઠ ભગિની મનોજાને તેમ જ મને પોતાને અમારી બાલ્યાવસ્થાથી જ સંસ્કૃત ભાષા તથા શાસ્ત્ર આદિનું શિક્ષણ આપવાના કાર્યનો આરંભ કરી દીધેલો હોવાથી અને અમો ઉભય સહોદરાની બુદ્ધિ તેલા કિંવા તીવ્રતમ હોવાથી મારી જ્યેષ્ઠ ભગિનીની અવસ્થા સત્તર વર્ષની અને મારી અવસ્થા પંદર વર્ષની થઇ તે વેળાયે તો અમો ઉભય ભગિનીઓની વિદુષી વનિતાઓમાં ગણના થવા લાગી અને અમારી જાતિના અનેક રૂપસુંદર તથા વિદ્વાન્ બ્રાહ્મણકુમારો અમો ઉભય સહોદરા સાથે શરીરસંબંધ કરવામાટે આતુર થયેલા અને અમારા હસ્તની યાચના કરતા અમારા જોવામાં આવ્યા; કારણ કે, તે સમય પર્યન્ત મારી જ્યેષ્ઠ સહોદરા તથા હું પોતે કૌમારમાં જ વિહરતી હતી અને તેનું કારણ એ હતું કે મારી જ્યેષ્ઠ ભગિની મનોજાનો તેની આઠ વર્ષની અવસ્થામાં અમારી જાતિના જે એક ષોડ્શવર્ષીય

રૂપસુંદર તથા બુદ્ધિમાન્ યુવક સાથે વાગ્દાનવિધિ કરવામાં આવ્યો હતો તે યુવક કોઇ એક ગૃહક્લેશના કારણથી મારી ભગિનીનું પાણિગ્રહણ કર્યા પૂર્વે જ ક્યાંક ચાલ્યો ગયો હતો અને તે મારી ભગિનીની અવસ્થા સત્તર વર્ષની થઇ ત્યાં સુધી આવ્યો જ ન હોતો તેમ જ તે ક્યાં હતો અથવા જીવતો હતો કે મરી ગયો હતો એના કશા સમાચાર પણ કોઇને મળ્યા ન હોતા. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં મારી જ્યેષ્ઠ ભગિનીએ તે યુવક સાથે જ પરણવાનો અને જો તેનો પત્તો ન જ મળે, તો એક કુમારિકા કિંવા બ્રહ્મચારિણી તરીકે જ પોતાના જીવનને વીતાડી દેવાનો હઠ પકડેલો હોવાથી અને જ્યેષ્ઠ ભગિની કુમારિકા હોવા છતાં કનિષ્ટ ભગિનીના લગ્નમંડપને આરોપવાનું મારાં માતાપિતાને યોગ્ય લાગતું ન હોવાથી મારી પંદર વર્ષની અવસ્થા થતાં સુધી મારો પોતાનો તો વાગ્દાનવિધિ પણ થયો ન હોતો; તો પછી મારા લગ્નનો તો સંભવ જ ક્યાંથી હોય વારૂ ? અમો ઉભય ભગિનીઓનો અમારી અવિવાહિતા અવસ્થામાં જ કન્યાકાળ વહી ગયેલો હોવાથી અને અમોને સ્ત્રીધર્મની પ્રાપ્તિ થયેલી હોવાથી જો કે સમાજમાં મારાં માતાપિતાની કાંઇક ગુપ્ત નિન્દા થવા લાગી હતી અને અમો ભગિનીદ્વયને પણ સમાજ કાંઇક ધૃણાની દૃષ્ટિથી જોવા લાગ્યો હતો; પરંતુ મારા પિતાશ્રી એક રાજપુરોહિત, અમારી જાતિના એક પ્રધાન અગ્રેસર, એક પ્રચંડ પંડિત તથા એક સાધનસંપન્ન પુરુષ હોવાથી કોઇથી પણ તેમના પ્રતિ પોતાનો વિરોધ સ્પષ્ટ સ્વરૂપમાં દર્શાવી શકાતો ન હોતો તેમ જ અમો ઉભય સહોદરાનાં ચારિત્ર્ય નિષ્કલંક હોવાથી અમારી પણ કોઇથી વધારે પડતી નિન્દા નહોતી કરી શકાતી. અંતે જો એક વર્ષમાં મનોજના અદૃશ્ય થયેલા પાવનો પત્તો ન મળે, તો પછી

નિરુપાયવશાત્ મને પરણાવી દેવાનો મારાં માતાપિતાએ મળીને ગુપ્ત નિશ્ચય કરી લીધો; પરંતુ તેમનો એ નિશ્ચય વ્યવહારમાં યોજાવાનો પ્રસંગ આવે, તે પૂર્વે તો એક એવી વિલક્ષણ તથા અકલ્પનીય ઘટના ઘટી ગઇ કે તેના યોગે મારાં માતાપિતા, મારી ભગિની, મારા સહોદર, મારા ગૃહ તથા મારા દેશથી પણ મારો વિયોગ થઇ ગયો અને તેના પરિણામે મારાં માતાપિતાનો મને પરણાવવાનો તેમ જ મારો પોતાનો પરણવાનો અભિલાષ અમારાં હૃદયોમાં જ્યાંનો ત્યાં જ રહી ગયો: તે ઘટના એ હતી કે આશ્વિન માસના આરંભમાં ગોહટ્ટી નગરવાસિની કામાખ્યા કિંવા કામાક્ષીદેવીના મન્દિરમાં નવરાત્રિમહોત્સવના પ્રસંગે જે બલિદાન આદિ દેવીને ચઢાવવામાં આવે છે તે પ્રસંગ નિકટમાં આવેલો હોવાથી મારા પિતાજીની એ પ્રસંગે દેવીના દર્શનથી કૃતાર્થ થવાની ઇચ્છા થતાં તેમણે સપરિવાર ત્યાં જવામાટેની તૈયારી કરી અને અમો સર્વે આશ્વિન માસની શુક્લ ચતુર્થીને દિવસે ત્યાં જઇ પહોંચ્યાં. કામાખ્યા દેવીના મન્દિરથી અલ્પ અંતરપર આવેલા કામરૂપ નામક ગ્રામમાં એક વૈષ્ણવ ગુરુનો વિશાળ મઠ હોવાથી તેમ જ ચાર પાંચ ધર્મશાળાઓ પણ હોવાથી ત્યાં યાત્રાળુઓ પોતાના નિવાસની યથેચ્છ વ્યવસ્થા કરી શકે છે એટલે અમો પણ કામરૂપ ગ્રામની એક ધર્મશાળામાં ઊતર્યાં હતાં અને ત્યાં અમને જૂદા બે ઓરડા મળેલા હોવાથી અગવડ જેવું કાંઇ હતું જ નહિ. આશ્વિન માસના એ નવરાત્રિમહોત્સવ કિંવા દુર્ગાપુજાના પ્રસંગે કામાખ્યા દેવીના દર્શનમાટે દૂર દૂરના દેશોમાંથી ઓછામાં ઓછાં એક લાખ તથા વધારેમાં વધારે બે લાખ સ્ત્રીપુરુષ દેવીભક્તો ત્યાં આવતાં હોવાથી અને તેઓ સમસ્ત આશ્વિન માસ ત્યાં જ વીતાડતાં

હોવાથી ગોહટ્ટી નગર તથા કામરૂપ ગ્રામમાં તેમનો સમાવેશ થવો અશક્ય હોવાથી નગર તથા ગ્રામના બાહ્ય જનશૂન્ય ભાગોમાં હજારો ઝૂપડાં ઊભાં કરી દેવામાં આવે છે તથા સહસ્રાવધિ તંબૂઓ પણ મનુષ્યોના નિવાસમાટે ઠોકાઇ જાય છે અને તેથી જનશૂન્ય અરણ્ય એક માસને માટે ગગનભેદક કોલાહલમય લોકારણ્યના સ્વરૂપને ધારણ કરી લે છે. કેટલાંક દીન મનુષ્યો તો નદી તથા સરોવરોના તીરપ્રાંતોમાં વિસ્તરેલાં વિશાળ વૃક્ષોતળે જ પડયાં રહે છે અને આનન્દ મનાવ્યા.કરે છે. એ પ્રસંગે યાત્રાળુઓની ત્યાં આટલી મોટી સંખ્યા એકત્ર થતી હોવાથી ભિન્ન ભિન્ન દેશના વ્યાપારીઓ તથા સૌદાગરો પણ પોતાની નાનાવિધ વસ્તુઓ વેચવા-માટે ત્યાં આવી લાગે છે અને તેથી નવરાત્રિમહોત્સવ સાથે ગોહટ્ટીમાં લક્ષાવધિ રૂપિયાનો વ્યાપાર પણ ચાલતો હોય છે. મારી તો એવી જ માન્યતા છે કે કામરૂપદેશ ભારતવર્ષની પૂર્વ સીમાપર આવેલો હોવાથી અને ત્યાંની રાજધાની વ્યાપારના કેન્દ્રરૂપ હોવાથી તે રાજધાનીને ગોહટ્ટી નામ આપવામાં આવેલું હોવું જોઇએ; કારણ કે, સમસ્ત પૃથ્વીનો બજાર અથવા મેળો એટલોજ ગોહટ્ટી શબ્દનો અર્થ થાય છે અને તે અર્થ એ સમયમાં સંપૂર્ણ સાર્થક થયેલો દેખાય છે, એમાં અતિશયોક્તિનો અંશમાત્ર પણ નથી..."

"સંસ્કૃત ભાષામાં 'गो' શબ્દના 'પૃથ્વી' ઉપરાંત જે કેટ-લાક અન્ય અર્થો થાય છે તે અર્થોમાં આકાશ, તારા, ધેનુ, પ્રકાશ-રશ્મિ, ઇન્દ્રાયુધ અર્થાત્ વજ્ર, હીરક, બાણ, સ્વર્ગ, બળદ, સૂર્ય તથા ઇન્દ્રિય આદિ અર્થોનો પણ સમાવેશ થાય છે એ તો તમો વિદુષી હોવાથી જાણતાં જ હશો એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. તમારા વાણીપ્રવાહને વચ્ચે જ અટકાવીને 'गो'

શબ્દના અનેક અર્થોની ચર્ચાને ઉપસ્થિત કરવાનું કારણ એ છે કે તમારા સમસ્તદેશવાચક 'કામરૂપ*' શબ્દ, જે નગરમાં તમારો જન્મ થયો છે તે નગરના 'કુચવિહાર' નામ તથા ગોહટ્ટી નગર પાસેના કામરૂપ નામક ગ્રામ આદિ નામોનો વિચાર કરતાં અને તમારા પોતાના કથન અનુસાર તમારા દેશમાં વ્યાપેલા વામમાર્ગના ભયાનક અધિકારના વિચારને હૃદયમાં સ્થાન આપતાં તો એમ જ જણાય છે કે 'ગોહટ્ટી' નામ પૃથ્વીના બજાર અથવા મેળાના અર્થને દર્શાવનારૂં નહિ, કિન્તુ ઇન્દ્રિયોના બજાર અથવા સંમેલનના અર્થને જ દર્શાવનારૂં હોવું જોઇએ; કારણ કે, ભારતવર્ષના અન્ય દેશો કરતાં કામરૂપ દેશમાં સ્ત્રીપુરુષોના પરસ્પર અશ્લીલ વ્યવહારની માત્રા બહુજ વિશેષ છે એ તો એક વિશ્વવિખ્યાત વાર્તા છે અને તેથી 'ગોહટ્ટી' શબ્દનો આ અર્થ અધિક સંભવનીય જણાય એ નૈસર્ગિક છે." નારાયણે 'ગોહટ્ટી' શબ્દના અર્થમાં અશ્લીલતાનો જે અંશ રહેલો હતો તેને પ્રકાશિત કરી બતાવ્યો.

---

* જેવી રીતે કામરૂપ શબ્દનો, તે દેશ અસંખ્ય સરિતાઓ, સરોવરો, પર્વતો તથા ધન ધાન્ય આદિવડે સમૃદ્ધ હોવાથી, પોતાની કામના અનુસાર રૂપને ધારણ કરનાર એવો એક અર્થ થઇ શકે છે તેવીજ રીતે એ શબ્દનો કામદેવનું સ્વરૂપ કિંવા કામદેવની પ્રતિમા એવો અન્ય અર્થ પણ સિદ્ધ થઈ શકે છે અને સંન્યાસી નારાયણે એ દ્વિતીય અર્થને જ તુલનાત્મક દૃષ્ટિથી મહત્ત્વ આપેલું છે; કારણ કે, સંસ્કૃત ભાષાના શબ્દકોષમાં કુચ તથા કૂચ એ બે શબ્દોનો 'સ્તન' વિના અન્ય કોઇ અર્થ અપાયલોજ નથી અને તેથી 'કુચવિહાર' કિંવા 'કૂચવિહાર' નામનો જે સ્પષ્ટ અર્થ છે તે વિના અન્ય અર્થ થઇ શકતોજ નથી. નગરો તથા ગ્રામોનાં આવાં નામો ભારતવર્ષના અન્ય દેશોમાં ભાગ્યે જ જોવામાં આવી શકે છે અને તેથી કામરૂપ નામનો પણ એ દ્વિતીય અર્થ જ અધિકતર સંભવનીય છે.

"મારા મનમાં જે વાર્તા વસી રહી હતી અને થોડીવાર પછી હું જે વાર્તા વર્ણવવાની હતી તે જ આપે દર્શાવી દીધી છે અને મનોમનસાક્ષિત્વના તત્ત્વને અજ્ઞેય ભાવથી સિદ્ધ કરી બતાવ્યું છે; કારણ કે, કામાખ્યા દેવીના નિવાસસ્થાનમાં મને જે કટુ અનુભવ પ્રાપ્ત થયો છે તેના યોગે મારી પોતાની પણ એ જ માન્યતા થયેલી છે કે ગોહટ્ટી બાહ્યતઃ જેવી રીતે પૃથ્વીના બજાર અથવા મેળાના અર્થને વ્યક્ત કરી બતાવે છે તેવીજ રીતે તેના આભ્યંતર વાસ્તવિક સ્વરૂપને જોતાં ગોહટ્ટી નામ આપ કહો છો તે જ અર્થને સિદ્ધ કરી બતાવે છે એટલે કે ગોહટ્ટીને જો આપણે ઇન્દ્રિયલાલસાતૃપ્તિની એક વિશાળ તથા ભયાનક પણ્યવીથિકાના નામથી ઓળખીએ, તો તે સર્વથા યથાર્થ જ છે; કારણ કે, જે પાપોના શ્રવણમાત્રથી જ સદાચારી તથા ધર્મભીરુ સ્ત્રીપુરુષોનાં આત્મા તથા અંતઃકરણો કંપાયમાન થઇ જાય છે તે પ્રચંડ પાપો ત્યાં અષ્ટૌપ્રહર સાધારણ કૃત્ય પ્રમાણે અને કોઇ પણ પ્રકારના સંકોચ વિના તથા આનંદ પૂર્વક આચરવામાં આવે છે." ચિરયૌવનાએ ગોહટ્ટીના જે અર્થને સંન્યાસી નારાયણે મહત્ત્વ આપ્યું હતું તે જ અર્થને સંમતિ પૂર્વક મહત્ત્વ આપ્યું.

"તમને ત્યાં એવો તે શો કટુ અનુભવ પ્રાપ્ત થયો હતો વારુ ?" નારાયણે અધીરતાયુક્ત જિજ્ઞાસા દર્શાવી.

"આજે રાત્રિ બહુ વીતી ગઈ છે; કારણ કે, રાત્રિના તૃતીય પ્રહરનો અંત થવા આવ્યો છે અને આપની પ્રકૃતિ અસ્વસ્થ છે એટલે વિશેષ જાગરણથી આવતી કાલે કદાચિત્ આપની પ્રકૃતિ વિશેષ અસ્વસ્થ ન થઇ જાય એટલામાટે આપ પણ નિદ્રાધીન થઇ જાઓ અને મને પણ નિદ્રાધીન થવાની આજ્ઞા આપો. મારી જીવન-

કથાનો હવે પછીનો ભાગ હું આવતી કાલે રાત્રિના સમયમાં આપને કહી સંભળાવીશ અને આપની જિજ્ઞાસાને તૃપ્ત કરીશ." ચિરયૌવનાએ વૃત્તાન્તનિરૂપણના વિષયને તત્કાળ મુલ્તવી રાખવામાટેની નારાયણ પાસેથી વિનય પૂર્વક આજ્ઞા માગી.

"વારુ, ત્યારે જેવી તમારી ઇચ્છા." નારાયણે અનુમતિ દર્શાવી. આવી રીતે તેમના સંભાષણની સમાપ્તિ થતાં તેઓ ઉભય પોતપોતાની શય્યામાં નિદ્રાધીન થયાં અને શાંત નિદ્રાનો ઉપભોગ કરવા લાગ્યાં.



## પ્રકરણ ૧૬ મું

## એક નવીન ધર્મસંકટ

દ્વિતીય દિવસ વીતી ગયો; સંધ્યાકાળ આવ્યો અને ગયો; ત્યારપછી અનુક્રમે વિભાવરીનું વિશ્વમાં આગમન થયું અને નિશાનો પણ એક પ્રહરથી કાંઇક અધિક સમય વ્યતીત થયો. સંન્યાસી નારાયણ તથા ચિરયૌવના અલ્પ સમયપૂર્વે જ રાત્રિભોજનના કાર્યથી નિવૃત્ત થઇને અગાસીમાં આવીને બેઠાં હતાં અને ચિરયૌવના પોતાની જીવનકથાના અનુસંધાનમાં અગ્રગામિની થવાનો વિચાર કરી રહી હતી એટલામાં ધર્મશાળાના રક્ષકે આવીને ઓરડાનો દરવાજો ખખડાવ્યો અને ચિરયૌવનાએ દ્વાર ઉઘાડયું એટલે તે સંન્યાસી નારાયણ સમક્ષ આવીને વિનયપૂર્વક કહેવા લાગ્યો કેઃ—

"પૂજ્ય સ્વામીજી, ગઇ કાલે અદાલતમાં આપનો જે મુકદ્દમો ચાલ્યો હતો તેના યોગે આગ્રામાં ગ્રંથિક જ્વર જેવા મહાવિઘાતક

જ્વરના મુખમાંથી કિંવા સાક્ષાત્ મૃત્યુના મુખમાંથી આપે સહસ્રાવધિ રોગગ્રસ્ત મનુષ્યોનો ઉદ્ધાર કર્યો હતો તેમ જ શહનશાહ સલામતના રોગનું પણ આપે જ પોતાના મહાચમત્કારિક ઔષધના બળથી નિવારણ કર્યું હતું એ વાતો પ્રયાગની પ્રજાના જાણવામાં આવી ગઇ છે અને તેથી અત્યારે એક દુઃખિની વૃદ્ધા સ્ત્રી આપની સહાયતા મેળવવામાટે નીચે ધર્મશાળાના દ્વારમાં આવી લાગી છે. જો આપની આજ્ઞા હોય, તો તેને અહીં બોલાવું અને નહિ તો પછી આવતી કાલે આવવાનું જણાવું. અત્યારે રાત્રિનો દ્વિતીય પ્રહર ચાલતો હોવાથી મેં તો તેને આવતી કાલે આવવાનું બહુ વાર કહ્યું, પણ તે તો રડયા જ કરે છે અને અત્યારે જ આપને મળવાનો હઠ પકડી બેઠી છે એટલે મારે નિરુપાય થઇને જ અત્યારે આપની શાંતિનો ભંગ કરવો પડયો છે અને મારી આ ધૃષ્ટતાની હું આપ પાસેથી ક્ષમા માગુ છું."

"એક વૃદ્ધા સ્ત્રી રડતી રડતી મધ્યરાત્રિના સમયમાં અહીં આવી લાગી છે તો તેના આગમનનું એવું જ કોઇ ભયંકર કારણ હોવું જોઇએ એવી સામાન્યતઃ કલ્પના કરી શકાય છે. પોતાની શક્તિ અનુસાર દુઃખી મનુષ્યોનાં દુઃખોનું નિવારણ કરવું એ સંન્યાસીનો પરમધર્મ હોવાથી તે વૃદ્ધા સ્ત્રીને આ ક્ષણે જ અહીં બોલાવો; કારણ કે, તેને મારાથી જે આપી શકાય તે સર્વ સહાયતા આપવાને હું તત્પર છું. મારી સહાયતાને મેળવવાની આશાથી આવેલી એ બિચારી આશાભરી વૃદ્ધા નારીને નિરાશ કરીને પાછી કાઢવી એ તો ઉચિત ન જ કહેવાય." સંન્યાસી નારાયણે તે વૃદ્ધાને તત્કાળ ત્યાં લાવવાની અનુમતિ આપીને પોતાની ઉદારતા તથા પરોપકારિતાનો પૂર્ણ પરિચય કરાવી દીધો.

"ધન્ય છે આપની ઉદારતાને. હું હમણાં જ તે વૃદ્ધાને અહીં લઇ આવું છું." આ પ્રમાણેના શબ્દો ઉચ્ચારીને ધર્મશાળાનો રક્ષક ત્યાંથી પાછો નીચે જવામાટે ચાલતો થયો અને અલ્પ સમયમાં જ તે વૃદ્ધા સ્ત્રીને લઇને ત્યાં આવી લાગ્યો.

તેની સાથે આવેલી તે વૃદ્ધા સ્ત્રી તેનાં વસ્ત્રો આદિને જોતાં મહાદરિદ્ર હોય એમ જણાતું હતું; કારણ કે, તેણે પોતાનાં વસ્ત્રોમાં અઢાર ઠેકાણે થીગડાં મારેલાં હોવા છતાં પણ ત્રણ કે ચાર મોટાં મોટાં કાંકાં બાકી રહી ગયાં હતાં; તેના માથામાં એક પણ કાળો વાળ જોવામાં આવતો ન હોતો, તેના મુખમંડળમાં કરચોળિયો પડી ગઇ હતી, તેના સર્વ દાંત તેના મુખના આભ્યંતર ભાગને ત્યાગીને પલાયન કરી ગયેલા હોવાથી હોઠ હેઠા બેસી ગયા હતા તથા ગાલોમાં પણ ઊંડા ખાડા પડી ગયા હતા; તેની સમસ્ત શરીરયષ્ટિકા પણ બહુ જ કૃશ હતી અને તેનાથી લાકડીના આધાર વિના ચાલી શકાતું ન હોવાથી વાંસની એક લાકડીને તેણે પોતાના ધ્રૂજતા હાથમાં ધારણ કરેલી હતી. તેની આ સમસ્ત પરિસ્થિતિને જોતાં તેની અવસ્થા લગભગ સિત્તેર કિંવા પોણો સો વર્ષની હોવી જોઇએ એવું સ્થૂલ અનુમાન કરી શકાતું હતું. નિઃસરણીપર ચઢવાથી તે વૃદ્ધા સ્ત્રીને બહુ જ શ્વાસ ચઢી આવ્યો અને તેથી ત્યાં બેસી જવા છતાં કેટલીક વાર સુધી તો તેનાથી કાંઇપણ બોલી શકાયું નહિ. જ્યારે તેનો શ્વાસ કાંઇક હેઠો બેઠો અને તે કાંઇક સ્વસ્થ થયેલી દેખાઇ એટલે નારાયણે તેને શાંત ભાવથી પૂછ્યું કેઃ—

"માતાજી, અત્યારે મધ્યરાત્રિના સમયમાં આવા શરીરે આપને અહીં આવવાનો શા કારણથી પરિશ્રમ લેવો પડ્યો છે વારુ ?"

એના ઉત્તરમાં તે વૃદ્ધા નારી પોતાનાં અશ્રુને લૂછીને મંદ સ્વર

તથા અસ્પષ્ટ ઉચ્ચારથી કહેવા લાગી કે: " મહારાજ મારાં દુઃખોનો પાર નથી. મને પરમેશ્વરે આવાં દુઃખોને ભોગવવામાટે અને ભયંકર પ્રસંગોને જોવામાટે શાને જીવતી રાખી હશે તે મારાથી સમજી શકાતું નથી. હવે તો પરમેશ્વર મને અભાગણીને ઝટ પોતા પાસે બોલાવી લે અને મને આ દુઃખોથી છોડાવી દે એવી જ ઇચ્છા મારા હૃદયમાં અષ્ટૌપ્રહર રહ્યા કરે છે. જેમના જીવનની આ સંસારમાં આવશ્યકતા છે તેઓ અકાળ મૃત્યુને વશ થઇ જાય છે અને મારા જેવી કરમફૂટીને યમરાજ પણ નથી સંઘરતો એ આશ્ચર્યકારિણી ઘટના નથી કે શું? મારે આ ઉદ્‌ગારો અત્યારે એટલામાટે કાઢવા પડે છે કે મારા જવાન જોધ સાત સાત દીકરા મરી ગયા, તેમની વહૂઓ પણ સંસારને સદાને માટે ત્યાગી ગઇ અને તેમનાં સર્વ સંતાનો પણ મારા દેખતાં કાળને વશ થઇ ગયાં; મારા સહૂથી નાના દીકરાની એક દીકરી વળી ભગવાનની દયાથી જીવતી રહી હતી અને તેને મેં પરણાવી દીધી હતી; પણ આજે પાંચ દિવસથી તે પણ મરૂં મરૂં કરી રહી છે અને તેથી જ આપની નામના સાંભળીને મારે આપની પાસે અત્યારે આવવું પડયું છે; કારણ કે, આજે સંધ્યાકાળથી તે બોલતી બંધ થઇ ગઇ છે અને બેભાન અવસ્થામાં પડી છે. વૈદ્યો તથા હકીમો ધનના લોભી હોવાથી અને મારા ઘરમાં બે વાર ખાવા જેટલું ધાન્ય પણ ન હોવાથી મારાથી વૈદ્ય કે હકીમને બોલાવી શકાય તેમ નથી. આજે અચાનક મારા સાંભળવામાં આવ્યું કે આપ પરોપકારી સંન્યાસી છો અને જેને દવા આપો છો તેની પાસેથી જો તે ધનાઢ્ય હોય તો પણ પૈસા નથી લેતા; આખા નગરમાં આપે હજારો માણસોની જિન્દગી બચાવી છે અને બાદશાહ પોતે પણ આપની દવાથી જ સાજા થયા છે

એટલે જો આપ મારી પૌત્રીનો ઉપચાર કરશો, તો અવશ્ય મારી પૌત્રીનો રોગ ચાલ્યો જશે એવો મારા મનમાં વિશ્વાસ બંધાવાથી હું આપને અત્યારે મારી ઝૂંપડીમાં લઇ જવામાટે જ આપની પાસે આવી છું. તો હવે ઝટ મારી સાથે ચાલો, મારી દુલારીની તબીયત તપાસી જુઓ અને કોઇ એવું ઓસડ આપો કે જેથી તે બે ચાર દિવસમાં જ સાજી થઇને સાસરે ચાલી જાય અને મારી ચિન્તા ઓછી થાય; કારણ કે, તેને રોટલા ખવડાવવાની પણ મારી શક્તિ નથી."

"તમારી પૌત્રીને શો અને કેવા પ્રકારનો રોગ છે તે તમો જાણો છો ખરાં કે?" નારાયણે ગંભીરતાથી પૂછ્યું.

"મારી દુલારી ગર્ભવતી છે, કોણ જાણે સાતમો કે આઠમો મહિનો જાય છે, આજે પાંચ દિવસથી તે પેટમાં દુઃખ હોવાની ફરિયાદ કર્યા કરતી હતી અને આજે તો અચાનક અવાક્ તથા સંજ્ઞાશૂન્ય થઇ ગઇ છે એટલે તેને પ્રત્યક્ષ જોયા વિના તેના રોગની આપ કલ્પના કરી શકો તેમ નથી એવી મારી માન્યતા છે અને તેથી જ હું આપને ઝટપટ મારી સાથે ચાલવામાટેનો આગ્રહ કરી રહી છું." તે વૃદ્ધા સ્ત્રીએ ઉત્તર આપ્યું.

"આ રોગ એવા પ્રકારનો છે કે રુગ્ણા સ્ત્રીના શરીરની સંપૂર્ણ પરીક્ષા કરવાની આવશ્યક્તા અનિવાર્ય છે અને એ પરીક્ષા સ્ત્રીથી જ કરી શકાય તેમ છે; માત્ર એટલું જ નહિ, પણ તે પરીક્ષિકા સ્ત્રી પણ શારીર તથા વૈદ્યકશાસ્ત્રનું અમુક સીમા પર્યન્ત જ્ઞાન ધરાવનારી હોવી જોઇએ તો જ તેનાથી આ કાર્ય થઇ શકે તેમ હોવાથી અને તેવી કોઇ પણ સ્ત્રી અત્યારે મળી શકે એવો સંભવ ન હોવાથી અત્યારે તો હું જે ઔષધ આપું છું તે તમો લઇ જાઓ, તે તમારી

પૌત્રીને ખવડાવો અને ઉપરથી થોડુંક ગરમ દૂધ પીવડાવો એટલે તે બોલતી ચાલતી થઈ જશે. બીજો ઉપચાર હું આવતી કાલે કરીશ." નારાયણે કહ્યું.

"નહિ; આપ આ ન આવવાનું અસત્ય નિમિત્ત દર્શાવો છો; કારણ કે, આપની સાથે એક સ્ત્રી પણ છે, તે યુવતી છે, બુદ્ધિમતી છે અને મહાપ્રભાવશાલિની છે એ વાર્તા પણ મારા સાંભળવામાં આવી ચૂકી છે એટલે જો મારી પૌત્રીના શારીરિક પરીક્ષામાટે સ્ત્રીની આવશ્યકતા અનિવાર્ય હોય, તો તે આપની સહચરીને જે સૂચના આપવાની હોય તે સૂચના આપીને સાથે લઈ લ્યો કે જેથી અત્યારે જ મારી પૌત્રીના રોગનિવારણનો પ્રબંધ થઈ જાય અને મારા હૃદયને શાંતિનો સ્પર્શ થાય. જો આપ વાસ્તવિક પરોપકારી સંન્યાસી જ હો, તો નિમેષમાત્રનો પણ વિલંબ ન કરતાં આ કંગાલ વૃદ્ધ નારીની વ્હારે ધાઓ અને નહિ તો મેં આપની જે કીર્તિ સાંભળી છે તે અસત્ય છે અને આપ નામધારી સંન્યાસી છો એમ સ્વીકારી લ્યો એટલે હું મારા માર્ગે પડી જાઉં; કારણ કે, મારી પૌત્રીના ભાગ્યમાં વિધાતાએ જો આજની મૃત્યુતિથિ લખેલી હશે, તો તે આવતી કાલની તિથિ તો નથી જ થવાની." વૃદ્ધા નારીએ નારાયણને પોતા સાથે તત્કાળ આવવામાટેનો મહાવિલક્ષણ પ્રકારનો તથા બળાત્કારદર્શક આગ્રહ કરતાં આ વાક્યો ઉચ્ચાર્યાં. એ વેળાયે તેની ઊંડી ઊતરી ગયેલી આંખો બિલાડીની આંખો પ્રમાણે ચમકતી દેખાતી હતી.

"આપનું નિવાસસ્થાન અહીંથી કેટલાક અંતરપર છે વારૂ ?" ચિરયૌવનાએ એક વિશિષ્ટ ઉદ્દેશથી પૂછ્યું.

"જ્યાં ગંગા તથા યમુનાનો સંગમ થએલો છે તે સ્થાનથી

લગભગ અડધા ગાઉના અંતરપર આવેલા એક નિર્જન ક્ષેત્રમાં વર્ષા, વાયુ તથા શીતલતા સાથે ઝૂંઝતી અને પડું પડું થઈ રહેલી મારી ભગ્ન પર્ણકુટી અદ્યાપિ પોતાના અસ્તિત્વને જેમ તેમ ટકાવી રહી છે અને અત્યારે મારી પૌત્રી મારી તે ભગ્ન પર્ણકુટીમાં એકલી એકાટ નિરાધાર અવસ્થામાં પડેલી છે. જો અત્યાર સુધીમાં તેના પ્રાણ શરીરમાંથી પ્રયાણ કરી ગયા હોય, તો પણ પરમાત્મા જાણે!" આ શબ્દોથી નારાયણ તથા ચિરયૌવનાની દયા તથા અનુકંપાને આકર્ષવાનો પ્રયત્ન કરીને વળી તે વૃદ્ધાએ રોદનના વ્યવસાયનો આરંભ કરી દીધો.

" આપની જાતિ કઇ છે અને આપનું નામ શું છે વારુ?" ચિરયૌવનાએ દ્વિતીય પ્રશ્ન પૂછ્યો.

" હું આહીર જાતિની અબળા છું અને મારું નામ માન-ગોપી છે." આવી રીતે પોતાની જાતિ તથા પોતાના નામનો પરિ-ચય કરાવીને તે વૃદ્ધા વનિતાએ કહેવા માંડયું કે: " શ્રીમતી, અત્યારે તમારા બે પ્રશ્નોનાં તો મેં ઉત્તરો આપ્યાં છે; પણ હવે કૃપા કરીને વધારે પ્રશ્ન પૂછશો નહિ; કારણ કે, અત્યારનો પ્રસંગ આવા પ્રકા-રના પ્રશ્નો પૂછવાનો નથી કિન્તુ જેને સહાયતાની આવશ્યકતા છે તેને યથાસમય ઊતાવળથી સહાયતા પહોંચાડવાનો છે. હું ધારું છું કે આ સંન્યાસી મહારાજની જે ભાગ્યશાલિની સહચરી કિંવા સંગિનીની પ્રયાગમાં આજે સર્વત્ર પ્રશંસા સાંભળવામાં આવે છે તે સહચરી આપ પોતે જ છો અને જો મારી આ ધારણા સત્ય હોય, તો હું આપને પણ પૂછું છું કે આપ અત્યારે આ સંન્યાસી મહા-રાજ સાથે મારી પર્ણકુટીમાં આવવાને તૈયાર છો કે નહિ? આપ સ્ત્રી હોવાથી આપનાં ચરણોમાં મારી એ જ નમ્રતાયુક્ત પ્રાર્થના છે કે:–

"બેદસીકે વક્ત હમ્દર્દી દિખાના ચાહિયે;
ઔરતોંકો ઔરતોંકે કામ આના ચાહિયે !"

નારાયણ વિચારમાં પડી જતાં તેના મુખમાંથી અચાનક ઉદ્‌ગાર નીકળી ગયો કે: "મહાવિકટ પ્રસંગ આવીને ઉપસ્થિત થયો છે. અત્યારે જવું કે ન જવું, એનો નિર્ણય કરી શકાતો નથી."

"એ તો આપ જાણો જ છો કે આપણા શિરપર શત્રુઓ ગાજી રહ્યા છે અને અધૂરામાં પુરૂં આપની પોતાની પ્રકૃતિ પણ અદ્યાપિ થવી જોઇએ તેટલી સ્વસ્થ થઇ નથી એટલે આવી પરિસ્થિતિમાં આપણુ બન્ને મધ્યરાત્રિના સમયમાં આ અજ્ઞાત વૃદ્ધા સ્ત્રી સાથે અહીંથી લગભગ એક ગાઉથી પણ વધારે અંતરપર આવેલા જનશૂન્ય સ્થાનમાં પગે ચાલતાં અને એકલાં જઇએ, એ મને પોતાને તો યોગ્ય નથી જ લાગતું; છતાં પણ જો આપનો ત્યાં જવાનો વિચાર હોય, તો આપની સાથે મારે આવવું જ પડશે; કારણ કે, અત્યારે આપને ક્યાંય પણ એકલા જવા દેવા એ તો વળી મને વિશેષ ભયંકર ભાસે છે." ચિરયૌવનાએ નારાયણને સંબોધીને પોતાનો આ અભિપ્રાય સંસ્કૃત ભાષામાં દર્શાવ્યો કે જેથી તેનો પોતાનો એ અભિપ્રાય તત્કાળ તે વૃદ્ધા સ્ત્રી તથા ધર્મશાળાના રક્ષકના જાણવામાં ન આવી શકે.

ચિરયૌવનાનો અભિપ્રાય જેમ વિચારણીય હતો તેમ જ સંસ્કૃત ભાષા બોલવાની તેની છટા પણ એવી તો મનોહારિણી તથા આકર્ષક હતી કે તેના યોગે નારાયણ થોડી વાર તો મુગ્ધ થઇ ગયો અને પોતાના મનમાં એ રમણીની શતમુખથી પ્રશંસા કરવા લાગ્યો. પરંતુ ચિરયૌવનાએ કરેલા સંસ્કૃત ભાષાના વ્યવહારનો તથા નારાયણના એ મૌનનો કોઇ એક બીજો જ અર્થ

માની લઈને તે વૃદ્ધા માનગોપી જ્યાં બેઠી હતી ત્યાંથી ઊઠીને ઊભી થઈ ગઈ અને નિરાશદર્શક ભાવથી કહેવા લાગી કેઃ—

"વારૂ, ત્યારે સંન્યાસી મહારાજ, હું હવે જવાની રજા લઉં છું; કારણ કે, આ બાઈ સાહબ પેલા પંડિતોની અમારાથી ન સમજી શકાય તેવી ભાષામાં બોલવા લાગ્યાં છે અને આપે મૌનને સ્વીકારી લીધું છે એટલે એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આપની અત્યારે મારી સાથે મારી પૌત્રીનો ઉપચાર કરવામાટે આવવાની ઇચ્છા નથી; કારણ કે, મારી પાસેથી આપને કેવળ મારા આશીર્વાદની પ્રાપ્તિ વિના અન્ય કશો પણ લાભ મળવાનો નથી એ આપ સારી રીતે જાણો છો. ખરેખર આ સંસારમાં ગરીબનો બેલી કોઇ પણ નથી. પરોપકારી અને સંસારત્યાગી સંન્યાસીઓ પણ આ કલિયુગમાં જ્યારે આવા દયાહીન તથા લોભી થઈ ગયા છે, તો પછી સંસારી જનો દયાહીન લોભી થાય એ તો સર્વથા સ્વાભાવિક ઘટના જ કહી શકાય. જેવી પરમાત્માની ઇચ્છા. મારી દુલારીના ભાગ્યમાં મરી જવાનો જ લેખ લખાયલો હશે, બીજું શું ? "

"માતાજી, શાંત થાઓ અને થોડી વાર બેસો એટલે અમો તમારી સાથે આવીએ છીએ." વૃદ્ધા માનગોપીની નિરાશાને જોઇને નારાયણનું દયાશીલ હૃદય દ્રવી જતાં તેણે પ્રથમ તેને આ પ્રમાણે આશ્વાસન આપ્યું અને ત્યારપછી ચિરયૌવનાને સંસ્કૃત ભાષામાં જણાવ્યું કેઃ "ચિરયૌવના, સર્વ પ્રકારની ભીતિ તથા કુશંકાઓને ત્યાગી દો અને આપણો વિઘ્નહર્તા તથા સંરક્ષક પરમાત્મા છે એવા વિશ્વાસને હૃદયમાં દૃઢમૂલ કરીને અત્યારે અને આ ક્ષણે જ મારી સાથે આવવાને તૈયાર થાઓ. અહીંનો પ્રદેશ આપણાથી અજ્ઞાત હોવાથી કદાચિત્ ત્યાંથી પાછાં વળતાં આપણે માર્ગ ન ભૂલી જઇએ

એટલામાટે હું આ ધર્મશાળાના રક્ષક મહાશય તથા આપણા શુભે-ચ્છક મિત્રને પણ આપણી સાથે આવવાની પ્રાર્થના કરૂં છું. "

"ભલે, આપની એવી જ ઇચ્છા હોય, તો હું આપની સાથે મૃત્યુના મુખમાં આવવાને પણ તૈયાર છું; કારણ કે, પરમેશ્વરમાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે. તથાપિ પરમેશ્વરે આપણને જે બુદ્ધિ આપી છે તેનો યોગ્ય ઉપયોગ કરવો એ આપણું કર્તવ્ય હોવાથી અત્યારના પ્રસંગનો વિચાર કરીને આપણે આત્મરક્ષાનાં શસ્ત્રાસ્ત્ર આદિ સાધનો તો કોઇના જાણવામાં ન આવે તેવી રીતે આપણી સાથે રાખી લેવાં જોઇએ." ચિરયૌવનાએ સંસ્કૃત ભાષામાં જ આ આશય દર્શાવ્યો.

"તમારી આ બુદ્ધિશાલિતા પ્રશંસાપાત્ર છે." નારાયણે એટલા સંક્ષિપ્ત વાક્યથી આત્મરક્ષાનાં સાધનોને સાથે લેવામાટેની ચિરયૌવનાને અનુમતિ આપી દીધી અને ત્યાર પછી ધર્મશાળાના રક્ષકને કહ્યું કે: "મહાશય, અમો અહીંના માર્ગોથી અજ્ઞ હોવાથી અને ત્યાંથી વળતી વેળાયે આ વૃદ્ધા સ્ત્રીને સાથે લઇ અવાય તેમ ન હોવાથી જો આપ અત્યારે અમારી સાથે ચાલશો, તો આપનો અમારાપર અતિશય ઉપકાર થશે."

"જ્યારે પરોપકારમાટે આપ આટલો પરિશ્રમ વેઠવાને તૈયાર થયા છો, તો હું પણ ધર્મશાળાના એક અનુચરને સાથે લઇને આપની સાથે આવવાને તૈયાર છું." ધર્મશાળાના રક્ષકે નારાયણના પ્રસ્તાવને તત્કાળ સ્વીકારી લીધો.

"ત્યારે આપ આ માતાજીને લઇ જાઓ અને દ્વારમાં તૈયાર થઇને ઊભા રહો એટલે થોડી વારમાં જ અમો નીચે આવી લાગીએ છીએ." નારાયણે તેને તે વૃદ્ધા નારીને લઇને નીચે જવાની આજ્ઞા આપી દીધી.

ધર્મશાળાનો રક્ષક તે આગંતુક વૃદ્ધા નારીને સાથે લઈને નીચે ચાલ્યો ગયો એટલે પછી ચિરયૌવનાએ દાક્ષિણાત્ય સ્ત્રીઓની પદ્ધતિ અનુસાર પોતાની એક દીર્ઘ સાડીને પોતાના શરીરપર પરિધાન કરી લીધી અને એક તમંચો તથા એક કટાર પોતાની કટિના ઉભય પાર્શ્વમાં રાખી લીધાં. નારાયણે પણ એક શસ્ત્રને પોતાના વસ્ત્રના આભ્યંતર ભાગમાં છુપાવીને રાખી લીધું અને ત્યાર પછી પોતાના ઓરડાને તાળું વાસીને તેઓ બન્ને નીચે આવી લાગ્યાં. તેઓ ધર્મશાળાના સિંહદ્વાર પાસે આવ્યાં તે વેળાએ તે વૃદ્ધા નારી, ધર્મશાળાનો રક્ષક તથા ધર્મશાળાનો એક અન્ય બલિષ્ટ અનુચર તેમની પ્રતીક્ષા કરતાં ઉભેલાં તેમના જોવામાં આવ્યાં. એ પાંચ મનુષ્યો-ત્રણ પુરુષ તથા બે સ્ત્રીઓ-નો સમુદાય ત્યાંથી ગંગા-યમુનાના સંગમની દિશામાં પ્રયાણ કરવા લાગ્યો. પ્રથમ તો જે ચોઘડિયામાં તેઓ ધર્મશાળામાંથી બહિર્ગત થયાં હતાં તે ઉદ્વેગ ચોઘડિયું હોવાથી અશુભ ચોઘડિયું હતું, યોગિનીનું ગૃહ પણ તે દિવસ તેઓ જે દિશામાં જતાં હતાં તે દિશામાં જ હતું, ધર્મશાળાથી અલ્પ અંતરપર જતાં એક સર્પ ચાલ્યો જતો તેમના જોવામાં આવ્યો, ત્યાર પછી એક ગાંડો માણસ વિલક્ષણ ચીત્કાર કરતો તેમની પાસેથી દોડતો ચાલ્યો ગયો, નગરની સીમાને ત્યાગતાં જ રાત્રિનો સમય હોવા છતાં આકાશમાં કાકસમુદાય ઉડતો તથા વિલક્ષણ ધ્વનિ કરતો જોવામાં આવ્યો, ક્ષેત્રોમાં શ્વાનો તથા શૃગાલો રોદનધ્વનિ કરવા લાગ્યાં અને એવાં જ અન્ય પણ કેટલાંક અપશકુનો થતાં દેખાયાં. કામરૂપ દેશનાં નિવાસીઓનો આવાં અપશકુનો તથા શુભ શકુનોમાં સંપૂર્ણ વિશ્વાસ હોવાથી અને તેઓ શુભ તથા અશુભ શકુનોનાં શુભાશુભ ફળોને સારી રીતે જાણતાં હોવાથી

ચિરયૌવના પણ શુભાશુભ શકુનોનાં શુભાશુભ ફળોને જાણતી હતી અને તેથી આ સર્વ અપશકુનો થતાં જોઇને તેના મનમાં સ્વાભાવિક જ ભયનો સંચાર થવા લાગ્યો; પરંતુ નારાયણના હૃદયમાં કોઇ પ્રકારનો આઘાત ન થાય એટલામાટે તેણે પોતાના એ ભયને વ્યક્ત ન કર્યો. ચાલતાં ચાલતાં તેઓ જયાં આસપાસ ઘનવૃક્ષરાજી વિસ્તરેલી હતી તેવા એક જનશૂન્ય માર્ગમાં આવી લાગ્યાં. એ સ્થાનમાં આવતાં ચિરયૌવનાની છાતી અચાનક ધડકવા લાગી અને તેના મનમાં નાના પ્રકારની કુશંકાઓનો કોઇ પણ પ્રકારના બાહ્ય કારણ વિના એટલે કે કોઇ અજ્ઞેય કારણથી ઉદ્ભવ થવા લાગ્યો.

એ વૃક્ષરાજી એવી અને એટલી તો નિબિડ તથા ઘન હતી કે દિવસના સમયમાં સૂર્યનાં તીવ્રતમ કિરણોનો પણ એ વૃક્ષરાજીમાં પ્રવેશ થઇ શકતો ન હોતો, તો પછી તેમાં ચન્દ્રનાં કોમલ કિરણોનો પ્રવેશ તો ક્યાંથી અને કેમ કરીને જ થઇ શકે વારુ ! અર્થાત ચન્દ્રનાં કિરણોનો ત્યાં લેશમાત્ર પણ અધિકાર ન હોવાથી ગાઢ અંધકાર વ્યાપેલો હતો અને તેથી અત્યારે એ પાંચ મનુષ્યોનો સમુદાય શ્ચિભેદ્ય અંધકારને ભેદતો પોતાના માર્ગમાં અગ્રેસર થઈ રહ્યો હતો. એ ભીષણધ્વાંતમયી વૃક્ષરાજીના માર્ગમાં અને તે પણ વળી રાત્રિના સમયમાં ચાલવું અનેક કારણોથી ભયંકર હતું; કારણકે, ત્યાં જેવી રીતે સર્પ તથા વૃશ્ચિક જેવાં વિષધારી પ્રાણીઓનો તેમ જ અજગર આદિનો નિવાસ હતો તેવી જ રીતે કેટલીક વાર કેટલાક લુટારા પણ એ સ્થાનમાં યાત્રાળુઓપર આક્રમણ કરીને તેમના ધન આદિને લૂટવામાટે ભરાઇ રહેતા હતા અને તેઓ કેટલીક વાર તો યાત્રાળુઓની હત્યા પણ કરી નાખતા હતા. આ પરિસ્થિતિ ધર્મશાળાના રક્ષકના જાણવામાં હોવાથી તેના મનમાં પણ જો કે ભયનો

સંચાર થવા લાગ્યો હતો; પરંતુ અત્યારે તેઓ પાંચ જણ એકત્ર હોવાથી તેમ જ તેમની પાસે ધન માલ ન હોવાથી " જો લુટારા આવશે, તો પણ અત્યારે અમારી પાસેથી શું લઇ જવાના હતા ?" એવા વિચારથી તે પોતાના ભયને નિવારવાનો પ્રયત્ન કર્યા કરતો હતો. ધર્મશાળાનો અન્ય અનુચર પોતે બલિષ્ટ, સાહસી તથા વિજયાસેવક હોવાથી સર્વથા નિર્ભય હતો અને સંન્યાસી નારાયણના સર્વ વિચારો જે રુગ્ણાના ઉપચારમાટે તે જતો હતો તે રુગ્ણા યુવતીના રોગમાં જ કેન્દ્રીભૂત થયેલા હોવાથી અન્ય વિષયની ચિન્તાએ તેના ચિત્તમાં પ્રવેશ કર્યો ન હોતો એટલે તે પણ એક પ્રકારે નિર્ભય જ હતો. વૃદ્ધા માનગોપી સર્વથી અગ્ર ભાગમાં અને અંધકારમાં પણ પોતાના ઉભય પાર્શ્વેમાં તીવ્ર દૃષ્ટિપાત કરતી અતિશય મંદ ગતિથી ચાલતી હતી અને અત્યારે તે સર્વની માર્ગદર્શિકા હોવાથી અન્ય ચાર વ્યક્તિઓને પણ નિરુપાયવશાત્ મન્દ ગતિથી જ ચાલવું પડતું હતું. અર્થાત્ તે ચારે વ્યક્તિઓની શીઘ્ર ગતિથી ચાલવાની ઇચ્છા હોવા છતાં તેમનાથી પોતાની એ ઇચ્છાને તે વૃદ્ધાની અતિશય મંદ ગતિના કારણથી વ્યવહારમાં યોજી શકાતી ન હોતી. તેઓ અંતે એ અર્ધકોશવ્યાપિની વૃક્ષરાજીના મધ્યભાગમાં આવી લાગ્યાં.

વૃક્ષરાજીના મધ્યભાગમાં આવતાં જ માનગોપી " ઓ મારા ભગવાન્, હું તો મરી ગઇ !" એ શબ્દો ચીત્કારના રૂપમાં ઉચ્ચારીને એક વૃક્ષના થડની અડોઅડ બેસી ગઇ અને તેથી સંન્યાસી નારાયણ, ચિરયૌવનના, ધર્મશાળાનો રક્ષક તથા ધર્મશાળાનો અન્ય અનુચર એ ચારે વ્યક્તિઓ પણ આગળ ચાલવાનું બંધ કરીને ત્યાં જ ઊભી રહી ગઇ. એ સ્થાનમાં અંધકાર એટલો અને એવો તો

પ્રગાઢ હતો કે તેઓ એક બીજાના મુખને પણ જોઇ શકતાં ન હોતાં· આવી પરિસ્થિતિમાં નારાયણને પોતાથી દૂર ન થવા દેવાના ઉદ્દેશથી ચિરયૌવના નારાયણનો હસ્ત ઝાલીને જ ચાલતી હતી; કારણ કે, માર્ગમાં દૃષ્ટિગોચર થયેલાં અપશકુનોના યોગે “ આજે અવશ્ય કોઇ વિપત્તિ અમારા શિરપર આવવાની છે; ” એવો તેનો એક પ્રકારે દૃઢ નિશ્ચય જ થઈ ગયો હતો અને તેથી જો એવી કોઇ વિપત્તિ આવી લાગે, તો નારાયણ તેનો સહાયક થઈ શકે અને તે પોતે નારાયણની સહાયિકા થઈ શકે, એ જ નારાયણના હસ્તને ગ્રહીને ચાલવામાં તેનો આભ્યંતર આશય હતો. ચિરયૌવનાનો એ ભય કિંવા સંશય અલ્પ સમયમાં જ સર્વાંશે સત્ય સિદ્ધ થયો; કારણ કે, તે વૃદ્ધાએ ઉપર જણાવ્યા પ્રમાણે “ ઓ મારા ભગવાન્ હું તો મરી ગઇ ! ” એ શબ્દો ચીત્કારના રૂપમાં ઉચ્ચાર્યા પછી અલ્પ સમયમાં જ તે જ્યાં બેઠી હતી ત્યાંથી દક્ષિણ પાર્શ્વમાં કેટલાક અંતરપર શુષ્ક તૃણના રાશિમાંથી અચાનક અગ્નિની જ્વાળાઓ નીકળવા લાગી અને તેના પ્રકાશનો આપણી એ નિશાપ્રવાસિની વ્યક્તિઓ જે સ્થાનમાં ઊભી હતી ત્યાં સુધી વિસ્તાર થતાં તે પ્રકાશમાં તે શુષ્ક તૃણરાશિ પાસે જે બે કૃષ્ણવર્ણ, ભીમકાય તથા શસ્ત્રધર પુરુષો ઊભા હતા તેમને ચિરયૌવનાની તીવ્ર દૃષ્ટિએ જોઇ લીધા અને ઓળખી પણ લીધા; કારણ કે, તેઓ અન્ય કોઇ નહિ, પણ અબ્દુર્રહીમખાનના બે હબ્શી ગુલામો રમજાન તથા જલાલ જ હતા. નારાયણે પણ તેમને જોયા. તે ગુલામો ચિરયૌવના તથા નારાયણને પ્રતિહિંસાપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યા અને ચિરયૌવના તથા નારાયણ તેમને તિરસ્કારમિશ્રિત ભયયુક્ત દૃષ્ટિથી જોવા લાગ્યાં. આવી રીતે અલ્પ સમયને માટે ત્યાં નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું.



## પ્રકરણ ૧૭ મું

### આક્રમણ અને આત્મરક્ષા

" આ પિશાચોને કારાગૃહમાં પૂરવામાં આવ્યા હતા ત્યાંથી રાત્રિના સમયમાં એઓ પલાયન કરીને આ સ્થાનમાં આવ્યા હશે કે કેમ ? જો એમ જ હોય, તો એઓ અન્યત્ર પલાયન ન કરી ગયા અને આ સ્થાનમાં જ આવીને ઊભા રહ્યા; માત્ર એટલું જ નહિ, પણ આ વૃદ્ધા નારી પણ આ સ્થાનમાંજ આવીને ભૂમિપર બેસી ગઈ, ચીત્કારના સ્વરૂપમાં એણે અમુક શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી આ નરપિશાચોએ તૃણરાશિમાં અગ્નિ પ્રજળાવીને અહીં પ્રકાશનો વિસ્તાર કરી દીધો એ સર્વ ઘટનાઓનો અવશ્ય કાંઈ પણ પરસ્પર સંબંધ હોવો જોઈએ એમ મારી મનોદેવતા અત્યારે મને સ્પષ્ટ સૂચના આપી રહી છે. મધ્યરાત્રિના સમયમાં આ વૃદ્ધા નારીનું ધર્મશાળામાં આગમન, સ્વામીજીને એની પૌત્રીના ઉપચારમાટે પોતાની સાથે અત્યારે જ ચાલવામાટેનો એનો મહાવિલક્ષણ તથા બળાત્કારયુક્ત આગ્રહ, આ સ્થાનમાં આવીને એનું બેસી જવું, એનો ચીત્કારરૂપ શબ્દોચ્ચાર અને ત્યાર પછી આ નરપિશાચોનું અચાનક પ્રાકટ્ય એ સર્વ ઘટનાઓ કોઈ ગુપ્ત ષડ્યંત્રનો જ ભાસ કરાવે છે. " આવી શંકા એક ક્ષણમાત્રમાં ચિરયૌવનાના મનમાં આવી ગઈ; પરંતુ એ શંકાના વિચારમાં વીતાડવા જેટલો સમય અત્યારે તેની પાસે ન હોવાથી તેણે એ વિષયનો વિશેષ વિચાર ન ન કરતાં સંન્યાસી નારાયણ, ધર્મશાળાના રક્ષક તથા ધર્મશાળાના અન્ય અનુચરને સંબોધીને ગંભીર સ્વરથી કહ્યું કે: " આપણે ધર્મશાળામાંથી નીકળ્યા પછી માર્ગમાં જે કેટલાંક અપશકુનોનો આપણને

સાક્ષાત્કાર થયો હતો તે અપશકુનોના યોગે આજે આપણા શિરપર અવશ્ય કોઇ વિપત્તિ આવવાની છે એવો મારો નિશ્ચય થઇ ચૂક્યો હતો; પરંતુ આપ સર્વ ભયભીત ન થઇ જાઓ એટલામાટે મારો એ સંશય મેં આપને દર્શાવ્યો ન હોતો. અત્યારે જે બે હબ્શીઓને આપ આ પ્રજ્વલિત તૃણરાશિ પાસે ઊભેલા જોઇ રહ્યા છો તે અબ્દુર્રહીમખાનના તેની સાથે જ જેમને કારાગૃહમાં પૂરવામાં આવ્યા હતા તે ગુલામો રમજાન તથા જલાલ છે અને એઓ આપણી હત્યા કરવામાટે જ અત્યારે અહીં આવ્યા છે એમ સ્પષ્ટ રૂપમાં જણાય છે. તો હવે આત્મરક્ષામાટે તત્પર થઇ જાઓ અને આવેલી વિપત્તિને નિવારવામાટે કટિબદ્ધ થાઓ; કારણ કે, હવે વિચાર કરવા જેટલો આપણી પાસે સમય નથી તેમ જ પલાયન કરવામાં પણ સંપૂર્ણ ભીતિ સમાયલી છે. ”

ચિરયૌવનાએ પોતાના આ સૂચનાત્મક ભાષણની સમાપ્તિ કરી ન કરી એટલામાં તો રમજાન તથા જલાલ વિફરેલા વ્યાઘ્ર પ્રમાણે છલાંગો મારીને ચિરયૌવનાથી અલ્પ અંતરપર આવીને ઊભા રહ્યા અને ત્યાર પછી રમજાન ચિરયૌવનાને સંબોધીને પોતાના કર્કશ સ્વરથી કહેવા લાગ્યો કેઃ—

“ મારી જાનોજિગર નાઝનીં, અમને અત્યારે અહીં પોતાની સામે ઊભેલા જોઇને એ તો હવે તારા જાણવામાં આવી ગયેલું હોવું જ જોઇએ કે બહાદુર અબ્દુર્રહીમખાન તથા તેમના ગુલામો કયદમાં હોવા છતાં પણ પૈસાના જોરથી આઝાદ હોય છે અને પોતાના દુશ્મનોને દફા કરવામાટે તેઓ કયદખાનામાંથી પણ મલકુલ્મૌતની પેઠે ગમે તે જગ્યામાં આવીને મૌજૂદ થઇ જાય છે. ગરજ કે, અમારો દસ્ત મલકુલ્મૌતના પંજાથી પણ જબરદસ્ત

છે અને તેથી જો અમારો કોઈ દુશ્મન અમને આફતમાં નાખીને અમારા પંજામાંથી છટકી જવાની આશા રાખતો હોય, તો તે અમારી તાકતથી અજાણ છે અને પૂરો નાદાન છે એમ જ કહેવું જોઈએ. ખયર; અમારે તને અત્યારે જે કાંઇ કહેવાનું છે તે એ જ કે તને ભગાડી લાવનાર આ તારા ભટકતા ભીખારી યારને તો અમો હમણાં જ મારી નાખવાના છીએ તેમ જ જે બે માણસોને અત્યારે તમો પોતાની સાથે લેતાં આવ્યાં છો તેઓ બેગુનાહ હોવા છતાં આ ફકીરડાના અમારા હાથથી થએલા ખૂનની વાત એઓ બીજા કોઇને કહી ન શકે એટલામાટે લાચારીથી અમારે એમનાં ખૂન પણ કરવાં જ પડશે; માત્ર એટલું જ નહિ, પણ પૈસાની લાલચથી જે બુઢ્ઢી તમોને ફરેબથી અહીં લઇ આવી છે તે આ બુઢ્ઢી બેઇમાન ઔરત ક્યાંક વધારે પૈસા મળતાં આ ભેદનો ભાંડો ફોડી ન નાખે એવો અમારા દિલમાં ડર હોવાથી એ શયતાનની ખાલાને પણ અમો જીવતી રહેવા દેવાના નથી..............."

રમજાન આગળ બોલવા જતો હતો એટલામાં પોતાના મરવાની વાત આવતાં તે વૃદ્ધા એકદમ જ્યાં બેઠી હતી ત્યાંથી ઉઠીને ઊભી થઇ ગઇ અને રમજાનને ઉદ્દેશીને કહેવા લાગી કે: "હાય, હાય; બેટા, મને પણ તમો મારી નાખશો? મેં તમારું આ કામ કરી આપ્યું તેનું આ ઇનામ? મને આ કામના બદલામાં તમોએ બે અશરફી આપીને બીજી ત્રણ અશરફી પછીથી આપવાનું કહ્યું હતું અને તે ઉપરાંત બીજી પાંચ અશરફી ઇનામ તરીકે મેળવવાની પણ મેં આશા રાખી હતી; પણ આતો બાકીની ત્રણ અશરફી તથા ઇનામ આપવાને બદલે તમો તો મને પણ મારી નાખવાની વાત કરી રહ્યા છો, એ શું વારુ? મને મારા કામના બદલામાં બાકીની ત્રણ

અશરફી જ આપજો; ઇનામ ન આપવું હોય, તો ન આપશો; પણ મેહરબાની કરીને મારી ગર્દનપર છુરી ન ચલાવશો અને મારી આશાઓને પાણીમાં ન વહાવશો. બેટા, બુઢ્ઢા માણસને મારી ન નાખીએ, સમજ્યો?"

"તારી ઉમ્ર એંસી વર્ષની થવા છતાં હજી તારા મનમાં આશાઓ શાની વસી રહી છે વારૂ? તારા મરી જવાથી કોઇ મર્દ રંડાઇ જવાનો નથી તેમ જ તારા ઘરમાં તારી પાછળ કોઈ રડનાર કૂટનાર પણ નથી; તો પછી હવે તારે આ દુનિયામાં વધારે જીવીને કરવું છે જ શું વારૂ? બુઢ્ઢાં માણસોને તો વહેલાં જ મારી નાખવાં જોઇએ કે જેથી તેઓ બુઢ્ઢાપાની આફતોથી બચી જાય અને કબ્રમાં જે ઊંઘ કદાપિ તૂટતી નથી તે ઉંઘમાં હમેશા આરામથી પડયાં રહે!" હબ્શી ગુલામ જલાલે વૃદ્ધોના સત્વર મરણની આવશ્યકતા દર્શાવી.

એના ઉત્તરમાં વૃદ્ધા માનગોપી પોતાના દંતવિહીન મુખથી કહેવા લાગી કે: "બેટા, મારા મનમાં તો કોઇ નૌજવાન ઔરતના મનમાં પણ નહિ હોય તેટલી આશાઓ વસી રહી છે: કારણ કે, મારી કાયા બુઢ્ઢી થઈ છે; પણ કાંઇ મારૂં મન બુઢ્ઢું થયું નથી. કોઇ નૌજવાન ઔરતના મરી જવાથી તો તેનો ખાવિન્દ એકલો જ રંડાય તેમ છે; પણ મારા મરી જવાથી તો મારી માર્ફત પોતાની માશૂકોને મળવાના અવસરને મેળવનારા હજારો આશકો રંડાઇ જાય તેમ છે; કારણ કે, મારા વિના તેમનો તેમની માશૂકો સાથે મેળાપ કોણ કરાવી આપશે વારૂ? અર્થાત્ હું આશકોની જાન છું અને માશૂકોનો ઇમાન છું એટલે હું જો મરી જઇશ, તો મારી પાછળ તો હજારો આશકો રડવા માંડશે અને હજારો માશૂકો કૂટી

કૂટીને પોતાની છાતીઓને છૂંદી નાખશે, સમજ્યો, બેટા ? વળી મને જો તમો મારી નાખશો અને તમારૂં જ કોઈ આવું કામ આવી પડશે, તો આજની પેઠે તમારાં દુશ્મનોને આવી રીતે ફરેબથી ફસાવીને તમારી આગળ કોણ લઇ આવશે, એનો પણ તમારે વિચાર કરવાનો છે. મતલબ કે મારે તો જીવીને હજી ઘણાં અગત્યનાં કામો કરવાનાં છે અને તેથી મારા જેવાં પરોપકારી બુઢ્ઢાં માણસોને વધારે જીવવા દેવાં એ જ વધારે લાભકારક છે. ચાલો ત્યારે મને ત્રણ અશરફી આપી દો અને તમારાં આ દુશ્મનોનાં ખૂન અહીં રેડાય તે પહેલાં મને અહીંથી ચાલતી થઈ જવા દો; કારણ કે, મારાથી કોઇનાં ખૂન થતાં જોઇ શકાય તેમ નથી."

"સાંભળ્યું કે, ભાઇ જલાલ, આ બિચારી આશકોની જાન, માશૂકોના ઇમાન અને માદરે શયતાનને એની ત્રણ અશરફીઓ આપી દે અને અહીંથી ઝટપટ ચાલતી થઇ જવા દે; કારણ કે, એ બિચારીથી કોઇનાં ખૂન થતાં જોઈ શકાય તેમ નથી." રમજાને પોતાના સહચર જલાલને સંબોધીને સાંકેતિક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

જલાલ રમજાનના સંકેતને સમજી ગયો અને તેથી તેણે તત્કાળ પોતાના બર્છાને બહાર કાઢી તેના એક જ પ્રહારથી તે મહાપાપીયસી વૃદ્ધાનો શિરચ્છેદ કરી નાખ્યો અને તે વૃદ્ધાનું મસ્તક તેના ધડથી ભિન્ન થઈ જતાં તે મસ્તક તથા ધડ ઉભય વિભાગોને ઉપાડીને બળતા તૃણરાશિમાં નાખી દીધા કે જેથી તેમને દાટવાનો પરિશ્રમ ન વેઠવો પડે અને તેનું મૃત શરીર પણ કોઈના જોવામાં ન આવે. શિરચ્છેદનું કાર્ય સમાપ્ત થતાં રમજાન પુનઃ ચિરયૌવનાને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

" અબ્દુર્રહીમખાને તો અમને તારી જિન્દગીના ચિરાગને પણ બુઝાવી નાખવાનો હુકમ આપી દીધો છે; પરંતુ હું લાંબા વક્તથી તારો આશક જાંનિસાર હોવાથી જો મારી સાથે શાદી કરીને મારી બીબી થવાને તું તૈયાર હોય, તો મારા આકાના હુકમની તૌહીન કરીને પણ તારી જાન બચાવવાને અને તને અહીંથી ક્યાંક દૂરના દેશમાં લઇ જઇને ત્યાં તારી સાથે આરામથી જિન્દગી વીતાડવાને હું તૈયાર છું. આ જલાલ મારો જાની દોસ્ત હોવાથી કોઇને કાંઈ પણ જણાવવાનો નથી અને આપણી શાદીનો આ ભેદ કોઇના જાણવામાં આવવાનો નથી. બોલ, જે ઇરાદો હોય તે તરત જણાવી દે; કારણ કે, રાત થોડી છે અને અમારે કામો ઘણાં કરવાનાં છે. કહી દે, તારો જીવવાનો વિચાર છે કે તું હવે મોતની જ તલબગાર છે ? "

" આ નાચીજ પોતાની ખુશીથી તારા જેવા એક શયતાનખસ્લત ઇન્સાનની અથવા બીજા અલ્ફાજમાં કહું તો બેઇમાન, બેરહમ અને નાપાક શયતાનની બીબી થાય; તો તો રત્નની માળા કાગડાની ડોકમાં લટકાવેલી કહેવાય, પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઊગેલો કહી શકાય, મહાસાગરે પોતાની મર્યાદાને મૂકી દીધી છે એમ જ મનાય અને કેવળ કવિજનોની કલ્પનામાં જ સ્ત્રીજાતિની પવિત્રતાનું અસ્તિત્વ માની શકાય. કોઇને જીવાડનાર કે મારી નાખનાર કેવળ જગન્નાથ જગદાધાર છે અને જો ઇન્સાન એ શક્તિનો ગર્વ ધરાવે, તો તે કેવળ મૂર્ખ જ નહિ, કિંબહુના મૂર્ખજનોનો સરદાર છે; કારણ કે, પુણ્યશીલ જનોને ઈશ્વરનો સંગાથ છે; જો મારનારના બે હાથ છે, તો મારનારના હાથમાંથી બચાવનાર પરમેશ્વરના હજાર હાથ છે. હું તમારાથી કે તમારા હાથે થનારા મારા મોતથી

જરા પણ ડરતી નથી અને તારી આ નીચ માગણીને મંજૂર કરતી નથી. ” ચિરયૌવનાએ રમજાનની યાચનાનો તિરસ્કાર પૂર્વક અસ્વીકાર કરતાં આ પ્રમાણેના ઉદ્દગારો કાઢ્યા અને કોઇના જોવા કે જાણવામાં ન આવે તેવી રીતે પોતાના દક્ષિણ હસ્તને પોતાના તમંચાપર સ્થાપી દીધો.

“ હું ધારૂં છું કે તે દિવસે પેલી ગુફામાં અમારા હાથ પગોમાં સર્પ વીંટળાઇ ગયા હતા અને તમો આશકમાશૂક અમારા હાથમાંથી સહી સલામત છટકી ગયાં હતાં એટલે આજે પણ તેમ જ થશે એવી આશામાં તું અટવાય છે અને તેથી જ તારા મુખમાંથી આ ગુરૂરભરેલા અલ્ફાજ નીકળતા સંભળાય છે; પણ એવા ચમત્કારો કાંઇ હમેશા થતા નથી અને શેરના પંજામાંથી તેના શિકારો કાંઇ હમેશા છટકી જતા નથી. તે દિવસે તારો વારો હતો, તો આજે અમારો વારો આવ્યો છે; તે દિવસે તમારો બન્નેનો દાવ ફાવ્યો હતો, તો આજે અમારો દાવ ફાવ્યો છે. અત્યારે તારી **હા** અથવા **ના** ઉપર તારા જીવન તથા મરણનો આધાર છે; **હા**માં સુખદાયક જીવન છે અને **ના**માં ભયંકર મૃત્યુનો અધિકાર છે. ” રમજાને પુનઃ વિભીષિકાને દર્શાવતાં આવા પ્રકારના શબ્દો કર્કશતાથી ઉચ્ચાર્યા.

“ એક વાર નહિ, પણ એક સો વાર; એક હજાર વાર, બલ્કે એક લાખ વાર મારી ના અને ના છે; અને જો ધર્મનું પાલન કરતાં મૃત્યુ આવે, તો તેમાટે એક લાખ વાર હા અને હા છે.” આ વીરવાણીથી ચિરયૌવનાએ પોતાની ઈશ્વરશ્રદ્ધા તથા ધર્મપ્રિયતા વિષયક દઢતાનો પરિચય કરાવ્યો.

“ ભાઇ જલાલ, આ હઠીલી ઔરત સીધી રીતે માનવાની

નથી; કારણ કે, એને પોતાની જિન્દગી પ્યારી નથી. ખબર; હવે વખતને અકારણ વીતાડવામાં સાર નથી; આજે મૌતના પંજામાંથી એ ઊગરનાર નથી. તારો બર્છો તૈયાર છે ?" રમજાને હત્યાકાંડના આરંભને સૂચવનારા ઉદ્ગાર કાઢ્યા.

"મારો ખૂની બર્છો આપણા આ સઘળાં દુશ્મનોના ખૂનનો તલબગાર છે; ફક્ત તારા ઇશારાની જ વાર છે." જલાલે બર્છાને ઊંચો કરીને પોતાની ક્રૂરતાનો પરિચય કરાવ્યો.

"ઇશારો એ જ કે હું આ નાજનના ફકીર યારને કરૂં છું ફિન્નાર અને તું એના સાથીઓને કરી દે ઠાર." રમજાને જે આજ્ઞા આપવાની હતી તે આપી દીધી.

રમજાનની એ આજ્ઞાને સાંભળતાં જ દુનિયાના પાજીઓનો ચચાજાન જલાલ જે બર્છાથી તેણે પેલી શયતાનજાદી ડોશીને જહન્નમવાસિલ કરી દીધી હતી તે બર્છાને ઉગામીને ધર્મશાળાના રક્ષકના શરીરપર ધસ્યો અને રમજાને પોતાના બર્છાને ઉગામીને સંન્યાસી નારાયણના દેહપર ધસારો કર્યો; પરંતુ તે બન્નેના ધસારા વ્યર્થ થઈ ગયા; કારણ કે, ધર્મશાળાના રક્ષકના શરીરપર ધસેલા જલાલને ધર્મશાળાના અન્ય અનુચરે તે મહાબલિષ્ઠ હોવાથી સ્ફૂર્તિથી તેની પાછળ જઈને તેને કમ્મરમાંથી પકડી લીધો અને ઊંધે મોઢે પૃથ્વીપર પછાડી નાખીને પોતે તેની પીઠપર ચઢી બેઠો એટલે જલાલ સર્વથા નિરુપાય થઈ ગયો; માત્ર એટલું જ નહિ, પણ તેનો બર્છો તેને પછાડનાર શત્રુના હાથમાં આવી જવાથી તેને પોતાનું જીવન ભયમાં આવી પડેલું દેખાવા લાગ્યું. રમજાનનો ધસારો નિષ્ફળ થયો તેનું કારણ એ હતું કે ચિરયૌવના પ્રથમથી જ સાવધાન હોવાથી જેવો તેણે રાક્ષસરૂપ રમજાનને નારાયણના શરીરપર ધસતો જોયો

કે તત્કાળ પોતાના તમંચાને કટિભાગમાંથી ખેંચી કાઢીને તેના ઘોડાને દાબી દીધો એટલે તેમાંથી છૂટેલી ગોળીએ રમજાનના જંઘામાં પ્રવેશ કરીને તેને પૃથ્વીપર પછાડી નાખ્યો અને તે પૃથ્વીપર પછડાયો એટલે તેને ઊઠવાનો અને જો તેની પાસે તમંચો હોય તો તેને ચલાવવાનો અવસર ન મળી શકે એટલામાટે નિમેષમાત્રનો સમય પણ વ્યર્થ ન જવા દેતાં વાઘણ પ્રમાણે તેનાપર ધસીને પોતાની કટારનો તેની છાતીમાં પ્રવેશ કરાવી દીધો. રમજાનની છાતીમાં ચિરયૌવનાની તીવ્રધારા કૃપાણીનો પ્રવેશ થતાં જ તેમાંથી રક્તનો પ્રવાહ વહી નીકળ્યો અને રમજાન પોતાના જીવનના અંતિમ શ્વાસો લેવા લાગ્યો; કારણ કે, તેની છાતીમાં પ્રવેશેલી કટારની ધારાને તીવ્ર વિષનું પાણી પાયેલું હોવાથી હવે તે જીવતો રહી શકે એ સર્વથા અશક્ય તથા અસંભવનીય હતું. પોતાના સાથીની આવી દુર્દશા થયેલી જોઇને જલાલ રાક્ષસ તુલ્ય બલિષ્ઠ તથા નિર્દય હોવા છતાં પણ ગર્ભગલિત થઇ ગયો અને અલ્પ સમય પૂર્વે જેમના પ્રાણ લેવાને તે તત્પર થયો હતો તેમને આર્જવથી પ્રાર્થના કરતો કહેવા લાગ્યો કે:—

" મારાપર રહમ કરો અને મને જાનથી મારી ન નાખતાં જીવતો જ અહીંથી જવા દેવાની ઉદારતા દર્શાવો; કારણ કે, હું તમોને મારા આકાના હુકમથી અને આ નાપાક રમજાનના ડરથી જ જહન્નમવાસિલ કરી નાખવામાટે અહીં આવ્યો હતો એટલે હું પોતે ગુનાહગાર નથી. હું તો જીવતા શયતાન અબ્દુર્રહીમની ગુલાગિરીથી એટલો બધો કંટાળી ગયો છું કે જો કોઇ બીજી સારી નોકરી મળી જાય, તો અત્યારે અને આ પળે જ તેની નોકરીને લાત મારીને છોડી દેવાને તૈયાર છું. મારે આવાં પાપો ફક્ત મારા આ પાપી

પેટના ઊંડા ખાડાને ભરવામાટે જ કરવાં પડે છે. અર્થાત્ હું ગુલામ હોવાથી મારી પરાધીન સ્થિતિનો વિચાર કરો અને મારા નાપાક ખુનથી રંગીને પોતાના પાક હાથોને નાપાક ન કરો. ”

મૃત્યુની અનન્ય, અદ્વિતીય તથા અશ્રુતપૂર્વ વિલક્ષણ ભયંકરતાનું પ્રત્યક્ષ કિંવા અપરોક્ષ પ્રમાણ એ જ છે કે જે અત્યંત નિર્દય, વજ્રહૃદય તથા ક્રૂરતમ મનુષ્ય અન્ય મનુષ્યોની હસતો હસતો હત્યા કરી નાખે છે અને અન્ય મનુષ્યોને મૃત્યુના ગ્રાસ થતા જોઇને જેના મનમાં દયા તથા અનુકંપાનો રંચમાત્ર પણ આવિર્ભાવ નથી થતો; માત્ર એટલું જ નહિ, પણ અન્ય મનુષ્યોના પ્રાણોને હરવાની ક્રિયા જેને એક સાધારણ બાલ્યક્રીડા સમાન દેખાય છે; તે જ મનુષ્ય જ્યારે તેના પોતાના મૃત્યુનો પ્રસંગ તેનાં નેત્રો સમક્ષ આવીને ઉપસ્થિત થાય છે ત્યારે પોતાની વજ્ર સમાન કઠોરતાને વિસ્મરીને નવનીત સમાન મૃદુ થઇ જાય છે; પોતાનાં કૃત પાપોના સ્મરણથી તથા પરલોકમાં મળનારી તે પાપોની શિક્ષાની કલ્પનાથી તેનું હૃદય દ્રવી જાય છે; તેનાં નયનોમાંથી નીરધારા વહી નીકળે છે અને તેથી જો મૃત્યુનો એ પ્રસંગ ટળી જાય, તો ધર્મના માર્ગમાં અગ્રેસર થવાના વિચારો પણ તેના મનમાં આવવા માંડે છે. અર્થાત્ જલાલની પણ તે ક્રૂરકર્મા નરપિશાચ હોવા છતાં મૃત્યુની ભયંકરતાએ એવી જ સ્થિતિ કરી નાખી હતી અને તેથી સ્વાભાવિક જ તેના મુખમાંથી ઉપર્યુક્ત ઉદ્ગારો નીકળ્યા હતા. તેના આ ઉદ્ગારોને સાંભળીને તેની પીઠપર ચઢી બેઠેલા અને તેને મારી નાખવાને તૈયાર થયેલા ધર્મશાળાના અનુચરને સંબોધીને ચિરયૌવનાએ પોતાના કોમલ કંઠથી કહ્યું કેઃ—

“ વીરબંધુ, તમો આ પાપાત્માની પીઠપરથી ઊઠી જાઓ અને

એને મુક્ત શ્વાસ લેવા દો; કારણ કે, એનો સાથી મૃત્યુ સાથે મારામારી કરતો હોવાથી અને એ પોતે શસ્ત્રહીન તથા એકલો હોવાથી એનાથી હવે આપણું કાંઇ પણ અનિષ્ટ કરી શકાય તેમ નથી; કારણ કે, આપણે ચાર મનુષ્યો છીએ અને આપણી પાસે આત્મરક્ષાનાં શસ્ત્રાસ્ત્ર આદિ આવશ્યકીય સાધનો પણ તૈયાર છે. ”

ચિરયૌવનાની આ આજ્ઞાને શિરસાવંદ્ય કરીને ધર્મશાળાના તે અનુચરે હબ્શી જલાલને મુક્ત કરી દીધો; પરંતુ ચિરયૌવનાની એ દયાનું પરિણામ તેની ધારણાથી સર્વથા વિપરીત થયું; કારણ કે, હબ્શી જલાલ છૂટો થતાંની સાથેજ ચિરયૌવનાની દયાને ભૂલી જઇને પોતાની જાતપર આવી ગયો અને જે અનુચર તેને પછાડીને તેની પીઠપર ચઢી બેઠો હતો તેના શરીરપર એકદમ ધસારો કરીને તેણે તેને પૃથ્વીપર પછાડી નાખ્યો અને તેના હાથમાં ગયેલા પોતાના બર્છાને છીનવી લઇને તે બર્છાને તેની છાતીમાં ખોસી દેવામાટે ઉગામ્યો. તે પરોપકારી અનુચરના અકારણ તથા અકાળ મૃત્યુની વેળા આવી પહોંચેલી જોઇને તથા ધર્મ કરતાં ધાડ આવેલી અનુભવીને નારાયણ સંન્યાસી હોવા છતાં પણ પોતાના કોપને શમાવી ન શક્યો અને તેથી સિંહ સમાન બળથી તે પોતાના શસ્ત્ર સહિત તે હબ્શીના શરીરપર ધસી ગયો. અર્થાત્ જે ક્ષણે હબ્શી જલાલનો બર્છો તે નિર્દોષ અનુચરની છાતીમાં પ્રવેશ કરવાની તૈયારીમાં હતો એટલે કે તે બર્છો તે અનુચરની છાતીથી માત્ર એક આંગળ જ છેટો રહ્યો હતો તે ક્ષણે જ નારાયણના બર્છાએ તે હબ્શી જલાલના દક્ષિણ પાર્શ્વમાં પ્રવેશ કરીને તેને મૃત્યુતુલ્ય ઘાયલ કરી નાખ્યો અને તેથી પોતાના બર્છાને હાથમાંથી છોડી દઇને તે લાનતી મલઊન “ યા ખુદા ! ” એ બે શબ્દો ચીત્કારના રૂપમાં

ઉચ્ચારતો ધરણીપર ઢળી પડયો અને બેહોશ થઈ ગયો. તેની એક ધોરી નસ કપાઈ ગયેલી હોવાથી તેના શરીરમાંથી રક્ત એટલા બધા પરિમાણમાં બહિર્ગત થવા લાગ્યું કે તે જ્યાં શબવત્ પડયો હતો ત્યાંની ભૂમિ સર્વથા આર્દ્ર થઇ ગઇ.

"જો આ પિશાચના શરીરપર ધસી જવામાં મેં નિમેષમાત્રનો પણ વિલંબ થવા દીધો હોત અને મારા બર્છાએ યથાસમય આના પાર્શ્વમાં પ્રવેશ ન કર્યો હોત, તો આ નિર્દોષ મનુષ્યનું મરણ નિશ્ચિત હતું. ચિરયૌવના, પરમાત્માએ આપણી લજ્જા રાખી લીધી; નહિ તો અત્યારે તમોએ આ દુષ્ટ પ્રતિ દયા દર્શાવવાનો જે પ્રમાદ કર્યો હતો તેનું આપણને મહાવિષમ પરિણામ ભોગવવું પડત; કારણ કે, જો આ નરવ્યાઘ્ર જીવતો રહ્યો હોત, તો આ અનુચરના પ્રાણ લીધા પછી મારી કે તમારી હત્યાનો પ્રયત્ન પણ અવશ્ય કરત. જેવી રીતે સર્પને દુગ્ધ પાવાથી તેનામાં વિઘાતક વિષની જ વૃદ્ધિ થાય છે તેવી જ રીતે દુષ્ટ મનુષ્યો પ્રતિ દર્શાવેલી દયા તેમના હૃદયમાં પ્રતિહિંસાની જ વૃદ્ધિ કરે છે અને તેનું આ એક પ્રત્યક્ષ તથા જ્વલંત ઉદાહરણ છે." તે નરપિશાચને જીવનના અંતિમ શ્વાસો લેતો જોઇને નારાયણે ચિરયૌવનાને સંબોધીને આ ઉદ્ગારો કાઢયા.

"સર્વ કાર્યો પરમાત્માની ઇચ્છા અનુસાર જ થયા કરે છે એ સત્યનો જ અત્યારે મને આ નરપિશાચના મૃત્યુની ઘટનાથી સાક્ષાત્કાર થાય છે; કારણ કે, જો એ પશ્ચાત્તાપ કરીને પોતાના હવે પછીના ભાવિ જીવનને સુધારવાની ઇચ્છા ધરાવતો હોય તો એની હત્યા ન કરવી એવી મારી ઇચ્છા હતી; પરંતુ આવા નરરાક્ષસને આ સંસારમાં હવે વધારે વાર જીવવા દેવાની પરમેશ્વરની ઇચ્છા ન

હોવાથી એની બુદ્ધિ ભ્રષ્ટ થતાં એ મારા ઉપકારને ભૂલી ગયો અને આ નિર્દોષ મનુષ્યના પ્રાણ લેવાને તત્પર થયો એટલે કૃતઘ્નતાના પરિણામે આપના શસ્ત્રથી એના જીવનનો જ અંત થઇ ગયો અને એ પોતે જ મૃત્યુનો ભક્ષ થયો. ખરેખર આજે પરમાત્માએ જ આપણુ સર્વનાં આત્મા, હૃદય તથા શરીરમાં અનુક્રમે આત્મબળ, હૃદયબળ તથા શારીરિક બળની પ્રેરણા કરેલી છે; નહિ તો આપણા હસ્તથી આ હત્યાકાંડ થવાનો સંભવ હતો જ નહિ અને જો આપણામાં નિર્બળતાનો જ અધિકાર રહ્યો હોત, તો આ ઉભય દાનવોના હસ્તથી આપણાં ઉભયનાં મૃત્યુ તો થવાનાં જ હતાં; પરંતુ આપણી સાથે આ ધર્મશાળાના રક્ષક મહાશય તથા તેમના આ અનુચરની પણ અકારણ હત્યા થઇ જાત.” ચિરયૌવનાએ પરમેશ્વરની ઇચ્છાના પ્રાબલ્યનો પરિચય કરાવ્યો અને ત્યાર પછી કહ્યું કે: “અસ્તુઃ તો હવે આપણે સત્વર જ આ ભયાનક સ્થાનને ત્યાગીને આપણા પોતાના સ્થાનમાં પહોંચી જઇએ અને આ ઘટનાના સમાચાર રાજકર્મચારીઓને આપી દઇએ, તો સારૂં. અર્થાત્ હવે આ સ્થાનમાં વિશેષ સમય વીતાડવો એ આપણામાટે કોઇ પણ પ્રકારે શ્રેયસ્કર નથી. ચાલો, સ્વામીજી, હવે સત્વર ચાલો.”

“ચાલો, સ્વામીજી, હવે બહુ ઉતાવળથી જલ્દમમાં ચાલો.” તૃણરાશિમાં જે પાવક પ્રજ્વલિત હતો તે અદ્યાપિ સંપૂર્ણ બુઝાઇ ગયો ન હોતો અને તેથી તેનો જે કેટલોક પ્રકાશ અદ્યાપિ ત્યાં વિસ્તરેલો હતો તે પ્રકાશમાં એક વૃદ્ધ પુરુષ અચાનક ચિરયૌવનાના જોવામાં આવ્યો અને તેણે ચિરયૌવનાના જાણે તે ચાળા પાડતો હોયની! તેવા સ્વરૂપમાં ઉપર્યુક્ત વાક્ય વિદ્રૂપ મુખમુદ્રાથી ઉચ્ચાર્યું.

ચિરયૌવનાએ તે પુરુષને અબ્દુર્રહીમખાન તરીકે તે ક્ષણે જ

ઓળખી લીધો અને તેથી " સ્વામીજી અને અમારા પરોપકારી સહાયકો, સાવધાન; કારણ કે, આ વળી અમારા પ્રાણનો શત્રુ તૃતીય નરરાક્ષસ આવી લાગ્યો છે અને તેથી એને પણ આપણે એનાં પાપોની શિક્ષા આપવી જોઇએ. " આ શબ્દોના ઉચ્ચારથી નારાયણ તથા ધર્મશાળાના રક્ષક આદિને સાવધ રહેવાની સૂચના આપીને અબ્દુર્રહીમખાનને અનુલક્ષીને તે કોપ તથા તિરસ્કારદર્શક સ્વરથી કહેવા લાગી કે: " લાનતી અને દોજ઼ખી. કૂતરા, જોઇ લે આ તારા બે ગુલામો જહન્નમમાં જવાને રવાના થઇ ગયા છે અને તેથી જો એક વફાદાર આકા તરીકે તારી પોતાની પણ જહન્નમમાં જવાની તમન્ના હોય તો અમો તને પણ આ પળે જ જહન્નમમાં મોકલી દેવાને તૈયાર છીએ; કારણ કે, અત્યારે અમો પણ માથાપર કફન બાંધીને જ અહીં આવ્યાં છીએ."

અબ્દુર્રહીમે એનું કાંઇ પણ ઉત્તર ન આપતાં એક સીટી વગાડી અને તે સીટીનો અવાજ થતાંની સાથે જ આસપાસની વૃક્ષરાજીમાંથી અચાનક બારથી પંદર ભીમકાય શસ્ત્રધર પુરુષો બહાર નીકળી આવ્યા અને તેમણે ચારે તરફથી આક્રમણ કરીને સંન્યાસી નારાયણ, ચિરયૌવના, ધર્મશાળાના રક્ષક તથા ધર્મશાળાના અનુચર એ ચારે વ્યક્તિઓને પકડી લીધી અને ત્યાર પછી તેમના હાથ પગોને બાંધીને તેમને ગાંસડાં પોટલાં પ્રમાણે ભૂમિપર નાખી દીધી. તે ચારે વ્યક્તિઓ જ્યારે આવી રીતે સર્વથા નિરાધાર તથા નિરુપાય થઇ ગઇ એટલે પછી અબ્દુર્રહીમખાને તેમના નિકટમાં આવીને કંકાલહાસ્ય કર્યું અને ત્યારપછી વૈર, પ્રતિહિંસા, ઘૃણા, તિરસ્કાર તથા ક્રૂરતા આદિ વિકારોને દર્શાવતા મુખમંડળ તથા કઠોર સ્વરથી ચિરયૌવના કિંવા નાજ઼ુકને સંબોધીને કહ્યું કે:—

"કોરદિલ અને નહકહરામ નાજાં, અત્યાર સુધીમાં મેં જેટલી મહબ્બત બીજી કોઇ પણ ઔરતમાં રાખી ન હોતી તેટલી બેહદ મહબ્બત તારામાં રાખી હતી, તને મેં મારી બીજી બધી બાંદીઓની સરદાર બનાવી દીધી હતી, જર તથા જેવરથી તને લાદી દીધી હતી અને બાંદીઓને કદાપિ આપવામાં નથી આવતી તેટલી હદ સુધીની આઝાદી મેં તને આપી દીધી હતી; એ સઘળી મેહર-બાનીઓનો મને તેં એ જ બદલો આપ્યો કે આ કંગાલ ફકીર સાથે તું મારા ઘરમાંથી નહાસી ગઇ અને આ ફરેબી ફકીરને અદાલત માર્ફત સજા અપાવીને તને પાછી લઇ જવામાટે હું અહીં અલ્લાહાબાદમાં આવ્યો એટલે અદાલતમાં તેં મારા ગુનાહોને ખુલ્લા કરીને મને દારપર લટકાવી દેવાની કોશિશ કરી? ફક્ત એટલું જ નહિ, પણ તારો હઓસલો એટલો બધો વધી ગયો કે તેં મારા જમણા અને ડાબા હાથ જેવા મારા આ બે વફાદાર ગુલામોને પણ આ પોતાના ત્રણ ટકાની કીમતના યારમાટે જાનથી મારી નાખ્યા? નાપાક શયતાની, તેં જ્યારે જાલિમ થઇને બેહદમીથી મારા પર આટલી હદ સુધી જુલ્મ ગુજાર્યો છે અને આસ્તીનના સર્પનું કામ કરી બતાવ્યું છે; તો તારે પણ હવે પોતાની એ કોર-દિલી, નમકહરામી, ઐયારી, મક્કારી, એહસાનફરામોશી, સિતમગરી તથા હવસપરસ્તીની તેવી જ સખ્ત સજાને ભોગવવામાટે તૈયાર થવું જ જોઇએ. તારા એ ગુનાહોની સજા મૌત છે અને તે મૌત પણ એવું કે જેને જોઇને મૌત પોતે પણ જો કાંપી જાય, તો તે સ્વાભાવિક જ છે; કારણ કે, જેવી રીતે રાવી નદીના કિનારાપર મધ્યરાત્રિના સમયમાં જન્નતનશીન શાહનશાહ અકબરશાહે અત્યારના શાહનશાહ જહાંગીરશાહે એટલે કે તે સમયના શાહજાદા સલીમે

જેની સાથે છુપી શાદી કરી હતી, તે છોકરીને નાજનીન્ અનારકલીને જીવતી જ કબ્રમાં ઉતારી દીધી હતી, તેવી જ રીતે આજે હું પણ તને, તારા આ બદનસીબ યારને અને તમો બન્નેના આ બે કાફિર મદદગારોને જિન્દા દરગોર કરવાનો છું એટલે કે જીવતાં જ કબ્રમાં ઉતારી દેવાનો છું. મને અહીં આવતાં વાર થઇ તેનું કારણ એ જ કે હું તમારી લાશોને દટાવવામાટે અહીંથી કેટલાક ફાસલાપર એક મોટો ખાડો ખોદાવવાના કામમાં રોકાયલો હતો; કારણ કે, રમજાન તથા જલાલ તમોને મારી નાખશે એવી મારી ખાત્રી હતી; પણ રમજાન તથા જલાલ પોતે જ બિચારા માર્યા ગયા છે એટલે હવે તેમની લાશોને અને તમો નાપાકોને જીવતાં જ હું તે ખાડામાં નખાવીશ અને ત્યાર પછી તે ખાડાને પૂરીને તે જગ્યાને એવી તો સપાટ તથા બેમાલૂમ બનાવીશ કે એ જગ્યામાં છ લાશો દાટવામાં આવી છે એવો કોઇના મનમાં શક પણ પયદા ન થઇ શકે. તારે મૌતના મોઢામાં જવા પહેલાં જે એક બીજી વાત જાણી લેવાની છે તે એ છે કે જે મીર અદલ હુબીબુલ્લાખાને અદાલતમાં તારી તરફદારી કરીને મારી તર્ફ દુશ્મની દેખાડી હતી અને જે તારો તથા તારા યારનો જાંનિસાર મદદગાર છે તે મીર અદલ હુબીબુલ્લાખાન પણ તમો સર્વ મૌતના શિકાર થવા પછી બામદાદથી પહેલાં જ મારા દસ્તે કજાના હરીફ દસ્તથી મૌતનો શિકાર થવાનો છે અને આ દુનિયાને છેલ્લી સલામ કરી જવાનો છે; કારણ કે, જરના જોરથી કોતવાલ તથા કાજી વગયરા મારા તાબયે ફર્માન ગુલામ છે અને તેથી જ અત્યારે કામયાબ મારો આ ઇન્તકામ છે!"

"જો અત્યારે અમારું મૃત્યુ થવાનું હશે, તો તે પરમેશ્વરની ઇચ્છાનું જ પરિણામ છે; કારણ કે,

"મુદ્દઈ લાખ બુરા ચાહે તો ક્યા હોત હય્;
વહી હોતા હય્ જો મન્જૂરે ખુદા હોતા હય્!'

એ જ દાના તથા ખુદાપરસ્ત ઇન્સાનોનો કલામ છે." ચિરયૌવનાએ આવી અણીની વેળાયે પણ પોતાની આસ્તિકતાનો આ શબ્દોના ઉચ્ચારથી પૂર્ણ પરિચય કરાવી દીધો.

"ચિરયૌવના, ધન્ય છે તમારી પરમાત્મશ્રદ્ધાને અને અવ્યભિચારિણી ઈશ્વરનિષ્ઠાને!" સંન્યાસી નારાયણે ચિરયૌવનાને ધન્યવાદ આપ્યો.

"મૃત્યુને નેત્રો સમક્ષ આવીને ઊભેલું જોવા છતાં પણ જેમના ધૈર્યનો દુર્ગ ધરાશાયી નથી થતો તેવાં ઈશ્વરનિષ્ઠ સંન્યાસી તથા સંન્યાસિનીના સહાયક તરીકે જો આજે મારૂં મૃત્યુ થશે, તો તેથી અવશ્ય થારૂં જન્મ તથા મરણરૂપ બંધન સદાને માટે ટળી જશે અને જે મોક્ષ યોગીશ્વરોને પણ મહાપરિશ્રમ પૂર્વક મળી શકે છે તે મોક્ષ મને અલ્પ પરિશ્રમથી મળી જશે." ધર્મશાળાના રક્ષકે ઉત્સાહપૂર્વક ઉદ્ગાર કાઢ્યા.

"અને પરોપકારના પરિણામે આવનારા મૃત્યુથી આ દાસની પણ અવસ્ય સદ્ગતિ થશે અને આ સેવક પણ સ્વર્ગસુખનો અધિકારી થઇ જશે." ધર્મશાળાના મલ્લ અનુચરે પણ આત્મબળનો સાક્ષાત્કાર કરાવ્યો.

"કાસિમ, ત્યારે આ ચારે ગુનાહગારોને એમના પગોના બંધ છોડી નાખી ચાબૂક ફટકારીને ઉતાવળથી ચલાવતાં જે ખાડો આપણે ખોદી રાખ્યો છે ત્યાં લઈ ચાલો; કારણ કે, ત્યાં કોતવાલ સાહબ આપણી ઇન્તજારી કરી રહ્યા હશે એટલે હવે આપણે ત્યાં જલ્દી પહોંચી જઇએ તો સારૂં." અબ્દુર્રહીમખાને પોતાના પંદર બદમાશ

સાથીઓના અફસર કાસિમને ઉદ્દેશીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"બજા ખુદાવંદ;" આ શબ્દોના ઉચ્ચારથી અબ્દુર્રહીમની આજ્ઞાને શિરસાવંદ્ય કરીને બદમાશ કાસિમે પોતાના સાથીઓને કહ્યું કે: "સાંભળ્યું ? હુ.જૂરના ફર્માન મુજબ આ ગુનાહગારોના પગોના બંધ છોડીને એમને ઢોરો પેઠે હાંકતા અને ચાબૂક ફટકારતા પેલા ખાડા આગળ લઈ ચાલો."

"જેવો હુકમ;" ચાર પાંચ બદમાશો સાથેજ બોલી ઊઠયા.

તે બદમાશોએ સંન્યાસી નારાયણ, ચિરયૌવના તથા તેમના ઉભય સંગીઓનાં ચરણોને બંધનમુક્ત કરી દીધાં અને ત્યારપછી તેમને ચલાવવાના તથા ચાબૂક ફટકારવાના કાર્યનો પણ પોતાને મળેલી આજ્ઞા અનુસાર આરંભ કરી દીધો. એ વેળાયે જે તૃણ-રાશિમાં અગ્નિને પ્રજળાવવામાં આવ્યો હતો તે તૃણરાશિ ભસ્મીભૂત થતાં તેની જ્વાલા શમી ગઇ અને તેથી તે જ્વાલાનો જે પ્રકાશ અલ્પસ્વલ્પ પરિમાણમાં ત્યાં વિસ્તરેલો હતો તેનો લોપ થઇ જતાં ત્યાં પુનઃ ગાઢ અંધકારનો અધિકાર વ્યાપી ગયો. સંન્યાસી નારા-યણ, ચિરયૌવના તથા તેમના સંગીઓ પલાયન ન કરી શકે એટલામાટે નારાયણ તથા ચિરયૌવનાના અનુક્રમે જમણા તથા ડાબા હાથોને સાથે મેળવીને બાંધવામાં આવ્યા હતા અને તેમના બે સંગીઓના હાથોને પણ એવી જ રીતે એકત્ર કરીને બાંધવામાં આવ્યા હતા એટલે તેઓ સાથે સાથે જ ચાલતાં હતાં. અચાનક નારાયણ તથા ચિરયૌવનાના હસ્તોને જે વસ્ત્રથી બાંધવામાં આવ્યા હતા તે વસ્ત્રબંધ ઢીલો બંધાયલો હોવાથી ખેંચાતો ખેંચાતો છૂટી ગયો અને બંધનમુક્ત થતાંની સાથે જ ચિરયૌવનાએ ઉન્મત્ત સિંહી સમાન પોતાના શત્રુઓપર આક્રમણ કરીને બે શત્રુઓને પોતાના બર્છીથી વિદારી

નાખ્યા અને એ જ પ્રમાણે સંન્યાસી નારાયણે પણ જીવપર આવી જઈને બે શત્રુઓનો ઘાણ કાઢી નાખ્યો; માત્ર એટલું જ નહિ,પણ તેણે પોતાના બે સંગીઓને પણ તત્કાળ બંધમુક્ત કરી દીધેલા હોવાથી અને ધર્મશાળાના મલ્લ અનુચરે હબ્શી જલાલના બર્છાને પાછો ઉપાડીને પોતાની કમ્મરમાં રાખી લીધેલો હોવાથી એક શત્રુને તેણે પણ હણી નાખ્યો; પરંતુ એટલામાં શત્રુઓની સંખ્યા વિશેષ હોવાથી નારાયણના શરીરપર બે બદમાશો ટૂટી પડયા અને તેમણે તેના શરીરમાં શસ્ત્રના બે આઘાતો કરીને તેને ઘાયલ કરી પૃથ્વીપર નાખી દીધો. પૃથ્વીપર પડતાં તેણે પોતાની દુર્દશાનું ચિરયૌવના તથા પોતાના ઉભય સંગીઓને ભાન કરાવવામાટે એક ચીત્કાર કર્યો અને તેના ચીત્કારને સાંભળતાંજ ચિરયૌવના તેના ઉદ્ધારમાટે જ્યાંથી ચીત્કાર સંભળાયો હતો ત્યાં દોડી ગઈ; પરંતુ તે નારાયણનો ઉદ્ધાર કરી શકે તે પૂર્વે પોતે જ ચાર બદમાશોના મધ્યમાં ઘેરાઇ ગઈ અને તેના મૃત્યુની વેળા નિકટમાં આવી લાગી; કારણ કે, ધર્મશાળાનો મલ્લ અનુચર પણ એ વેળાએ અંધકારમાં ઠોકર લાગવાથી નીચે પડી ગયો હતો અને તેનું માથું એક પાષાણ સાથે અથડાતાં મૂર્ચ્છિત થઇ ગયો હતો. ધર્મશાળાના રક્ષકના હસ્તમાં કોઇ પણ શસ્ત્ર ન હોવાથી તે ભયથી કંપતો એક વૃક્ષના વિશાળ થડની આડમાં લપાઇને ઊભો રહ્યો હતો.

પરિસ્થિતિનું આવી રીતે અચાનક પરિવર્તન થયેલું જોઇને અગ્રભાગમાં કેટલાક અંતરપર ચાલતો અબ્દુર્રહીમ પાછો વળ્યો અને અગ્નિને ઉત્પન્ન કરવાનાં સાધનો તેની પાસે તૈયાર હોવાથી તે સાધનોવડે તેણે પોતાની પાઘડીને ઉતારીને સળગાવતાં ત્યાં જે દૃશ્ય તેના જોવામાં આવ્યું તેને જોઇને તે આશ્ચર્યસ્તંભિત તથા દિઙ્મૂઢ થઈ ગયો; કારણ કે, તેના બદમાશ સાથીઓમાંના સાત સાથી-

ઓની તો ત્યાં લાશો જ પડેલી હતી. પરંતુ નારાયણ તથા ધર્મશા-ળાના મલ્લ અનુચરને હણાયલા જોઇને તેના હૃદયમાં કાંઇક સંતોષ થયો અને ચિરયૌવના કિંવા નાઝાને પોતાના બચેલા સાથીઓના હાથમાં સપડાયલી જોઇને તેના આનંદનો અતિરેક થઇ ગયો. તેણે કોપના આવેશમાં "હમણાંજ હલાલ કરી નાખો આ ખૂની શેરનીને અને પછી આ લાશોને ઠેકાણે પાડીને ચાલતા થાઓ." એવો પોતાના સાથીઓને હુકમ ફર્માવી દીધો.

"ખબરદાર; જેવી હાલતમાં હો, તેવી જ હાલતમાં ઊભા રહેજો; નહિ તો આ ક્ષણે જ તમારા મોતની નોબત આવી લાગશે અને તમારી લાશો જંગલનાં જાનવરોની ગિજા થઇ જશે." અત્યંત અલ્પ અંતરપરથી આ ભયાનક શબ્દો આવીને અબ્દુર્રહીમ તથા તેના બદમાશ સાથીઓના કાનોમાં અથડાયા અને એ શબ્દો સાંભળીને તેઓ ભયભીત થઇ ગયા.

તેમને વિશેષ વિચાર કરવાનો અવકાશ મળી શકે એટલામાં તો મીર અદલ હબીબુલ્લાખાન પોતાના વીર અશ્વારોહી સૈનિકો સહિત ત્યાં આવીને ઊભો રહ્યો અને તેણે અબ્દુર્રહીમ તથા તેના જેટલા બદમાશ સાથીઓ જીવતા હતા તેમને પકડીને હાથકડીઓથી જકડી લેવાની પોતાના સૈનિકોને આજ્ઞા આપી દીધી. સૈનિકો તેમને ચતુર્ભુજ કરવાના કાર્યમાં રોકાયલા હતા તે વેળાયે ચિરયૌવનાએ મીર અદલ પાસે આવીને બાષ્પરુદ્ધ કંઠથી કહ્યું કેઃ—

"સ્વામીજી આ બદમાશોના હાથે ઘવાયા છે અને અત્યારે બિલ્કુલ બેહોશીની હાલતમાં પડેલા છે, અર્થાત્ પ્રથમ એમને ધર્મશાળામાં પહોંચાડવાનો અને કોઇ સારા વૈદ્ય કે હકીમદ્વારા એમને હોશનાં લાવવાનો બંદોબસ્ત કરો, તો આપની મોટી મેહરબાની."

હબીબુલ્લાખાને સૈનિકોના નાયકને જે આજ્ઞા આપવાની હતી તે આપી દીધી અને સંજ્ઞાશૂન્ય નારાયણને સંભાળથી પોતાના ખોળામાં રાખીને તેમ જ ચિરયૌવનાને એક અન્ય અશ્વપર બેસાડીને પોતાના બે સૈનિકો સહિત પ્રયાગ નગર પ્રતિ જવાને પ્રયાણ કર્યું. ધર્મશાળામાં નારાયણને પહોંચાડીને પોતાના એક સૈનિકને મોકલી તેણે પ્રયાગના એક નામાંકિત મુસલ્માન હકીમને બોલાવી મંગાવ્યો અને તે હકીમે નારાયણની છાતીના દક્ષિણ પાર્શ્વમાં તથા દક્ષિણ જંઘામાં બર્છાના બે ઊંડા જખ્મોને જોઇને પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો કે: " હું ઇલાજ કરૂં છું તેથી જખ્મી કદાચિત્ આવતી કાલે બપોર સુધીમાં હોશમાં તો આવશે; પણ જો એ પોતાની જબાનને બંધ નહિ રાખે અને બોલવા માંડશે, તો એની અમુક નસો તત્કાળ ટૂટી જશે અને તે નસો ટૂટતાં જ એની જિન્દગીની દોરી પણ ટૂટી જશે, એટલામાટે એને બોલવા ન દેવાની બરાબર સંભાળ રાખજો. "

હકીમના આ અભિપ્રાયથી નારાયણનું જીવન અનિશ્ચિત દેખાતાં ચિરયૌવનાના હૃદયમાં નિરાશાનો ભયાનક આઘાત થયો અને તેનાં નેત્રોમાંથી અવિરલ અશ્રુધારાનું વહન થવા લાગ્યું. નિરાશાના પરિણામે તેના મુખમાંથી એવો ઉદ્‌ગાર નીકળી ગયો કે: " હાય રે કિસ્મતની ખૂબી, મારી અભાગિનીની નૌકા કિનારે આવીને ડૂબી ! "



રા. રા. ઠક્કુર નારાયણ કૃત

# ઐતિહાસિક નવલકથાઓ

આનન્દાશ્રમ-બંકિમચન્દ્રકૃત 'આનન્દમઠ'નું ભાષાંતર ... ૧—૮—૦
શાહજહાનના છેલ્લા દિવસો અથવા માધવી કંકણ ૨—૮—૦
ચંન્દ્રશેખર અથવા બંગાળાની ડગમગતી નવ્વાબી
( સચિત્ર દ્વિતીય આવૃત્તિ ) ૪—૦—૦
પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ કલાઈવનું કપટતંત્ર... ૩—૦—૦
હળદીઘાટનું યુદ્ધ ( દ્વિતીય આવૃત્તિ ) ... ... ૦—૧૨—૦
પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ... ... ૨—૮—૦
કત્લે આમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ... ૨—૮—૦
ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... ... ૨—૮—૦
જગન્નાથની મૂર્તિ અથવા ભારતનું ભવિષ્ય ... ૨—૮—૦
ચાણક્યનન્દિની અથવા ચચ્ચ અને સુંહધી ... ૨—૮—૦
અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... ૩—૮—૦
બાદશાહ બાબર અથવા નૂરે ઇસ્લામ... ... ૪—૮—૦
ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ... ૩—૮—૦
કચ્છનો કાર્તિકેય અથવા જાડેજા વીર ખેંગાર ... ૩—૮—૦
અનારકલી અથવા અપરાધી અકબર ... ... ૪—૦—૦
૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન ... ... ... ૧—૮—૦
આર્ય આદિત્ય ચક્રવર્તી બાપ્પા રાવળ... ... ૦—૧૨—૦